પરિમલ ગ્રંથાવલિ . ૯

# સેતુબંધ

★

લેખક

શ્રી શૈલજાનંદ મુખોપાધ્યાય

અનુવાદક

શ્રી નાજુકલાલ નંદલાલ ચોકસી




ગાંડીવ સાહિત્ય મંદિર : સુરત

**સેતુબંધ** તદ્દન નવી જ શૈલીની નવલકથા છે એમ પ્રત્યેક વાંચકે કબૂલવું પડશે.

નવલકથાનો પાયો બે ઝગડતાં કુટુંબોનો પેઢીધરપેઢીનો ઝગડો છે. એ ઝગડો કેટલી ય પેઢીઓ સુધી જલ્યા કરે છે, અને બંને ખાનદાનને કેવાં અદાલતે ચઢાવે છે, કેવાં પ્રજાળે છે, બંનેની કેવી ખરાબી કરે છે, અને તેમાંથી આખા ગામમાં કેવી પક્ષાપક્ષી ઊભી થાય છે તેનું અતિ રસપ્રદ અને ભારે વેધક ચિત્ર દોરાયું છે.

નવલકથાનું મુખ્ય ને સૌથી આકર્ષક તત્વ છે એનો વેગ. અને બીજું એવું જ તત્ત્વ છે અત્યંત ચોટદાર વાતાવરણ ઝમાવવાની લેખકની કુશળતા. આ બે તત્વો વડે લેખકે વાર્તાને એવી સરસ ઝમાવી છે કે કોઈ પણ સામાન્ય વાચનાર એને હાથમાં લીધા પછી મૂકી શકે તેમ નથી.

આ વાર્તાની સાંગોપાંગ નિર્દોષતા પણ લક્ષ ખેંચે તેવી છે. કોઇ પણ જાતના લટકાંલટકા શિવાય, કોઇ પણ જાતની કુસંસ્કારી પ્રસંગ-રચના શિવાય એ એકધારી વહી જાય છે, અને છેવટે વાંચનારના મન પર સંપ અને સહકારની શ્રેષ્ઠતા ઠસાવી રહે છે.

હિન્દુસ્તાનનાં અનેક ગામડાં આ જાતના—કુસંપ ને કડવાશના—રોગમાં ફસાઈ ગયેલાં છે. તેમાંથી એકાદએમાં પણ આ ચોપડી સંપ ને એખલાસ સ્થાપવામાં સહાયભૂત થશે તો એનું પ્રકાશન સાર્થ થયું ગણાશે.

શ્રી નાજુકભાઇએ આ અનુવાદ સરસ રીતે અને વખતસર કરી આપ્યો તે માટે તેમના ઓશિંગણ છીએ; અને મૂળ લેખકના તો ખરા જ.

**ન. વી.**

## પરિમલ ગ્રંથાવલિ

1. ૧ રૂપાનો ઘંટ
2. ૨ પ્રણય અને પરિણય
3. ૩ જગતના અરણ્યમાં
4. ૪ ભસ્મરેખા
5. ૫ પરાધીન
6. ૬ સેતુબંધ

પુરન્દરપુર ગામ તો નાનકડું, પણ એમાં જમીનદાર બે. એકની અટક રાય અને બીજાની ચોધરી.

બેઉ કુટુંબો પ્રાચીન તેમજ આબરૂદાર હતાં. છતાં મોટાઇમાં કોણ ચઢે એ બાબત બન્ને કુટુંબો વચ્ચે ચડસાચડસી ચાલ્યા જ કરે. આ ઝગડો આજનો નહિ, પણ પેઢી દર પેઢીથી વારસામાં ઊતરી આવેલો.

સામાન્ય રીતે બને છે તેમ, ગામની વસ્તીની અંદર પણ, આ રાય અને ચોધરી કુટુંબો પૈકી ધનદોલત કોની પાસે વધારે એ બાબત બે પક્ષ પડેલા. એક પક્ષ આગ્રહપૂર્વક કહેતો કે રાયની દોલત વધારે, ત્યારે બીજો પક્ષ તેટલા જ ભારપૂર્વક કહેતો કે ચોધરી કુટુંબ વધારે દોલતવાન.

એ ગમે તેમ હોય, પરંતુ જે સમયની વાત આપણે કરીએ છીએ તે સમયે તો બન્ને કુટુંબોની સરખી જાહોજહાલી હતી. નવરાત્રિ–દશેરાના તહેવારોમાં બન્ને જમીનદારોની હવેલીઓ પર ખૂબ ધામધૂમ મચી રહેતી. લાગલાગટ ત્રણચાર દિવસ લગી ગામનાં તેમજ પરગામનાં કેટલાં યે દીન-દુઃખિયાં મનગમતાં ખાનપાનથી ધરાતાં અને પોતપોતાના આશ્રયદાતાઓનાં ગુણગાન ગાતાં.

રાયવાળા વાજતેગાજતે વરઘોડા કાઢવાની વ્યવસ્થા કરે, તો ચોધરી-વાળા નાટચપ્રયોગો માટે રંગભૂમિઓ ઊભી કરે. ચોધરીની હવેલીએ બ્રાહ્મણોને બે આના દક્ષિણા અપાય, તો રાયને ઘેરથી ચાર આના દક્ષિણા અપાય. આવી ચડસાચડસી એ કુટુંબો વચ્ચે ચાલ્યા જ કરે.

આ વર્ષે છેક દશેરાને દહાડે જ રાયકુટુંબના વડા **પ્રતાપરાયને** કાને ખબર પહોંચી કે ચોધરીવાળાની દુર્ગા–પ્રતિમા પોતાના તરફની પ્રતિમા

કરતાં, નહિ નહિ તો યે હાથેક વધારે ઊંચી હશે.

ખબર સાંભળી પ્રતાપરાય દાંત કચકચાવી તડૂકયાઃ "તો વહેલો ખબર આપવા શેં ન મૂઓ?"

રાયજીનો ગુસ્સો જોઇને જ ખબર આપવા આવનાર બિચારાનાં મોતિયાં મરી ગયાં. છોભીલો પડી તે નીચી મૂડીએ ઊભો થઈ રહ્યો.

થોડી વારે પ્રતાપરાય બોલ્યાઃ "વારુ, તું તારે જા. એની વ્યવસ્થા હું કરું છું."

એમ કહી જાતજાતના વિચાર પછી પ્રતાપરાયે ચોધરી કુટુંબને મહાત કરવાની એક યુક્તિ શોધી કાઢી.

દશેરાની સાંજે ચોધરીવાળાની પ્રતિમાનું વિસર્જન કરવા માટેનો વરઘોડો નીકળ્યો. પ્રતિમાની આગળપાછળ થોકબંધ લોક ઊભરાવા લાગ્યું. સંખ્યાબંધ મશાલોના તેજે ચારે દિશાઓ ઝળાંઝળાં થઇ રહી. વાજાં અને નગારાંના તાલબદ્ધ સૂરોથી ગામ આખું ગાજી ઊઠ્યું. ધામ-ધૂમનો કંઇ પાર નહોતો.

પ્રતિમાને નદીમાં પધરાવવા માટે વરઘોડાને રાયની હવેલીવાળા નાકે રહીને જ જવાનું હતું. નદીએ જવાનો એ જ સહેલો અને સુગમ રસ્તો હતો. દર વર્ષે એ જ રસ્તે પ્રતિમાવિસર્જનનો વરઘોડો પસાર થતો. તે મુજબ આ વર્ષે પણ એ જ રસ્તે વરઘોડો આગળ વધતો હતો.

પરંતુ રાયજીનો દરવાજો આવી પહોંચતાં પ્રતિમાને ઊંચકનારા ભોઈ લોકો એકાએક થંભી ગયા. જુએ છે તો દરવાજા પાસેના માર્ગમાં બેઉ પડખે મોટી મોટી થાંભલીઓ રોપી આસોપાલવ અને દેવદારનાં પાનનું એક શોભીતું તોરણ બાંધ્યું છે. એ તોરણમાંથી પ્રતિમાનું માથું પસાર થઈ શકે તેમ નહોતું. પ્રતિમાને નમાવે તો જ પસાર થઈ શકે.

હવે શું કરવું તેનો વિચાર થઈ પડયો.

તોરણને કાપી કાઢ્યા વગર પ્રતિમાને સીધી ને સીધી પસાર કરાવાય તેમ નહોતું.

"શું થયું ? શું થયું ? થંભી કેમ પડયા ?" એમ બોલતાં બોલતાં લોકોની ઠઠને ચીરી **ભવાની ચોધરી** આગળ આવ્યા.

થોભવાનું કારણ સમજાતાં ભવાની ચોધરી ઘડીભર તો ડઘાઇ ગયા. પણ પછી થોડાક વિચારને અંતે એકદમ હુકમ છોડયો: "કાપી કાઢો તોરણને ! જોઇ શું રહ્યા છો ? એ વગર બીજો ઉપાય જ કયાં છે ?"

ચોધરીના કેટલાક ગુરખા ચપરાશીઓ વરઘોડામાં હતા. તેમની કમ્મરે કૂકરીઓ ઝૂલતી હતી. ચોધરીનો હુકમ મળતાં બરાબર એક ચપરાશીએ કૂકરીને મ્યાન બહાર કાઢીને તોરણ પર ચોટ તાકી.

એ જોતાં બરાબર રાયજીની હવેલીમાંથી પચીસેક માણસોનું ધાડું બહાર ધસી આવ્યું, અને ભીડમાં ઘૂસી જઇ પડકાર કર્યો: "ખબરદાર, તોરણ કાપ્યું છે તો ! કાપનારનાં માથાં ધડ પર નહિ રહે !"

ભવાની ચોધરીએ ધસારો લઇ આવનાર માણસો તરફ નજર કરી તો એકેએક માણસ હથિયારબંધ જણાયો. કોઇના હાથમાં લાઠી હતી તો કોઈના હાથમાં બરછી, કોઇના હાથમાં તરવાર હતી તો કોઇના હાથમાં કુહાડી.

પડકાર દેનારને ભવાની ચોધરીએ પૂછયું: "તોરણ કાપવાની મના કોણ ફરમાવે છે, ભલા ?"

"હું—હું પ્રતાપરાય મના ફરમાવું છું ! અમારું શુકનનું તોરણ નહિ કપાય !" ઉપર છજામાં રહ્યા રહ્યા પ્રતાપરાય તડૂકયા—ઘૂરકયા.

ચોધરીએ મોં ઊંચું કરીને જોયું તો પ્રતાપરાય પંડે હાથમાં એનાળી બંદૂક પકડીને છજામાં ઊભા હતા !

ભવાની ચોધરીને સમજાઈ ગયું કે થયેલી રૂકાવટ આકસ્મિક નહોતી, પણ અગાઉથી ગોઠવાયલું કાવતરું હતું. છતાં છજા તરફ ડોક ફેરવીને ભવાની ચોધરીએ પૂછયું: "તો પછી પ્રતિમાને અમે લઇ જઇએ શી રીતે ?"

ક્રૂર હાસ્ય સહિત પ્રતાપરાયે જવાબ દીધો: "**નીચી નમાવીને, ખભેથી** નીચે ઉતારીને !"

એ જ વખતે રાયપક્ષનો કોઈક જણ બોલી ઊઠયો: "બેટમજીએ ચડસાચડસી કરીને અમારા કરતાં મોટી પ્રતિમા બનાવરાવી, તો જોઈ લ્યો હવે મઝા!"

ભવાની ચોધરીનો ગુસ્સો તો માતો નહોતો. પરંતુ વખત વિચારી જઈને બોલ્યા: "ઠીક છે, આજે દશેરાનો તહેવાર છે. ખૂનામરકી ચલાવીને લોહી વહેવડાવવું એ શોભાસ્પદ ન ગણાય. ચલાવો, પ્રતિમા પાછી વાળો! પેલે ફેરવાળે રસ્તે લઇ ચાલો!"

હુકમ મળતાં જ ભોઈ લોકોએ પ્રતિમાને બીજે રસ્તે વાળી.

એ ફજેતો જોઇ પ્રતાપરાય છજામાં ઊભા ઊભા ખડખડ હસવા લાગ્યા.

રાખોડામાં ભારેલો અગ્નિ ફૂંકોને ઝપાટે જેમ ભભૂકી ઊઠે છે, તેમ આ બનાવ પછી રાય–ચોધરી કુટુંબો વચ્ચેનો અંટસ એકદમ વધી પડ્યો.

## [ ૨ ]

એક દહાડો રાયનો કૂતરો ચોધરીના દરવાજા આગળ થઇને પસાર થતો હતો. ભવાની ચોધરીનો છોકરો અતુલ એ કૂતરાને મારી મારીને ઘરના આંગણામાં તગેડી ગયો. અતુલ એ ભવાની ચોધરીનો એકનો એક છોકરો હતો. આઠદશ વરસની એની ઉંમર હતી.

કૂતરાને જોઇ ભવાની ચોધરીએ હસતાં હસતાં પૂછયું: "કોનો કૂતરો તગેડી લાવ્યો રે અતુલ? શી વાત છે?"

અતુલે કહ્યું: "રાયનો કૂતરો છે, બાપુ! આપણે ઝાંપે રહીને જતો હતો! એને વીંધી નાખો બંદૂકથી!"

ભવાની ચોધરીએ નોકરને હાક મારી કહ્યું: "મારી બંદૂક લઇ આવ તો!"

આણી તરફ તે જ દહાડે પ્રતાપરાયનો છોકરો અશ્વિન લોહીતસ્બોળ

નાગી તલવાર હાથમાં પકડીને ઘર તરફ આવતો જણાયો. અશ્વિન અતુલના જેટલો છેક નાનો ન હતો. એની વય કંઇ નહિ તો યે ત્રીસ જેટલી હશે. ખુલ્લી તલવારે તે આગળ આગળ ચાલતો હતો અને તેની પાછળ બીજા ચાર જણ ચાલ્યા આવતા હતા. એમાંના એકના હાથમાં કાપેલા બકરાનું માથું હતું અને બીજાના હાથમાં બકરાનું ધડ હતું!

ઘરમાં દાખલ થતાં જ પ્રતાપરાયે હસતાં હસતાં અશ્વિનને પૂછયું: “અરે! શું છે રે અશ્વિન? ઓહો, બકરું કાપ્યું લાગે છે ને?”

“હા બાપુ! ચોધરીનો બકરો આપણી વાડીમાં ઘૂસ્યો હતો તે વાઢી નાખ્યો!”

પ્રતાપરાય પુત્રના પરાક્રમથી ખુશ થઈ હસવા લાગ્યા અને પુત્રને શાબાશી આપતાં બોલ્યા: “બહુ સારું કર્યું! તલવાર ઠેકાણે મૂકીને હાથપગ ધોઇ અહીં મારી કને આવ. મારે એક બીજી વાત તને કહેવી છે.”

અશ્વિન બાપ કને આવી ઊભો એટલે રાયજીએ કહ્યું: “જો, ભવાની ચોધરીને આપણે હલકો પાડવો છે—એવો તો હલકો પાડવો છે કે કોઈની આગળ તે ઊંચે મોંએ વાત જ ન કરી શકે!”

અશ્વિન બોલ્યો: “ઓહો! એમાં તે શી મોટી વાત છે? કરી દેખાડું.”

“કેવી રીતે કરીશ, તે તો કહે!”

“હમણાં નહિ કહું. વધારે નહિ પણ સાતેક દિવસની રાહ જુઓ, બાપુ! એટલા વખતમાં જરૂર હું કંઈક કરી દેખાડીશ.”

પુત્રની વાત સાંભળી પ્રતાપરાય હસતાં હસતાં પાકી દાઢી પર હાથ ફેરવવા લાગ્યા, અને પછી બોલ્યા: “તું તારે કરાય એટલું અપમાન સુખે કરજે! એ પછી કોરટકચેરીનો મામલો ઊભો થશે, તો હું સંભાળી લઈશ.”

ત્યાર બાદ સાતેક દહાડામાં જ અશ્વિને ગોઠવેલા કારસ્થાનનાં

ચક્ર ચાલુ થયાં.

ગામની ભાગોળે તાલસરોવર નામનું એક વિશાળ તળાવ હતું. એ તળાવ દેખાવમાં જેવું રમણીય હતું, તેવું જ માછલાંની પેદાશ માટે ફળદ્રુપ હતું. એમાં પુષ્કળ માછલાં પાકતાં. એ તળાવ ઉપર રાય અને ચોધરી બન્ને કુટુંબોનો દાવો હતો. અસલ એ કોની માલિકીનું હતું એ જાણવાનો રસ્તો નહોતો. લાંબી તકરારને અંતે અદાલતે ચોધરીનો હક્ક બાર આની અને રાયનો હક્ક ચાર આની ઠરાવી આપ્યો હતો. આ ઠરાવથી રાયને પોતાનું અપમાન લાગ્યું. એના દુઃખનો પાર ન રહ્યો. નિદાન અડધોઅડધ પણ હક્ક ઠરાવ્યો હોત તો હજી કંઈક ઠીક હતું. પણ આ તો ચાર જ આના! રાયકુટુંબની માનહાનિ આના કરતાં તે બીજી કઈ વધારે હોય?

તાલસરોવરની પાળ પર કપાયેલાં તાડનાં ઠૂંઠાં ઠેર ઠેર દેખાતાં હતાં. તે પરથી સાબિત થતું હતું કે એક વેળા તળાવની ચારે પાળો પર અસંખ્ય તાડવૃક્ષો હોવાં જોઈએ. અત્યારે તો એમાંનું એકે વૃક્ષ ઊભું નહોતું, એટલે ઊપજવહેંચણીની ભાંજગડ હવે માછલાં પૂરતી જ રહી હતી.

એ મુદ્દા પર જ અશ્વિને પોતાનું કારસ્થાન ગોઠવ્યું. દશેક માછીઓને લઈ તે તાલસરોવર પર ઊપડ્યો અને માછલાં પકડવા જાળો નંખાવી. પકડાતાં માછલાંમાંથી અડધોઅડધ પોતે રાખી લઈ રાયકુટુંબનો અર્ધો ભાગ સાબિત કરવાની એની યોજના હતી. બાકીનો અડધો ભાગ ભવાની ચોધરીને આપવાનો હતો. પણ ચોધરીનો ભાગ ખરી રીતે તો બાર આની ઠરેલો હતો. એટલે ચોધરી ગુસ્સે થઈને લડવા જરૂર આવવાનો.

અશ્વિનને જોઈતું હતું પણ એટલું જ. કારણ કે એક પક્ષ મૂંગો રહે તો ઝગડો બરાબર જામે નહિ. એટલે ભવાની ચોધરીનું અપમાન કરવું જ હોય તો તો કોઈ પણ રીતે એને ચીડવીને ઝગડામાં ઉતારવાની

જરૂર હતી. તે માટે જ અશ્વિને આ યુક્તિ ગોઠવી હતી.

ચોધરીને ખબર પહોંચડાવ્યા કે તાલસરોવરમાંથી માછલાં પકડવા રાયવાળા જાય છે ને તમને બોલાવે છે. આણી તરફ દખણાદી પાળ નીચે દશેક ચપરાશીઓ હાથમાં લાઠીઓ લઇને લપાયા હતા. તેમાંથી ગિરધારી નામના ચપરાશીને પોતાની કને બોલાવીને અશ્વિને કહ્યું: "જોજે ગિરધારી! અડધાં કરતાં જરા યે વધુ ચોધરીને ભાગે જાય નહિ, સમજ્યો ને? ઝાઝી લપ્પપનછપ્પન કરે ને, તો હડહડતું અપમાન કરી નાખજે! ગભરાઇશ નહિ, હો કે?"

ગિરધારી બોલ્યો: "મને કંઇ શિખવવું પડે તેમ નથી, બાબુજી! આપ નિરાંતે જોયા કરો! આપ કહેતા હો તો બેટમજીનો ટોટો પણ પીસી નાખું!"

અશ્વિને કહ્યું: "ના, ના. જાન લેવાની હમણાં જરૂર નથી. તો પણ ઝાઝી ધાંધલ કરે ને, તો ચોધરી હોય કે તેનો નાનકડો છોકરો હોય, તેના ટાંગા તો તોડી જ નાખજે, બરડો પણ બેલાશક ખોખરો કરજે!"

"બહુ સારું, બાબુજી!" એમ કહીને ગિરધારી એકી છલંગે પાળ પર ચઢી ગયો અને જોવા લાગ્યો કે ચોધરી તરફથી કોણ આવે છે? અને તે જ ઘડીએ તળાવના ઓતરાતા ઓવારા પાસેથી ભવાની ચોધરી પંડે આવતા જણાયા. એકલા નહોતા આવતા, તેમની પાછળ હુક્કો પકડીને સુરેન્દ્ર ચેટરજી પણ આવતો હતો.

ગિરધારી બોલી ઊઠ્યો: "આ આવી ગયા ચોધરી પોતે! આપ હવે આ ઠેકાણેથી ખસી જાઓ, બાબુજી!"

અશ્વિન ચાલ્યો ગયો. ટોળીના બીજા માણસોને પાળની ઓથે લપાઈ જવાની ઇશારત આંખ વડે કરી ગિરધારી પોતે ભવાની ચોધરીની સામે ગયો.

ચોધરીએ આવતાં બરાબર પૂછ્યું: "કેટલાં પકડાયાં અત્યાર લગીમાં?"

એક માછીમારે જવાબ આપ્યો: "ચારેક પકડાયાં છે, બાબુજી!"

"બસ ત્યારે, હવે વધારે પકડવાની જરૂર નથી. બહાર નીકળી આવો! રાયને ઘેર કંઈ અવસરબવસર તો નથી ને, ગિરધારી?"

ગિરધારીએ તડાક દેતો ઉત્તર આપ્યો: "ના."

ચોધરી: "તો પછી વધારે માછલાં પકડવાની જરૂર શી છે? ચાલો, પકડાયલાં ચારને બહાર લઈ આવો, એટલે ભાગ વહેંચી લઈએ."

માછીમારો બહાર નીકળ્યા. જાળમાં ચાર મોટાં મોટાં માછલાં પકડાયાં હતાં. પણ એ ચારેનું વજન એકસરખું નહોતું. એટલે કાપકૂપ કર્યા વગર ભાગની વહેંચણી થઈ શકે તેમ નહોતું. તેથી ચોધરીએ કહ્યું: "ચાલો મારી હવેલીએ. આ માછીમારો જ કાપીકૂપીને બરાબર ભાગ પાડી આપશે. આવ, ગિરધારી!"

ભવાની ચોધરીની હવેલી તળાવથી બહુ છેટી નહોતી.

સુરેન ચેટરજી સાથે વાતોના તડાકા હાંકતાં હાંકતાં ચોધરી આગળ આગળ ચાલતા હતા. માછી લોકો માછલાં ઊંચકીને પાછળ પાછળ આવતા હતા. ગિરધારી રહી રહીને જોઇ લેતો કે પોતાની ટોળીના માણસો ઝાડવાંની ઓથે ઓથે લપાઇને પાછળ પાછળ આવે છે કે નહિ?

એવામાં ચોધરીએ એકાએક પાછા વળીને બૂમ પાડી: "ગિરધારી!"

ગિરધારી ચોધરીની નજીક ગયો. એટલે ચોધરીએ કહ્યું: "જો, ગિરધારી! માછલાં માટે તે દહાડાની માફક ટંટોફિસાદ તો નહિ થાય ને? એટલા માટે તો ખુદ હું હાજર રહ્યો છું."

ગિરધારીએ જવાબ આપ્યો: "વહેંચણી બરાબર નહિ થાય તો ટંટો થાય પણ ખરો!"

ચોધરીએ પૂછ્યું: "રાયનો ભાગ કેટલો, તે તો તું જાણે છે ને?"

ગિરધારી બોલ્યો: "હા. આઠ આની—અર્ધો હિસ્સો!"

ભવાની ચોધરી ખડખડ હસી પડ્યા અને બોલ્યા: "ત્યારે તો તને કશી જ ખબર નથી, ગિરધારી! જોયું ને, સુરેન? એટલા માટે સ્તો મારે

જાતે આવવું પડ્યું છે. જા, ગિરધારી! તું જઈને મોટા રાયજીને પૂછી-ગાછી બરાબર નક્કી કરી આવ!"

ગિરધારી તડૂક્યો: "પૂછવુંગાછવું હોય તો તમે પૂછોગાછો, ચોધરીજી! હું તો મારે મને જેવો હુકમ મળ્યો છે તેમ જ કરવાનો, શું સમજ્યા?"

ગિરધારીની વાત કરવાની છટા અને એના આંખમોંના ચાળા ચોધરીને ઠીક લાગ્યા નહિ. એટલે ઊભા રહી ગયા અને પૂછ્યું: "તને કેવી રીતનું કહ્યું છે?"

ગિરધારી ગર્જ્યો: "આઠ આની પ્રમાણે અડધોઅડધ ભાગ લેવાનો મને હુકમ છે."

"આઠ આની ભાગ તો કબૂ ન મળે. રાયનો ભાગ ચાર આની ઠરેલો જ છે, સમજ્યો?"

ગિરધારી હસતો હસતો ને હાથના ઇશારા કરતો કરતો બરાડી ઊઠયો: "સાંભળો! સાંભળો! એ શુકુલ, એ મિહિર, અરે! એ જગા, સાંભળો છો કે?" એ સાદથી તરત જ ઝાડવાંની ઓથેથી લાઠીધારી કેટલાક ચપરાશીઓ ફૂટી નીકળ્યા!

તેમને સંબોધીને ગિરધારી બોલ્યો: "જોયું કે? ચોધરી કહે છે કે રાયજીનો ભાગ ચાર આના! તો પછી ચાલો, લઇ જઈએ ચારે માછલાં આપણે રાયજીની હવેલીએ!"

માછીઓના હાથમાંથી ચારે માછલાં પડાવી લેવા માટે બે ચપરાશીઓ આગળ વધ્યા.

ભવાની ચોધરી તડૂક્યા: "ખબરદાર માછલાંને હાથ અડકાડયો છે તો! બોલાવ તારા પ્રતાપરાયને! માછલાં અહીં જ રહેવા દે!"

સામે જ ભવાની ચોધરીની હવેલી આવી રહી હતી. સુરેન ચેટરજીએ ચોધરીનો હાથ દબાવી ધીમે સ્વરે કહ્યું: "બાબુજી, ચાલો હવેલીમાં. અહીંનાં એ માણસ કંઇ સારા લાગતા નથી"

પણ ભવાની ચોધરીએ ચેટરજીની એ સલાહને ગણુકારી નહિ. ગિરધારીને ઉદ્દેશી તેમણે કહ્યું : "નાહકનો ટંટો શા માટે ઊભો કરે છે, ગિરધારી? તારા શેઠને બોલાવી લાવ. એટલે—"

ચોધરી પોતાનું બોલવું પૂરું કરે તે પહેલાં જ ગિરધારીએ એકદમ ઉછાંછળું પગલું ભર્યું. ચોધરી પર ધસી જઇને તેમના ગાલ પર લાગલી લપડાક ચોડી દીધી અને બરાડયો : "જા રે જા! ચોધરી છે તો તારા ઘરનો! એમ કંઇ તારાથી કે તારા લાટ સાહેબથી બીતા નથી. જા, ભાગી જા, થઇ જા ઊભી પૂછડીએ ઘરભેગો!"

ગિરધારીની નફ્ટાઇથી ચોધરી ડઘાઇ ગયા ને અવાક બની ઊભા રહ્યા!

એકે શબ્દ બોલ્યા વગર ધીમે પગલે તેઓ પોતાની હવેલી ભણી ચાલવા લાગ્યા.

સુરેન ચેટરજીએ ગિરધારીને કહ્યું : "છિ :! છિ :! આ શું કર્યું તેં ગિરધારી? જા જા, બાબુજીને પગે પડીને માફી માગ, નહિ તો સાર નહિ કાઢે!"

રાયના હિંદુસ્તાની ચપરાશીઓમાંથી બે જણા માછીમારોના હાથમાંથી માછલીઓ ઝૂંટાવી લઇને રાયજીને મકાન તરફ જવા લાગ્યા. આણી તરફ હવેલી આગળ કંઇક ધાંધલ થતી જોઇને ચોધરીની ડેલીએથી ત્રણ ચપરાશીઓ લાકીઓ લઇ બહાર ધસી આવ્યા. પણ શું કરવાનું છે તેનો કંઇ જ ખ્યાલ તેમને નહોતો.

સુરેન ચેટરજીએ ઉતાવળે અવાજે તેમને કહ્યું : "જાઓ જાઓ, પેલા રાયના માણસો માછલાં લઇ જાય છે તે પડાવી લાવો!"

આટલી વાત જેમતેમ સમજાવીને ચેટરજી મહાશય ગિરધારીના ડરથી રફુચક્કર થઈ ગયા.

ચપરાશીઓની બન્ને ટોળીઓ વચ્ચે મારામારી શરૂ થઈ ગઈ. એ જ વખતે ભવાની ચોધરીનો પુત્ર અતુલ 'બાપુ! બાપુ!' કરતો એ જ સ્થળે

દોડી આવતો દેખાયો.

ગિરધારીએ જોયું કે આ સરસ લાગ છે. ચોધરી બિચારો માર ખાઇને ઘરમાં ભરાઇ ગયો છે. ભયનો માર્યો એ હવે બહાર આવવાનો નથી. એમ કરવાની એની જિગર જ નથી. એમ વિચારી ગિરધારી આગળ વધ્યો અને ટપ દઇને છોકરાનું કાંડું પકડયું.

તેના મોઢા સામે જોઇ જોઇને અતુલ પૂછવા લાગ્યોઃ "મારા બાપુજી કયાં છે? મારા બાપુજીને તેં દીઠા છે?"

"એં...! દી...ઠા...છે?! બોલાવ તારા બાપને, જેટલું બોલાવાય તેટલું!"

એમ કહીને જાણે એ જ ઠેકાણે છોકરાને પછાડી મારવાનો વિચાર ન હોય તેમ ગિરધારીએ હાથમાંની લાઠી ભોંયે નાખી દઇને બેઉ હાથે અતુલને પોતાના માથા સુધી અદ્ધર ઊંચકયો.

અતુલ જોરથી બરાડવા લાગ્યોઃ "બાપુ! બાપુ!"

એવામાં એક પ્રચંડ અવાજ સંભળાયો, અને બંદૂકની એક ગોળી આવીને ગિરધારીની છાતીમાં ચોંટી. થર થર કંપતા દેહે અતુલને હેઠે નાખી દઇ ગિરધારી ડાચું ફાડીને ઢળી પડયો, તે ફરી ઊઠવા જ ન પામ્યો.

બંદૂકનો અવાજ કાને પડતાં જ રાયના માણસો માછલાં ફગાવી દઇને પલાયન કરી ગયાં.

તે વેળા ભવાની ચોધરી બેનાળી બંદૂક પકડીને પોતાની હવેલીની છજામાં ગુપચુપ ઊભા હતા!

## [ ૩ ]

ગામને ખૂણેખાંચરે, ચારે બાજુ 'ખુન! ખુન!'નો શોર મચી રહ્યો.

'ચોધરીની હવેલી સામે રાયજીના ચપરાશીનું ખૂન થયું છે!' એ વાત ફેલાતાં લોકોનાં ટોળેટોળાં ચોધરીની હવેલી ભણી ઊલટી પડયાં.

નજીકના પોલિસ થાણામાં ખબર કરવામાં આવી. જિલ્લાના પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ પાસે પણ લોકો પહોંચી ગયા.

થાણામાંથી ફોજદાર ઘોડે ચઢીને સિપાઈ-સંત્રીઓ સાથે આવી પહોંચ્યો. મોટરસાઇકલે ચઢીને સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબ પણ આવી પહોંચ્યા. ભવાની ચોધરીની હવેલી સામે મસમોટો મેળો ભરાયા જેવું થઇ રહ્યું.

આમ પ્રતાપરાયના દીવાનખાનામાં પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબ, ફોજદાર સાહેબ, જમાદાર વગેરેની બેઠક જામી છે. અશ્વિન જમાદાર સાહેબ સાથે કાનફુસી કરી પૂછે છે: "બોલો સાહેબ! શું લેશો, શરબત કે ચા? ખૂબ થાકી ગયા હશો..."

જમાદાર સાહેબે ડોકી હલાવીને સૂચવ્યું: "કંઇ જ નહિ."

ફોજદાર સાહેબ ખિસાપોથી ઉઘાડીને તેમાં કંઇક ટપકાવતા હતા. સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબ એક ખુરસી પર એક પગ ટેકવીને ઊભા ઊભા ચીરૂટ પીતા હતા. પાસે ઊભા ઊભા પ્રતાપરાય સાહેબની કાનભંભેરણી કરતા હતા: "ભારે માથાફરેલ છે, સાહેબ! ખટપટિયો પણ જબરો છે. આપ જાતે આવી પહોંચ્યા ન હોત ને, તો તો આપને પણ કંઇક ઊંધા પાટા બંધાવી દેત! ચાલો, ઠીક થયું આપ આવ્યા તે. ખૂનનો મામલો છે. માણસ માથાભારે છે. એટલે આપનું કામ ચાંપતી કાળજીથી ઉકેલવું રહ્યું. હાથકડી ચડાવીને, કેડે દોરડું બાંધીને—સમજ્યા ને, સાહેબ! Killing a man with a gun–ધોળે દહાડે બંદૂકની ગોળીથી ખૂન! બાપ રે! શી છાતી! આપનો શો મત છે, સાહેબ?"

પ્રતાપરાયના બકવાદનો કંઈ પણ જવાબ ન વાળતાં સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબે આંખને ઇશારે ફોજદારને એ ઠેકાણું છોડી જવાનું સૂચવ્યું.

ગિરધારીની લાશ હજી ચોધરીની હવેલી સામે જ પડેલી હતી. પોલિસો લોકોના ટોળાંને હડસેલી કાઢતા હતા.

એ વખતે ભવાની ચોધરી પોતાની હવેલીના દીવાનખાનામાં આમ-તેમ ટહેલતા હતા. વૃદ્ધ કારભારી વનમાળી સરકાર અદબ વાળીને દીવાન-ખાનાના બારણામાં ઊભો હતો.

તેને સંબોધી ભવાની ચોધરી એકાએક બોલી ઊઠયા: "હું જાણું છું, વનમાળી ! અચ્છી રીતે જાણું છું કે પોલિસ તો આવશે જ. ખૂન કર્યું છે, એટલે પોલિસ તો આવે જ ને?"

વનમાળી બોલ્યો: "પણ આપ એમ કહેજો, સાહેબ–પોલિસ આગળ એમ કહેજો કે ખૂન મેં કર્યું છે."

ભવાની ચોધરીએ પૂર્વવત ટહેલતાં ટહેલતાં જ જવાબ દીધો : "હાં, તે તો હું કહેવાનો જ છું. મેં પોતે ખૂન કર્યું છે, એમ જ કહેવાનો છું !"

"ના સાહેબ, એમ નહિ. આપે નહિ; પણ **મેં** કર્યું છે એમ કહેવાનું. કહેજો કે ગુસ્સાના માર્યા મારા કારભારી વનમાળીએ મારી બંદૂક ઉપાડી લઈને ખૂન કરી નાખ્યું છે !"

વફાદાર કારભારીની આત્મસમર્પણની તૈયારી જોઈ ચોધરીજી ચકિત બની ગયા, ને કહેવા લાગ્યા : "શા માટે એમ કહું ? તેં ક્યાં ખૂન કર્યું છે ? તારું નામ ફોગટનું શાને દઉં ?"

વનમાળી બોલ્યો : "ખૂનનો મામલો છે. શું થાય તે કંઇ કહેવાય સાહેબ! મેં આપનું નમક ખૂબ ખાધું છે. વળી મારી પાછળ મારું નહિ, નિકટનું સંબંધી કોઇ જ નથી, એટલે હું જઈશ તો કોઇને કશી હાનિ થવાની નથી. ત્યારે સાહેબ, આપ જાઓ તો—"

વનમાળીથી પૂરું બોલી શકાયું નહિ. એની બન્ને આંખોમાં ઝળઝળિયાં ભરાઇ આવ્યાં.

ચોધરીએ કહ્યું: "આ શી છોકરવાદી તેં માંડી છે, વનમાળી ? જા, જા, અહીંથી જતો રહે !"

પણ વનમાળી ડગ્યો નહિ. 'જાઉં છું' એમ કહીને આંખો લૂછતો

લૂછતો ફરી બોલ્યો: "તો પછી એક કામ કરો, બાબુજી! પોલિસ આવીને આપને, આપના જેવા પ્રતિષ્ઠિત જમીનદારને પકડી હાથકડી પહેરાવી આટઆટલા લોકની વચ્ચેથી અને તે વળી રાયહવેલીના દરવાજા પાસે રહીને લઇ જાય, તેના કરતાં તો બહેત્તર છે કે આપ કલકત્તા ઊપડી જાઓ અને ત્યાં પંડે જ કાલે પોલિસ કચેરીમાં હાજર થઈ જાઓ. આપને જામીન પર છોડાવી લાવવાને જે કંઇ તજવીજ કરવી ઘટશે તે હું કરી લઇશ."

'હમ્' બોલી ચોધરી ખમચાઇને ઊભા રહ્યા, અને કારભારીના મોઢા સામે ટગર ટગર જોઈ રહી બોલ્યા: "તારી એ વાત ઠીક છે. જા, ગાડી જોડીને કંઇ પણ ધાંધલ વગર આ બાજુને દરવાજે લઇ આવ!"

વનમાળી: "હાં, બાબુજી! ગાડી ચૅાકતળાવનો ચક્રાવો ખાઇને મલ્લારડાંગા સ્ટેશને આપને પહોંચાડી દેશે. પોલિસને કંઇ જ ખબર પડશે નહિ."

એટલું કહી વનમાળી ગાડી તૈયાર કરાવવા ચાલી ગયો.

ડગલો ચઢાવી, પગરખાં પહેરી તથા પૈસાટકા ખિસ્સામાં નાખી કલકત્તા ઊપડી જવાની પૂરેપૂરી તૈયારી કરીને ચોધરી પોતાની સ્ત્રી મહામાયાની વિદાય લેવાને ઘરમાં ગયા. આજનો આખો દિવસ મહામાયાનો કેવો ખરાબ ગયો હતો તે તો એક માત્ર અન્તર્યામી જ જાણે! આજે આખો દિવસ એણે મનમાં ને મનમાં ભગવાનને પોકાર્યા કર્યા છે અને આંખમાંથી આંસુ સાર્યાં છે. અતુલથી પોતાનું રૂદન છુપાવવા કાજે એને કેવા કેવા પ્રયત્નો કરવા પડયા છે! અતુલ કંઇ છેક અબૂધ નહોતો. તે બધું સમજતો હતો. તેથી તે પોતે જ માની આગળથી ખસતો જ ન હતો.

ચોધરીને જોતાં જ મહામાયા બોલી ઊઠી: "હવે? હવે શું થશે, ભલા ભગવાન!"

ચોધરીએ ભારપૂર્વક જવાબ વાળ્યો: "થવાનું શું છે જે? મુકદ્દમો ચાલશે. તે પછી—તે પછી બીજું શું થવાનું છે? કંઇ નહિ થાય, તું જરા ય બીશ નહિ. ભગવાન છે ને!"

મહામાયા ફરી રડવા લાગી. રડતી રડતી બોલીઃ "મને તો માત્ર એ ભગવાનનો જ ભરોસો છે. એ જ ધણીરણી છે. હે ભગવાન! હે પ્રભુ! કોઇ દહાડો મેં તારો કશો અપરાધ કર્યો નથી!"

એટલું કહી બંને હાથ કપાળે ફેરવી, આંખો લૂછીને પૂછ્યું: "આપ તો ભાગી જશો, પણ પછી અહીં......અહીં......"

બોલવાનું પૂરું કર્યા વગર મહામાયાએ જિજ્ઞાસાપૂર્વક સ્વામીના મુખ સામે મીટ માંડી.

ચોધરી પત્નીનો ભાવાર્થ સમજી જઇ બોલ્યા: "ના રે ના, નાસી શા માટે જાઉં? અહીં આટલા બધા લોકોની વચ્ચે નહિ પકડાઉં એટલું જ. કાલે હું મારી મેળે જ જઈને સાહેબની કને હાજર થઈ જઇશ. અતુલ કયાં ગયો?"

"બોલાવું?"

"ના, રહેવા દે!"

બહારથી વનમાળી કારભારી ધીરે સાદે બોલાવતો સંભળાયો.

"ઠીક ત્યારે! જોજે બીશ ના!" એમ કહી ભવાની ચોધરી બહાર નીકળવા જતા હતા ત્યાં મહામાયા બોલી ઊઠી: "જરા ઊભા રહો!"

એમ કહી પતિના ચરણોમાં સાષ્ટાંગ પ્રણામ કરી તેની પદરજ મહામાયાએ માથે ચઢાવી.

ચોધરી બહાર આવી પહોંચતાં વનમાળી બોલ્યો: "કાળા ઘોડાનું ટમટમ જોડી લાવ્યો છું. જોતજોતામાં પહોંચાડી દેશે. આવતી જ કાલે હું આપણા શરદ વકીલને લઇને વખતસર કચેરીમાં હાજર રહીશ."

ચોધરીએ સૂચવ્યું: "નાણાંની ઠીકઠીક જોગવાઇ કરતો આવજે. શું કહેવાય? ખૂનનો મામલો છે—"

વનમાળી બોલ્યો: "બને તો આજ રાતે જ એક વાર આપણા બંકિમબાબુની સાથે—"

"કયા બંકિમબાબુ?"

"હાઇકોર્ટના વકીલ—"

"અરે હાં રે હા, ઠીક કહ્યું. તેને હું મારી સાથે જ લેતો જઇશ."

"એમ જ કરવું સારું છે. તેને આપની સાથે જ કચેરીમાં લેતા આવજો !"

આમ વાતો કરતાં કરતાં બેઉ જણ દીવાનખાનું વટાવીને દાદરો ઊતરી નીચે આવ્યા. તે પછી જરૂરી બીજી વાતો કરતાં કરતાં આંગણું વટાવી ભવાની ચોધરી જેવા દરવાજા બહાર નીકળ્યા કે—સામે જ બે સિપાઇઓ સાથે ફોજદાર ઊભેલો જણાયો !

[ ૪ ]

પોતાના દરવાજા આગળથી કમરે દોરડું બાંધીને અને હાથે હાથકડી પહેરાવીને ભવાની ચોધરીને લઈ જશે એ સમજે પ્રતાપરાય અને અશ્વિનરાયના આનંદનો કંઈ પાર નહોતો રહ્યો. રાયની હવેલીમાં જાણે કે મહામોટો ઉત્સવ ન હોય તેવી ધમાલ મચી રહી. સ્ત્રીઓ જાળીઓમાંથી ને બારીઓના પડદામાંથી ઊંચી ડોકે ને આતુર નયને રસ્તા ભણી તાકી રહી હતી.

ફળિયાનાં છોકરાંઓને ભેગાં કરીને અશ્વિને તેમની મારફત એક કાવતરું ગોઠવ્યું. રસ્તાની બાજુએ એક ભાંગેલી દીવાલની આડમાં તેમને ગોઠવી દઇ કેટલાક જૂનાપુરાણા ટીનના ડબ્બા ભેગા કરી તેમની આગળ મૂકી દીધા. ભવાની ચોધરીને પકડીને એ રસ્તેથી પોલિસપાર્ટી પસાર થાય તે જ વખતે બધાં છોકરાંએ એકીસાથે ડબ્બા બજાવવા એવું શિખવવામાં આવ્યું.

અશ્વિને વળી એમ પણ શિખાવી દીધું કે: "જો કોઇ ટોકે કરે તો કહેવું કે અમે તો વાંદરાંને હાંકી કાઢીએ છીએ !"

આણી તરફ ફોજદાર સાહેબને સ્વપ્નામાં પણ ખ્યાલ નહોતો કે ભવાની ચોધરીને એની હવેલીના દરવાજામાં જ પકડી શકાશે. ખૂની

આસામીની ધરપકડ કરવા માટે તેના મકાનને ઘેરો ઘાલવાની સાધારણ રીત હતી. તે મુજબ સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબને આગલે દરવાજે રાખી ફોજદાર પોતે મકાનની આસપાસ આંટોફેરો કરી જોવા નીકળેલો. તે જ સમયે મકાનને પાછલે દરવાજે ટમટમ ગાડીને આવે કવખતે તૈયાર ઊભેલી જોઇને તેના મનમાં સંદેહ ઊપજ્યો.

ફોજદારને જોતાં ભવાની ચોધરી વનમાળીના મુખ સામે ટગર ટગર જોઈ રહ્યા.

ફોજદાર સાહેબ આંખો પટપટાવતાં સસ્મિત વદને બોલ્યા : "ટગર ટગર એના મોઢા સામું શું જુઓ છો, ચોધરી ? ચાલો, ઇચ્છા હોય તો ગાડીમાં બેસીને સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબ આગળ રજૂ થઇ જાઓ. હાથકડી પછી ત્યાં રૂબરૂ જ ચઢાવીશું."

વનમાળીએ છાનામાના ભવાની ચોધરીના હાથ પર ચીમટી ખણીને ભલાભોળા માણસની પેઠે કોચમેનની પડખે પોતાની બેઠક લીધી.

"આવો, આપ પણ આવો." એમ કહી ભવાની ચોધરી પણ ગાડીમાં ચઢી ગયા.

ગાડીમાં ચઢવા માટે ફોજદાર ગાડીના પગથિયા પર પગ મૂકવા જાય છે, ત્યાં જ વનમાળીની ઇશારતથી યાદવ કોચમેને ઘોડાની લગામ ખેંચી ટાંગો ઉપાડયો. ફોજદાર સાહેબ પડતાં પડતાં માંડ બચ્યા. સાથેના બે પોલિસ બાવલાની માફક જોઇ રહ્યા. કાળા ઘોડાનો એ ટાંગો વીજળીની ઝડપે માર્ગ કાપતો આગળ ને આગળ વધતો ગયો !

ભવાની ચોધરીએ પૂછ્યું: "આ શું કર્યું રે, વનમાળી ?"

વનમાળી: "ઠીક જ થયું છે, બાબુજી ! એક વાર આપ કલકત્તા ભેગા થઇ જાઓ !"

ગામની ભાગોળ છોડી ગાડી પાકી સડક પર દોડવા લાગી.

અંહીં ધરપકડ કરવા આવેલા પોલિસ દળમાં ધમાલ મચી રહી.

ફોજદાર હાંફતો હાંફતો સુપ્રિન્ટેન્ડન્ટ પાસે પહોંચ્યો અને જાહેર કર્યું: "આરોપી ભાગી છૂટયો !"

સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબની મોટરસાઇકલ રાયજીના આંગણામાં હતી, એટલે તે તરફ દોડયા.

મોટરસાઇકલ પર ચઢીને ભાગેડુને પકડી કાઢતાં શી વાર ! મોટા સાહેબ ચઢયા મોટરસાયકલ પર ને ફોજદારે પલાણ્યો ઘોડો !

આટલી વારમાં ટાંગો તો ચકતળાવને પાર કરી જઈને મલ્લારડાંગા સ્ટેશનને રસ્તે ચઢી ગયો હતો.

મોટરસાઈકિલને ચાલુ કરી સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબે ફોજદાર ભણી નજર કરી ફરમાવ્યું: "મારી પૂઠે પૂઠે તમે આવી પહોંચજો. ટાંગાને તો આમ જોતજોતાંમાં પકડી પાડું છું !"

ખૂબ આઘે નીકળી ગયેલી ઘોડાગાડીને નજરમાં રાખી સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબની મોટરસાઇકલ છૂટી અને તેમની પાછળ ફોજદારસાહેબનો ઘોડો દોડવા લાગ્યો !

થોડી વાર પછી ટાંગો મલ્લારડાંગા સ્ટેશનનો રસ્તો છોડીને ગામભણી પાછો આવતો જણાયો. પોલિસના સાહેબોએ ધાર્યું કે ગાડી પાછી ફરીને ગામના સ્ટેશને જ જઈ થોભશે. ગમે ત્યાં થોભે, આરોપી હવે કયાં છટકવાનો છે ?

એમ વિચારી સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબે ગાડીને નજરમાં રાખી મોટરસાઇ-કલ વધારે વેગથી ચલાવવા માંડી.

પરંતુ ટાંગો તો ગામના સ્ટેશને પણ થોભ્યો નહિ. સડકે સડકે ટાંગો ખૂબ ઘૂમ્યો, અને સુપ્રિન્ટેન્ડન્ટ અને ફોજદાર સાહેબોને પણ ખૂબ ઘુમાવ્યા. તે પછી કેટલીક વારે સુપ્રિન્ટેન્ડન્ટસાહેબની મોટરસાઈકલ ટાંગાને આંબી ગઇ.

ટાંગો થોભ્યો. સાહેબની મોટરસાઇકલ પણ થંભી.

ખૂની આદમી, એનો શો ભરોસો ? એક તો ખૂની ને તેમાં વળી

ભાગેડુ. એટલે ન કરવાનું કરી યે બેસે ! તેથી સાહેબે એક હાથે પિસ્તોલ ખેંચી કાઢીને હુકમ છોડયોઃ "ચાલ, હેઠે ઊતરી આવ ! જલદી ઊતરી આવ !"

ઘોડે ચઢેલા ફોજદારસાહેબ પણ હાંફતા હાંફતા આવી પહોંચ્યા. પણ હેઠે ઊતરેલા આસામીને જોઇને ડઘાઇ જ ગયા ! સાહેબે આ કોને પકડયો છે ?

સાહેબ બોલ્યા : " ગાડીમાં તો આ જ બેઠેલો હતો. એ કોણ છે ત્યારે ?"

ફોજદાર કહેઃ "એ તો ચોધરીનો કારભારી વનમાળી છે, સાહેબ !"

"તો પછી ચોધરી કયાં ગયો ? ગુનેગાર ગેબ થયો શું ?"

મલ્લારડાંગા સ્ટેશનની નજદીકમાં જ રસ્તાની ધાર પર વનમાળીએ ચોધરીજીને ગાડીમાંથી ઉતારી મૂકયા હતા.

પહેલાં પહેલાં તો ચોધરીએ એમ ઊતરી પડવાની ના પાડી હતી. પરંતુ વનમાળીએ એમની કોઈ વાત કાને ન ધરતાં કહેલું: "કલકત્તાથી બંકિમ વકીલની મદદ મેળવ્યા વગર જામીન પર છૂટકારો મળવો મુશ્કેલ છે. માટે અત્યારે તો આપ આંખો મીંચીને કલકત્તા ભેગા જ થઇ જાઓ !"

ચોધરીએ કહ્યું : "ઊતરતાં કદાચ દેખી જશે તો ? પકડી લેશે તો ? ના, ના, એમ કરવા જેવું નથી, તારી સમજણફેર થાય છે, વનમાળી !"

વનમાળીએ જણાવ્યું: "અરે ! ઝાડોની ઓથે ઓથે પસાર થતી આ પગવાટે રહી આબાદ છટકી જવાશે. આ રહ્યું સામું સ્ટેશન, ઝાઝું હીંડવાનું પણ નથી. આપ નીકળી જાઓ, તે પછીની વાત હું જોઈ લઈશ. ઊતરી પડો, બસ ઊતરી પડો ! યાદવ, ગાડીને જરા ધીરી પાડ તો, ભાઇ !"

ગાડીને યાદવે એકદમ ન થંભાવી દેતાં આસ્તે આસ્તે ચલાવવા માંડી, અને ચોધરી જેવા ઊતરી પડયા કે મારી ઘોડાની પીઠ પર ચાબુક !

વનમાળીના સૂચનથી ગાડીએ હવે ગામના સ્ટેશનનો રસ્તો લીધો!

યાદવે તો ઘોડાની લગામ માત્ર ઝાલી જ રાખી હતી. ખરી રીતે તો વનમાળી જ હાંકતો હતો .

બાબત આમ બની ગઈ હતી.

પરંતુ 'તારો શેઠ ક્યાં ગયો? એને ક્યાં ઉતારી મૂક્યો?' એ પ્રશ્નોના જવાબમાં એકે અક્ષર નહોતો બોલતો વનમાળી સરકાર કે નહોતો બોલતો યાદવ કોચમેન!

ચોધરીની ચાલાકીથી ફોજદાર ગુસ્સે તો ભરાયેલો જ હતો. તેમાં વળી ચોધરીને ગાડીમાંથી ગેબ થયેલો જોઇને એનો પારો એટલો બધો વધી ગયો કે બુઢ્ઢા વનમાળીના બંને ગાલ પર એકેકી ધોલ ચોઢી દીધી પછી બોલ્યો: "બેટમજી, ઘરડોખખ થઇને મરણને આરે આવી ઊભો છે, તો પણ તારી સેતાની બુદ્ધિ ગઇ નથી, ખરું ને? તું ધારતો હઇશ કે નસાડી દેવાથી તારો શેઠ બચી જશે. પણ ખાંડ ખાય છે બેટમજી, ખાંડ! બોલ, ક્યાં ઉતારી મૂક્યો?"

વનમાળીએ કહ્યું: "મને મારવાથી શું લાભ, સાહેબ? હું તો સાચું જ કહું છું કે શેઠજીને મેં ગામમાં જ પાછા ઉતારી દીધા છે. આપની પડખે રહીને જ તેઓ પસાર થયા છે."

ફોજદાર કહે "ના, મારી પાસેથી ગયો જ નથી."

"તો પછી કયાં ગયા?" એમ કહી વનમાળી પોતે પણ જાણે મહાચિંતામાં ડૂબી ગયો.

ફોજદારે ફરીથી તેને મારવા માટે હાથ ઉગામ્યો અને તડૂક્યો: "જાણે કંઇ જ જાણતો નથી, એમ ને? ઘરડો ઘુવડ! હરામજાદો! બોલ, બોલે છે કે નહિ? નીકર આજ તારો ઊગરવા વારો નથી."

પણ સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબે તેને વધુ માર ખાવા દીધો નહિ. ફોજદારને મના ફરમાવતાં કહ્યું: " Old man–ઘરડો માણસ છે, જવા દો!"

"સાહેબ, આપ એને બરાબર જાણતા નથી ! હરામખોરનું પૂતળું છે–સેતાનનું ખોળિયું છે !"

સાહેબે કહ્યું: "એમ હોઇ પણ શકે કે આપણા આવી પહોંચ્યા પછી તે આપણી કનેથી સટકી ગયો હોય !"

સાહેબના બોલવાને પુષ્ટિ આપતાં વનમાળી બોલ્યો: "બરાબર છે, સાહેબ ! હકીકત એમ જ છે."

ફરી વાર ગામમાં જવા સારુ સાહેબ મોટરસાઇકલ પર સવાર થઈ બોલ્યા: "ચાલો, તપાસ કરી જોઈએ."

ફોજદારે કહ્યું: "જરા સબૂર ! તો પછી બેટમજી, તું ગાડી લઈને ક્યાં જતો હતો ?"

વનમાળી બોલ્યો: "હું કલકત્તા જવા સારુ નીકળ્યો હતો, સાહેબ ! કોઈ સારો વકીલ રોકી લેવાને."

"ઠીક ! તો પછી ટળ્યો કેમ નહિ ?"

"આપની ધાકથી, સાહેબ ! આપ કદાચ એમ ધારી લો કે—"

"અમારી ધાકથી ? તો પછી ગાડી થોભાવી કાં નહિ ?"

વનમાળીએ ચટ દેતોકને જવાબ વાળ્યો કે: "પાછળ આવતી મોટર–સાઇકલના ફટ્ફટ્ અવાજથી ભડકેલો ઘોડો કેમે કર્યો થોભ્યો નહિ, સાહેબ ! જોયું ને સાહેબ, રસ્તા ઉપર કેવી બેફામ દોડાદોડી કરી મૂકીને આપને હેરાનપરેશાન કરી મૂક્યા, ને મારો પણ દમ કાઢી નાખ્યો તે ! ભડકેલો ઘોડો, શું થાય ?"

સાહેબની સવારી ગામમાં જ પાછી આવી પહોંચી.

પણ ચોધરીનો પત્તો ક્યાં ય ન મળે ! રાયની ડેલીએ લોક વાતો કરવા લાગ્યા: "એ તો ખૂની આસામી ! સહેજે પકડાય ખરો કે ? સટકી ગયો ક્યાંક !"

કોક કહે: "સટકી સટકી ને ક્યાં જવાનો છે ?"

"પણ દહાડા તો ભાંગશે ને ?"

પ્રતાપરાય બોલનારના ભાવ સમજી ગયો. થોડીક વાર ચૂપ રહ્યા પછી તે બોલી ઊઠ્યો: "જોઈ લઈશ કે એ કેવો હાજર નથી થતો ! આ ઠેકાણે, આ ગામની વચ્ચે રહીને આપણા સૌની આંખો સમક્ષ—"

આટલું બોલીને ફોજદારની આંખો સાથે આંખો મિલાવી પ્રતાપરાયે મુખ મલકાવ્યું ને સહાસ્ય કહ્યું: "કેવળ એટલા જ ખાતર નાઠો !"

રાયના પક્ષવાળા સૌ કોઇ કહેવા લાગ્યા : "ભાગી ભાગીને તે ક્યાં જશે ? ખૂનીનો એ ગુનેગાર ફાંસીને લાકડે લટકશે. જોજો તો ખરા !"

કેશવ ભટ્ટાચાર્ય છીંકણીનો ચપટો નસકોરામાં ઠાંસતો હતો. તેમાંથી પરવારતાં હુક્કો હાથ ચઢી ગયો. એટલે બોલવાને અત્યાર લગી તેમને નવરાશ નહોતી. હુક્કાના બે દમ ઘૂંટી લઇ હુક્કાને બીજાના હાથમાં પધરાવી દઇને પોતાની વાણીને એણે હવે વહેતી કરી: "કોહું ! ફાંસી નહિ થાય, ફાંસી નહિ થાય ! ફાંસીની સજા તો આજકાલ નીકળી ગઈ છે. જીવતાં લગીની કાળાપાણીની સજા ઠોકાશે, જોઇ લેજો ને–કહી રાખું છું. બ્રાહ્મણનાં વેણ છે: **ब्रह्मवचनं वेदवाक्य प्रमाणम्** । સમજ્યા, મારા મહેરબાન ?"

## [ ૫ ]

કોરટકચેરીનાં કામોની દેખરેખ રાખનાર અને ખબરઅંતર પહોંચાડનાર નોકર સાતેક દહાડા પછી ગામમાં આવ્યો. તે ખબર લાવ્યો કે ભવાની ચોધરી હાઇ કોર્ટના એક વકીલને સાથે રાખીને માજીસ્ટ્રેટ કચેરીમાં હાજર તો થઇ ગયો છે, પરંતુ જામીન પર છૂટકારો મેળવવામાં નથી ફાવ્યો.

આ ખબર સાંભળી અશ્વિન બહુ હરખાઇ ગયો. ઉલ્લાસમાં ને ઉલ્લાસમાં તે બાપની કને દોડી ગયો.

પ્રતાપરાયે તેની સામે જોઇ પૂછ્યું : "કેમ, શી ખબર છે ?"

અશ્વિને કહ્યું: "આપે કહ્યું હતું તેવું જ બન્યું છે. ચોધરી

પોતે જ કચેરીમાં હાજર થઇ ગયો છે."

મલકાતે મુખે રાયે કહ્યું: "એની તો મને પહેલેથી જ ખાતરી હતી."

અશ્વિને ઉમેર્યું: "પણ જામીન માટેની અરજી મંજૂર નથી રખાઈ. કડક જાપ્તા સાથે કોટડીમાં પૂરી રાખ્યો છે. સુપ્રિન્ટેન્ડન્ટ અને ફોજદાર બંને સાહેબો એવા તો રીસે ભરાયા છે કે ન પૂછો વાત !"

પ્રતાપરાયે પૂછયું: "કોણ કચેરીમાંથી ખબર લઇ આવ્યું ? આપણો વિષ્ણુ પાછો ફર્યો ?"

અશ્વિને કહ્યું: "ના જી. વિષ્ણુ તો હજી નથી આવી પહોંચ્યો. હરિપદ ગયો હતો પેલા ઝાડ કાપવાના કામને માટે, તે જોઇને આવ્યો છે. એ હરિપદ પણ અહીં આવ્યો છે મારી સાથે. હરિપદ ! અરે ઓ હરિપદ !"

"આવ્યો જી !" કહેતોક ને હરિપદ ખડો થઇ ગયો.

રાયે તેને પૂછયું: "આપણા વિષ્ણુને તેં ત્યાં દીઠો હતો કે નહિ ?"

હરિપદ બોલ્યો: "હાજી, દીઠો'તો ને ! ખૂબ ધમાલમાં જણાતો હતો."

"વનમાળી સરકાર જોવામાં આવ્યો હતો ?"

"હા જી. એ બુઢ્ઢાની સાથે તો આજે મારે ખરી તડાતડી ઊડી ગઈ."

શી બાબત તડાતડી ઊડી એ સંબંધમાં પ્રતાપરાયે કંઇ જ ન પૂછયું. છતાં હરિપદે પોતાની મેળે જ કહી નાખ્યું કે બુઢ્ઢાને મેં પૂછયું કે 'બાબુને જામીન મળ્યા ખરા ?' તે પર બુઢ્ઢો ચિઢાઇને મને મારવા ધસી આવ્યો, ને બોલ્યો: 'મઝા જોવા આવ્યો છે, ખરું ને ? જા, તારા રાયને મોકલી આપજે, જા !' મેં પણ તેને એવું પરખાવી દીધું, કે બેટમજીનું મોઢું જ લેવાઈ ગયું !

પ્રતાપરાય ઊઠીને કયાંક જવા લાગ્યા. અશ્વિને તેમની પાછળ પાછળ થોડેક દૂર જઈને બૂમ પાડી: "બાપુ !"

પ્રતાપરાય મોઢું ફેરવી ઊભા રહ્યા.

અશ્વિને કહ્યું : "ગામમાં એક ભજનમંડળી આવે છે, એને રોકી લઉં, બાપુ ? ગરીબ લોકો સાંભળીને આપણા પર રાજી થશે અને આપણી તરફેણમાં સાક્ષી પૂરશે."

પ્રતાપરાય: "ભજનમંડળી ? ભલે રોકી લે. ચોધરીનો નિકાલ થયા બાદ આવી હોત તો સારું થાત !"

અશ્વિન : "એનો નિકાલ આવવાને તો હજી બહુ વાર લાગશે."

"વાર લાગશે, તેટલું વધારે સારું. ખૂનનો મુકદમો છે, એટલે પૈસાટકાનું તો રાયતું જ થઇ જશે."

"આપણને પણ થશે જ ને ?"

હસતાં હસતાં રાયે જવાબ આપ્યો : "જા રે જા ગાંડિયા ! પોલિસ તરફનો કેસ, તેમાં આપણને ખરચ કેવો ? ખરચ તો થશે ભવાની ચોધરીને અને નામદાર સરકાર બહાદુરને. આપણે ખરચ કરીએ ડામ ! આપણા માણસનું ખૂન થયું છે એટલે પોલિસને જરૂરી સહાય આપણે કરવાની, બસ એટલું જ ! હાં, જો ! ગરીબ લોકોને ભજનો સાંભળવા હોય તો ભલે સાંભળે. એમને કહી દેજે કે ચોધરીને જેલ ઠોકાશે તે દહાડે——"

રાયજીનું બોલવું પૂરું થાય તે પહેલાં તો હો હો કરી હસતા હસતા કેશવ ભટ્ટાચાર્ય ત્યાં આવી પહોંચ્યા. ખંડમાં પગ મૂકતાં જ બોલ્યા: "રાયજી ! સાંભળીને ખબર તે તરફની ? બેટો જાતે જઈને હાજર થયો છે ! આપે કહ્યું હતું તેમજ બરાબર થયું ! જામીન મળ્યો નથી. શાનો છોડે જામીન પર ? ખૂનનો આરોપી ! આ વાર જોઇ લેજો આપ, જિંદગીપર્યંત કાળાપાણીની જ સજા ! હા હા હા ! !"

ભટ્ટાચાર્યનું હસવું હજી પણ રોકાતું નહોતું. એવામાં બીજો માણસ આવી પહોંચ્યો. તે ખબર લાવ્યો: "ચોધરીની જામીનઅરજ હાઇકોર્ટે મંજૂર રાખી છે !"

ભટ્ટાચાર્ય હસવાનું બંધ કરીને આવનારનું મોઢું જ તાકી રહ્યા અને બોલ્યા: "જા, રે દફતરે જા! જામીનની અરજ તો દફતરે નંખાઇ ગઇ! દફતરે ખૂનના આરોપીનો જામીન પર છૂટકારો કેવો?"

આવનાર બોલ્યો: "હું મારી નજરે જોઈને આવ્યો છું, ને તમે કહો છો ના!"

"શું જોઈને આવ્યો છે?"

"એ જ કે કાળા ઘોડાના ટમટમમાં બેસીને વનમાળી સરકાર અને તેનો શેઠ ભવાની ચોધરી બન્ને હસતા હસતા ગામમાં આવીને પોતાની હવેલી ભેગા ય થઇ ગયા તે! વિશ્વાસ ન પડતો હોય તો જાઓ, જોઇ આવો તમારી આંખોએ!"

ભટ્ટાચાર્ય હડફ દઇને ઊભા થઇ ગયા ને બોલ્યા: "ના રે, બાવા! નજરે જોયા વગર મને વિશ્વાસ પડે નહિ. હું ચટ દેતોકને જોઈ આવું છું."

એમ કહી કેશવ ભટ્ટાચાર્ય તીરની ઝડપે ઘર બહાર નીકળી ગયા.

પ્રતાપરાય ધીમું ધીમું હસવા લાગ્યા, ને બોલ્યા: "જામીન મળે પણ ખરા! એમાં તે શી મોટી વાત છે? ફાંસીની સજાવાળાને ય જામીન તો મળી શકે! તારીખ કયારની પડી એ મુદ્દાની વાત છે. ઠીક છે, વિષ્ણુને આવવા દો. હું બધું જ ઠીક કરી દઇશ—જોજો ને!"

માછીવાડમાં નાચગાનનો જલસો જામ્યો હતો. લાઠીધારી માછીઓની એક ટોળી નશાથી ચકચૂર બનીને હુલ્લડે ચઢી હતી. તેવામાં અશ્વિન ત્યાં જઇ પહોંચ્યો. અશ્વિનને જોઇ એક દારૂડિયો તેના ચરણોમાં આળોટી પડ્યો ને ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગ્યો. પછી હાથ જોડીને બોલ્યો: "કહે છે કે ચોધરી તો છૂટીને આવી પણ ગયો! હેં સાહેબ, ખરી વાત?"

અશ્વિને તેને સમજાવ્યું કે: "ગુનામાંથી છૂટી ગયો નથી. એ તો જામીન પર છૂટી આવ્યો છે: જામીન પર તો ફાંસીની સજાવાળો પણ છૂટી શકે."

"ઓત્તારી ! એમ બાબત છે કે ?" એટલું બોલતાંબોલતાંમાં તો એ દારૂડિયાનું મુખ હસતું બની ગયું. લથડિયાં ખાતે ખાતે ઊભા થઈ જઈને સાંભળવા બેઠેલાં સૌકોઇને મોટે સાદે કહેવા લાગ્યો: "છૂટી ગયો નથી ! જામીન પર ! જામીન પર !"

ચોમેર 'જામીન', 'જામીન'નો ગુંજારવ મચી રહ્યો.

[ ૬ ]

નાચગાન અને આનંદઉલ્લાસમાં માઝીવાડો ગાંડોતૂર બની ગયો હતો, તેવે વખતે કેશવ ભટ્ટાચાર્ય ભવાની ચોધરીની હવેલીનાં પગથિયાં ધીરે ડગલે ચઢતા જણાયા.

ભવાની ચોધરી દેવડીની સામેના બહારના દીવાનખાનામાં બેઠા બેઠા આડાંઅવળાં ગપ્પાં મારતા હતા. એમની સામે વનમાળી સરકાર બેઠો હતો.

નજીક આવી પહોંચતાં જ કેશવ ભટ્ટાચાર્ય બોલ્યા: "જામીન થઇ ગયા દેખું, બાબુજી ?"

ચોધરીએ તેમના તરફ મોઢું ફેરવીને આપ્યો: "હા જી, પધારો !"

ભટ્ટાચાર્યે બેઠક લીધી એટલે ચોધરીએ નોકરને હુકમ છોડયો: "અરે કોણ છે રે ? હુક્કોપાણી આપી જા !"

ભટ્ટાચાર્યને નિરાંત જીવે બેસતાં જોઇ વનમાળી સરકાર લાગલો ઊભો થઇ ગયો ને બોલ્યો: "મોકલી આપું છું, બાબુજી !"

ભટ્ટાચાર્યજી કહેવા લાગ્યા: "જુઓ બાબુજી ! આજ તો એક ભારે બની ગઇ."

ચોધરી ભટ્ટાચાર્યના મુખ ભણી તાકી રહ્યા.

ભટ્ટાચાર્ય કહેવા લાગ્યા : "મકું પ્રતાપરાયને ત્યાં ગયો હતો. બેટો ખૂબ ગાજતો હતો અને કહેતો હતો કે 'જામીન કોઈ હિસાબે મળવાનો નથી. મેં કહ્યું કે મળશે જ. એટલા ખાતર તો મારે એની સાથે કંઇક

બોલાચાલી પણ થઇ અને આખરે ઝગડા જેવું પણ થઇ ગયું. ઠીક એ તો. મને એની ચિંતા નથી. ચિંતા માત્ર એટલી જ છે કે આ પ્રકરણ ક્યાં જઇ અટકશે ?"

ભવાની ચોધરીએ એક લાંબો નિઃશ્વાસ છોડી હોકાને ખૂણેથી સહેજ હસી જવાબ આપ્યો : "ભગવાનની મરજી હશે તેમ થશે. ચિંતા કર્યે શું વળે ?"

ભટ્ટાચાર્યને માટે પાનસોપારીની તાસક આવી, હુક્કો આવ્યો. પાનનું બીડું મુખમાં સરકાવી દઇ ભટ્ટાચાર્ય આનંદપૂર્વક હુક્કાના દમ મારવા લાગ્યા.

ચોધરીજી ગુપચુપ બેઠા હતા. ભટ્ટાચાર્ય હુક્કો ગડગડાવવામાં મશગૂલ હતા, એટલે એમના મુખમાંથી કાંઇ વાતચીત નીકળતી નહોતી. દીવાનખાનાની શાંતિનો માત્ર ગડગડાટથી ભંગ થતો હતો. આમ ચુપચાપ બેસી રહેવું એ ઠીક નહિ, તેથી ઝટપટ ચલમ પૂરી કરી નાંખીને મોંઢેથી ધુમાડાના ગોટા ઉડાડતાં ઉડાડતાં ભટ્ટાચાર્યે બોલવા માંડયું : "જુઓ, બાબુજી ! એક વાત કહેવા હું આજે ખાસ આવ્યો છું. તમારે સાક્ષી જુબાનીની જરૂર પડશે. એ લોકોએ તો સાક્ષી દીઠ પાંચ રૂપિયા દેવાના કહ્યા છે. પણ આપને હું કંઇક ફાયદો કરી આપીશ."

જવાબમાં ભવાની ચોધરી બોલ્યો : "મુકદ્દમાની બાબતમાં હું કંઇ જ જાણતો નથી કે માથાફોડ નથી કરતો. એ બધું જાણે અને નવેડે અમારો કારભારી વનમાળી અને મારો સાળો રાધારમણ."

રાધારમણનાં ઘરબાર પાંચપોતા ગામમાં હતાં. એ ગામ પુરન્દરપુરથી પાંચ માઇલ દૂર આવેલું. બનેવીને માથે ઊતરેલી આફતના સમાચાર મળતાં બરાબર રાધારમણ મુકદ્દમા અંગેની તજવીજ માટે પુરન્દરપુર આવી પહોંચ્યો હતો. દીવાનખાનાની નજીકમાંજ એ ક્યાંક ઊભો હતો. ચોધરીજીને મોઢેથી પોતાનું નામ સાંભળી તે સામે આવી ઊભો રહ્યો અને પૂછવા લાગ્યો : "મને કંઇ કહેતા હતા, બાબુજી ?"

ભવાની ચૌધરીએ કહ્યું: "ના ના. તને મેં કાંઈ નથી કહ્યું. એ તો આમને—"

ચૌધરીજીની વાતને પૂરી થવા ન દેતાં રાધારમણની સામે જોઇ ભટ્ટાચાર્ય બોલ્યા: " બનેવી સામેના મુકદ્દમાની તજવીજ માટે આવી પહોંચ્યા છો ને? ચાલો, બહુ સારું કર્યું ! અચ્છી રીતે તજવીજ કરતા રહેજો. સામો પક્ષ છૂટે હાથે પાણીની માફક પૈસા ખરચે છે, સમજ્યા કે બાબુ? અને હાં, સાક્ષીપુરાવા મેળવવાની કે ઊભા કરવાની જરૂર હોય, તો મને કહેવું. ખરચખૂટણમાં હું ઠીક ઠીક ફાયદો કરી આપીશ."

રાધારમણે વિવેક પૂરતા નમસ્કાર કરી કહ્યું: "ના જી. હાલ તો કંઇ જરૂર નથી, ભવિષ્યમાં ય જરૂર પડે એમ લાગતું નથી."

વાતચીત વખતના રાધારમણના ચેનચાળા ભટ્ટાચાર્યજીને ઠીક જણાયા નહિ. થોડીક વાર તેના મોઢા સામે તાકી રહ્યા બાદ પૂછ્યું: "એટલે?"

"એટલે એમ,......કે હું તમને સારી પેઠે પિછાનું છું."

ભવાની ચોધરી પણ આ જવાબથી જરાક ચકિત થઈ જઇ રાધારમણના મોઢા સામું ટગરટગર જોઇ રહ્યા.

[ ૭ ]

પુરન્દરપુરમાં જાણે કે કોઈને બીજું કશું જ કામકાજ નહોતું. જ્યાં ને ત્યાં મુકદ્દમાની જ વાતો ચાલતી હતી. અહીં ટોળું મળતું, તહીં ટોળું જામતું–છૂટા છૂટા લોકો એકત્ર થતાં જ મુકદ્દમાની વાત છણાવા માંડતી. એવો આ ખૂનના મુકદ્દમાએ રસ પેદા કર્યો હતો .

"સાંભળ રે, વિપિન ! તારો ભત્રીજો તે દહાડે કેવી સરસ સાક્ષી આપી આવ્યો તે ! વકીલે પૂછ્યું: 'બંદૂકમાંથી ગોળી છોડતાં ભવાની ચૌધરીને તેં નજરે જોયો હતો?' જવાબમાં એણે કહ્યું કે 'હા, જોયો હતો !' 'બંદૂક કેવી હતી, કહે જોઇએ.' એ પ્રશ્નના જવાબમાં એણે કહ્યું કે 'નાનકડી, અડધોક હાથ લાંબી, ધોળી, ચકચકતી'."

એમ કહીને અવિનાશ હો હો કરીને હસી પડ્યો.

વિપિને કહ્યું: "એની વાત જ જવા દે ને ભાઇ! એ તો ગાંડો છે."

અવિનાશે કહ્યું: "અશ્વિન તો કહે છે કે એણે ભવાની ચોધરી પાસેથી લાંચ ખાધી છે. હવે તારો વારો છે. જોજે, ખરી વાત ભરખી ન દેતો!"

વિપિનબોલ્યો: "આપણાથી એ ન બને, ભાઇ! એક વરસથી મારે કોરટે ખટલો ચાલે છે. ખેતરપાધર બધું સફાચટ થઇ ગયું છે. પચીસ પહોળિયા હાથમાં પડ્યા વગર આપણે સાક્ષીના પિંજરામાં ઊભા રહેવાના નથી, શું સમજ્યો અવિનાશ? તારે કહેવું હોય તો કહી દેજે!"

અવિનાશે કહ્યું: "કંઇ થાપણબાપણ મૂકી છે? હવે તો એ કંઇ પહોળિયાંબહોળિયાં અગાઉથી પરખાવે એમ નથી. કહે છે કે પહેલી જુબાની, પછી પૈસા. જુબાની પૂરેપૂરી અપાયા વગર પૈસાની વાત નહિ!"

વિપિન બોલ્યો: "અરે! રહેવા દે એ વાત. મોઢે તો બધા જ એમ બોલે. આપણે કાતરની ચાલે ચાલ ચાલવી. જવું પ્રતાપરાયને ખર્ચે, ખાવુંપીવું પ્રતાપરાયને ખર્ચે અને સાક્ષી પૂરવી ભવાની ચોધરીના લાભની!"

"મારો પણ એ જ વિચાર છે, સમજ્યો?" એમ કહીને બન્ને જણ સામસામું ભાળી ખડખડ હસવા લાગ્યા.

શિવતળાવ પર જામેલી પંચાત સૌથી ભારે હતી. એમાં મોઢાની જીભાજોડી પરથી મારામારી પર મામલો પહોંચ્યો હતો અને મારામારી પરથી લોહીના રેલા વહેવા લગી વાત જઈ પહોંચી હતી.

મારામારી અને લોહીની ધારાઓ વહેવાનું કારણ નજદીકમાં પાંડેવાડો આવેલો હતો, એ હતું. પાંડે લોકો કનોજિયા ભૈયા જાતિના હતા. તેમનું રૂધિર સ્વભાવ થકી જ ગરમ. વાતવાતમાં તપી જાય. આજ ગામમાં ત્રણ પેઢી પર આ લોકો એક ખૂનનો ખટલો ઊભો કરી તેમાં પાયમાલ થઈ

ગયા હતા. એટલે એમની કોમનો સાત વર્ષનો નાનો છોકરો પણ ખૂન-ખટલાને લગતી તમામ ફોજદારી બાબત જેટલી જાણતો તેટલી બીજું કોઇ જ જાણતું નહિ. અને તેથીસ્તો કોઇ વાત તેમાંની વિરુદ્ધ બોલનારનું આવી બનતું.

તે દહાડે ગિરજો પાંડે ઊભો ઊભો હસતો હતો. તેને જોઇ પરેશ શકરો બોલી ઊઠયોઃ "પ્રણામ પાંડેજી! કેમ કંઈ ખૂબ હસવા માંડયું છે?"

ગિરજાની બાજુમાં હરિહર ઊભો હતો. એ હરિહરની ભણી આંગળી કરીને ગિરજો હસતો હસતો બોલ્યોઃ "આ કહે છે કે ભવાની ચોધરી ઠેઠ વિલાયત લગી લડી લેવાના છે. ચોધરીની પાસે પુષ્કળ પૈસો છે!"

પરેશ બોલ્યોઃ "તો! પુષ્કળ પૈસો છે!"

ગિરજો શિંગડા શી મોટી મોટી મૂછોના છેડા આમળતો બોલ્યોઃ "બોલ્યા કે 'પુષ્કળ છે!' ખબર છે તને કે ખૂનના ખટલામાં તો રાજામહારાજાના ખજાના પણ ખલાસ થઈ જાય? હું પણ ખૂનનો ખટલો લડ્યો છું. મને એનો પૂરો અનુભવ છે."

હરિહર અત્યાર લગી ચુપચાપ ઊભો હતો તે હવે ફડ્ફડી ઊઠ્યો: હવે "બસ કર તારી લવરી! ખૂનનો ખટલો તું કયાં લડ્યો હતો? લડ્યો હતો તારો દાદો! અને એ તો કે'દહાડાનો મરીને ભૂત થઈ ગયો!"

ગિરજો આ સાંભળી ખૂબ ગુસ્સે ભરાયો ને હાથ ઊંચકી બોલ્યોઃ "ફરી પાછો? ફરી પાછો મારા મોઢા પર એ પોપડો ઉખેડવાની ધૃષ્ટતા કરે છે તું?"

હરિહર બોલ્યોઃ "હા, હા, તું શું કરી નાંખવાનો છે? મને મારીશ, એમ?"

ગિરજો ઘૂરકયો: "મારીશ, નક્કી મારીશ. તને મારતાં શું મને કોઇના બાપનો ડર લાગે તેમ છે?"

હરિહર આગળ આવી બોલ્યો: "માર જોઉં, કેવોક મારે છે?"

"આ જો ત્યારે, માર્યો! કર હવે, તારે જે કરવું હોય તે!" એમ કહેતાંકને હરિહરના ગાલ ઉપર ફડાક દઇને એક લપડાક ચોડી દીધી.

"જોઈ લે ત્યારે, આ મારો પણ સપાટો!" એમ કહીને હરિહરે પણ ગિરજાના ડાચા પર ધડ દઇને ઠોકી દીધો: "ચાખ્યો ને સ્વાદ?"

એ રીતે બન્ને વચ્ચે હાથોહાથની મારામારી શરૂ થઈ ગઇ.

પછી હાથોહાથમાંથી એકે ઇંટ ઉપાડી, ત્યારે બીજાએ ભાંગેલો વાંસડો ઝડપી લીધો.

હરિહરનું માથું ફૂટયું અને તેમાંથી દડદડ લોહી વહેવા લાગ્યું. વાંસડો ફેંકી દઇને ગિરજો ગર્જ્યો: "જા હવે, તારે જે કરવું હોય તે ખુશીથી કરી લેજે! જોઉં છું, કેવોક કચેરીબાજ છે તે!"

[ ૮ ]

ગામના નાના નાના પોરિયાઓ સુદ્ધાં આ મુકદ્દમાને નામે મજા ઉડાવતા હતા. અત્યારે તેમની રમતનો વિષય જ એ મામલો થઇ પડ્યો હતો.

એક જણ ગિરધારી બનતો અને એક જણ ભવાની ચોધરી બનતો, ગિરધારી બનેલાના હાથમાં નાનકડી લાકડી, કે વાંસડાનો ટુકડો એવું કશું લાઠી તરીકે રહેતું. બીજાના એટલે કે ભવાની ચોધરી બનનારના હાથમાં બંદૂક તરીકે ઝાડની ડાખળી રહેતી.

એક જણ કહેતો: "જો, હું 'ડૂમ' બોલી ગોળીબાર કરું એટલે તારે મરી જવાનું, હોં કે!"

તે પર ગિરધારી બનનારો કહેતો: "પણ તારે પછીની વારીએ ગિરધારી બનવું પડશે, હોં!"

મોઢેથી 'ડૂમ' એવો અવાજ નીકળતો. તેની સાથે જ મોઢામાં રાખેલી કાંકરી છૂટીને ગિરધારી બનેલાની છાતીમાં વાગતી. એટલે તરત જ

ગિરધારી બનેલો ધબ્બ દઈને ભોંયે પટકાઈ પડતો અને હાથપગ ઢીલા કરી દેતો.

[ ૯ ]

ભવાની ચોધરી કહેતો: "ખૂન મેં જ સાચેસાચ કર્યું છે, વનમાળી ! તો પછી હું કયે મોઢે કહી શકું કે મેં નથી કર્યું ?"

વનમાળી કહેતો : "એ ગમે તેમ હોય, પણ તમારે એમ કહેવું જ પડશે કે તમે ખૂન નથી કર્યું."

રાધારમણ ટાપશી પૂરતો કે "હાં રે, હાં, તમે તમારે ચૂપ રહેજો ને ! જિંદગીમાં કદાચ એકાદ વાર જૂઠું બોલવું યે પડે !"

ભવાની ચોધરી આવી શિખામણો દેનારના મુખ ભણી ગાંડાની માફક તાકી રહેતા.

એટલે રાધારમણ પૂછતો: "આમ ઘેલાની માફક તાકી શું રહો છો ? પાણીની પેરે પૈસા વેરીને મામલો આટલે લગી રાહ પર લઈ આવ્યો છું. તેને જોજો, તમે જીદ કરીને કથળાવી ન દેતા !"

ભવાની ચોધરી ઊઠીને ઊભા થઈ ગયા અને કહેવા લાગ્યા: "ના, ના ને ના ! આટલા બધા લોકોની સામે આ ભવાની ચોધરીને મુખે તારે જૂઠું બોલાવવું છે, એમ ? શા માટે ? સાચી વાત કહેવાથી છૂટવાની બારી નહિ રહે ? છૂટી નહિ શકાય, એમ ? કહીશ કે મને એણે લપડાક મારી અને મારા નાનકડા દીકરાને બાવડેથી ઉઠાવીને ભોંયે પછાડી મારી નાખવા જતો હતો. એ પ્રસંગે હું એને ન મારી નાખત તો મારો છોકરો અતુલ ખચિત માર્યો જાત. એ બધી સાચી વાત તારે કહેવા દેવી નથી, તે એમ માનીને કે ન્યાયાધીશ તે ધ્યાનમાં ન લે, એમ ને ? પણ મારી ખાતરી છે કે મારી સાચી વાત તે લક્ષ પર લેશે જ. નહિ, નહિ, વનમાળી ! મારી કને જૂઠું બોલાવવાનો પ્રયાસ તું કરીશ નહિ. અને તે ય વળી આ ઘરડાપામાં ? છિઃ છિઃ છિઃ !"

ચોધરીનો આ નિશ્ચય જોઈ વનમાળી મહામાયા શેઠાણીની પાસે પહોંચ્યો ને બોલ્યો: "તમે એક વાર કહી જુઓ ને, મા ! તમે કંઇ નહિ કહોકરો તો પછી બાબુજીને ઉગારવા વારો નથી."

"કહેવાનું શું છે, સરકાર ?"

વનમાળીએ કહ્યું : "શેઠને સમજાવો કે જિંદગીમાં એકાદ વાર તો જૂઠું બોલવું યે પડે. ન્યાયાધીશ પૂછે કે 'દોષિત કે નિર્દોષ ?' ત્યારે એટલું જ બોલે કે 'નિર્દોષ.' બસ, વધારે એક અક્ષર પણ નહિ."

દીવાનખાનામાં ચોધરીજી હજી યે આંટાફેરા કરતા હતા અને રાધારમણ તેમને સમજાવતો હતો: "તમારો સર્વનાશ તમારે હાથે જ ન કરી નાખો, સમજ્યા ? આટઆટલા પૈસાનો ખરચ કર્યો તે શા સારુ, કહેશો ?"

ભવાની ચોધરીએ મોં ઊંચું કરીને જોયું તો અતુલનો હાથ પકડીને મહામાયા દીવાનખાનામાં પ્રવેશતી હતી. પૂંઠે વનમાળી હતો.

ચોધરીએ પૂછ્યું: "આમને શા સારુ બોલાવી લાવ્યો, વનમાળી ?"

પ્રશ્નનો જવાબ આપવાનું ગળી જઇ વનમાળી ત્યાંથી સટકી ગયો. રાધારમણ પણ આસ્તે રહીને ત્યાંથી બહાર નીકળી ગયો.

મહામાયા ચોધરીજીની નજીક જઇને બોલી: "અરે ! આ હું શું સાંભળું છું ?"

"શું સાંભળો છો ?"

"સાંભળું છું કે તમે—"

મહામાયાનું બોલવાનું પૂરું થાય તે પહેલાં જ ચોધરીજી બોલી ઊઠ્યા: "હા, હું કહીશ–કહીશ કે ખૂન મેં કર્યું છે. એમ નહિ કહું તો મારું મગજ ફટકી જશે !"

" પણ તેનું પરિણામ શું આવશે, તેનો કંઈ વિચાર કર્યો છે ?"

ચોધરીએ પૂછ્યું: "શું થવાનું છે બીજું? ન્યાય બરાબર છણાશે તો તો મને છોડી જ મૂકવો પડશે."

મહામાયાએ કહ્યું: "ના. એમ નહિ થાય. આટલા દિવસ તો ખૂબ જોશમાં હતા, અને એકાએક આ તમને શું થઇ ગયું? કેમ આમ ઢીલા પડી ગયા?"

"મને થવાનું શું હતું? કંઈ જ નથી થયું. જાઓ, તમે તમારે નિરાંત રાખો. અતુલને કેમ લેતાં આવ્યાં છો? જા, બેટા! તું તારે આનંદે રમ્યા કર!"

એમ કહીને ચોધરીજીએ અતુલને હાથ અડકાડીને તેને એ ઠેકાણેથી વિદાય કરી દેવાનો પ્રયાસ કરવા માંડ્યો. એટલે મહામાયા બોલી ઊઠી: "ના, ના, છો રહ્યો એ અહીં જ. આજે હું તમને એમ સહેજે છોડનાર નથી. કહો, આ અતુલને માથે હાથ મૂકીને કહો જોઇએ, કે હું તમને કહું તે પ્રમાણે તમે કરશો જ."

"ના, એ વાત મારાથી નહિ બને." એમ કહીને ભવાની ચોધરી પંડે એ ખંડમાંથી બહાર નીકળી ગયા. મહામાયા તેમની પછવાડે દોડતી બરાડવા લાગી: "અરે! સાંભળો, જરા સાંભળતા તો જાઓ!"

ભવાની ચોધરીએ ડોકું હલાવીને કહ્યું: "ના. મારે કંઇ જ સાંભળવું નથી. તારે શું કહેવું છે તે હું સારી પેઠે જાણી ગયો છું."

એટલું કહીને ચોધરી સાચે જ તે સ્થાન છોડી ચાલ્યા ગયા!

મહામાયા અતુલનો હાથ પકડીને બારણા પાસે જ ઊભી રહી ગઈ. આજે હવે છોકરાની શરમ કે સંકોચ જેવું તેને ન રહ્યું. તેની આંખોમાંથી દડદડ આંસુ નીગળવા લાગ્યાં. હાથ જોડીને તે પ્રભુની પ્રાર્થના કરવા લાગી: "હે પ્રભો! તું જ રક્ષણ કરવાવાળો છે. તારા સિવાય હવે મને કોઈનો જ આધાર નથી."

અતુલ દિગ્મૂઢ બનીને માતાના મુખ સામે જોઈ રહ્યો.

[ ૧૦ ]

આણી તરફ કાલિતળાવ પર કાળકામાતાના ચાચરમાં ઊભા રહી કેશવ ભટ્ટાચાર્યજી હાથ જોડીને બોલતા હતા: "જોજે મહાકાલિ, હું તને કહી રાખું છું કે તારે જ એ બધી વ્યવસ્થા કરી આપવાની છે. ભવાની ચોધરીને ફાંસીની સજા ન થાય તો છેવટે કાળાપાણીએ તો એ જવો જ જોઇએ. મારું એણે ખૂબ જ અપમાન કરેલું છે. એ બેટાનું ધનોતપનોત નીકળી જવું જોઈએ."

પણ આટલો ઊભરો કાઢવા છતાં તેના અંતરને ટાઢક વળી નહિ. તેથી કંઠમાંનું જનોઇ ઉતારી કાઢી બેઉ હાથે તાણીને ફટાક દેતું તોડી નાખ્યું. અને પછી તે તોડેલા જનોઇનો ગોટાપીંડો વાળીને માતાજીના ગભારમાં ફેંકી બોલ્યો : "બ્રાહ્મણનું જનોઈ તારા ચરણોમાં મૂકતો જાઉં છું, મા ! ધાર્યા પ્રમાણે આ પાર કે પેલી પાર થશે–ભવાની ચોધરીને ફાંસીની કે કાળાપાણીની સજા ઠોકાશે તો જ ફરીને હું જનોઈ પહેરીશ, નીકર બસ, રામરામ !"

એમ કહીને ત્યાં જ–માતાજીના સિંહાસન આગળ ઘૂંટણમંડીએ પડીને તે ઠફઠફ માથું પછાડવા લાગ્યો !

મુકદ્દમો પૂરો ચાલી રહેતાં પંચ–જ્યૂરીના અભિપ્રાય માટે સુપ્રત થયો.

આજે છેલ્લી જુબાની થઈ ગઈ. પંચ ઊઠીને પાસેના મસલતઘરમાં ગયું. ફેંસલો સાંભળવાને લોકોની ઠઠ જામી હતી. ગજબનો ઘોંઘાટ મચ્યો હતો. ન્યાયાધીશ સાહેબ ટેબલ પરની ઘંટડી ઉપરાછાપરી વગાડી લોકોને શાંત રહેવાનું સૂચવતા હતા.

બીજી તરફ તાર પર તાર છૂટતા હતા. વિષ્ણુએ પ્રતાપરાય ઉપર

તાર કર્યો કે ફેંસલો આજે અપાશે નહિ.

તે દહાડે પુરન્દરપુરને ચારે ખૂણે નાચગાન અને આનંદઉત્સાહની છોળો ઊડી રહી હતી. કવિઓના ડાયરા અને નૃત્યના જલસાની મોજ માછીવાડમાં ઊડતી હતી. શેઠ ફળિયામાં રાત્રે ભજનમંડળીનો જલસો હતો. એ પ્રસંગ સારુ એક ભવ્ય મંડપ રચવામાં આવ્યો હતો. મંડપની શોભા વધારવા માટે નાનાં નાનાં બાળકો લાલ–લીલા–પીળા–રંગીન કાગળોનાં તોરણો તૈયાર કરતાં હતાં.

આટલે દહાડે પ્રતાપરાયના મનોરથ ફળવાના હતા. ભવાની ચોધરીના ખટલાનો આજે છેલ્લો દહાડો હતો.

આવેલો તાર વાંચી અશ્વિન બોલ્યોઃ "ના, આજ તો મને લાગે છે કે જ્યૂરી પાછી ફરશે નહિ. છતાં છેવટે તો 'ગુનેગાર'નો અભિપ્રાય ઉચ્ચારશે એમ લાગે છે."

પ્રતાપરાયના મનમાં એ વખતે કંઈ બીજા જ વિચારો ઘોળાતા હતા. તેથી એમણે માત્ર 'હું'કારો ભણીને સહેજ ઊંચું જોયું.

તારનું પાકીટ લઇને અશ્વિન ઘરની અંદર ઘૂસ્યો તેને આવતો જોઇને ચારપાંચ વર્ષની એક નાનકડી છોકરી તેની કને દોડી ગઇ ને પૂછવા લાગી. "ભજનમંડળી કયારે શરૂ થશે, બાપુ !"

"રાત્રે" એમ કહીને અશ્વિન ધબધબ કરતો દાદરો ચઢીને ઉપલે માળે પહોંચ્યો. પાસેના ઓરડામાંથી એની પત્ની જાહ્નવી બહાર આવી પૂછવા લાગી : " આટલી ધાડાધાડ કરતા કયાં જાઓ છો ? કંઇ ખબરઅંતર આવ્યા ?"

"ના."

"ત્યારે કયાં જાઓ છો ?"

"અગાશીમાં. ભજનમંડળી હજી લગી કેમ ન આવી તેનો વિચાર કરું છું. અગાશીમાંથી જોઉં કે આવે છે કે નહિ."

જાહ્નવી પણ તેની પાછળ પાછળ દાદરો ચઢીને અગાશીમાં જતાં બોલી: “ચાલો, હું પણ જોઉં.”

“તું પણ ભજન સાંભળવા જઈશ ખરી ને?”

હસતે મુખડે જાહ્નવીએ જવાબ આપ્યો: “કાં ન જાઉં? તમે બધા આનંદ કરો ને હું ન કરું?”

અશ્વિને કહ્યું : “જરૂર ! જેલ એક વાર ઠોકાઈ તો જવા દે, પછી જોઈ લેજે હું શું કરું છું તે? જેમણે આપણા તરફથી સાક્ષી પૂરી છે તે બધાની એક વર્ષની દાણ માફ કરી દઈશ, અને જેમણે એના તરફનો પુરાવો આપ્યો હશે તેમને ઘેરઘેર ફરીને ચાબુકથી ફટકારીશ, અને બીજું શું કરીશ તે જાણે છે? કલકત્તાથી નાટકમંડળીને તેડાવી મંગાવીશ—”

અશ્વિનનું બોલવું હજી પૂરું થયું નહોતું. એટલામાં જાહ્નવીએ પૂછયું : “ઠીક, એ તો ! ચોધરીને શું થશે, એ કહો ને ! સાંભળ્યું છે કે એને કાળાપાણીએ મોકલી દેશે. એમ થાય તો તો પછી એનો પગ આ ગામમાંથી સદાયનો ટળી જ જવાનો ને?”

અશ્વિન કહે : “હા. કાળાપાણીએ નહિ જાય તો ફાંસીને માંચડે તો ચઢવું જ પડશે.”

ફાંસીનું નામ સાંભળી જાહ્નવી ચમકી ઊઠી. તે બોલી: “એમ થાય તો તો ભારે અન્યાય થયો ગણાય.”

એમ વાતો કરતાં કરતાં બન્ને જણાં અગાશીમાં આવી પહોંચ્યાં.

શેઠ ફળિયાની દિશામાં નજર કરી અશ્વિન બોલી ઊઠયો: “જો પેલી મંડળીઓ આવે છે ! આ જો ! કેવી સરસ શણગારેલી ગાડીઓ જાતજાતની મંડળીઓને લઈને આવે છે ! દેખાય છે ને?”

જાહ્નવી મંડળીઓની દિશામાં આંગળી ચીંધતી બોલી: “આ ને? હા, દેખાય છે.’

પાછળથી અવાજ સંભળાયો: “બા!”

બન્ને જણે પાછળ ફરી જોયું તો તેમની છોકરી નાનકડી વિમળા પાછળ પાછળ દાદરો ચઢીને ઉપર આવી હતી. જાહ્નવીએ પૂછ્યું: "તું અહીં કેમ આવી રે, વિમળા ?"

પેલી તરફ બરાબર એ જ સમયે ભવાની ચોધરીની અગાશીમાં મહામાયા સ્ટેશનની દિશા તરફ તાકતી ઊભી હતી. એકીટસે સ્ટેશનની દિશામાં એ શું જોતી હતી તેની તો એને પોતાને પણ ખબર નહોતી. એવામાં નમણે મુખે અતુલ આવીને ઊભો રહ્યો ને બોલ્યો: "બા !"

મહામાયાએ પૂછ્યું: "કેમ, બેટા ?"

"તું અહીં ઊભી ઊભી શું જોયા કરે છે ?"

"કંઇ નથી જોતી. ચાલો નીચે જતાં રહીએ !"

અતુલે કહ્યું: "આજે રાત્રે શેઠ ફળિયામાં ભજનમંડળી બેસવાની છે. તેમાં તું આવીશ કે, એમ નેડૂએ મને પૂછ્યું."

"તેં એને શું કહ્યું, અતુલ ?"

"મેં કહ્યું કે 'ના ભાઇ, મારી બા ના પાડે છે.' હું નહિ જાઉં, હોં, બા ! પણ કહે ને, બાપુ ક્યારે આવશે ?"

પ્રશ્ન સાંભળીને મહામાયાની છાતી એકદમ ભરાઇ આવી. બાળકને શો જવાબ દેવો એની કશી જ સમજણ એને પડી નહિ. આંખો ઊભરાવા લાગી. વાતનું વહેણ ફેરવી નાખવાને ઇરાદે તેણે પાલવ વડે ઝટપટ આંખો લૂછી નાંખીને અતુલને પૂછ્યું: "આણી તરફ કોનાં વાજાં વાગે છે, અતુલ ?"

અતુલે જવાબ આપ્યો: "નેડૂ કહેતો હતો ખરો કે માછીવાડમાં નાચનો જલસો છે."

ભજનમંડળીઓ આવે છે કે નહિ તે જોવા સારુ ગામનાં ભૂલકાંઓ આમ બહારની પાકી સડક પર ખૂબ આઘે નીકળી ગયાં હતાં. છેટેથી

આવતી ઝાકઝમાળ ગાડીઓ જોઇને બાળકો હડીભેર ગામમાં પાછાં ફર્યાં. ભજનમંડળી આવી પહોંચી. બાળકોના આનંદનો પાર નહોતો.

પેલી તરફ અદાલતમાં એ વખતે લોકમેદની ડોકાં ઊંચાં કરી કરીને જ્યૂરીના પાછા આવવાની રાહ જોતી જોતી કંટાળી ગઇ.

છતાં જ્યૂરી પાછી ફરવાનું કંઈ જ ચિહ્ન જણાતું નહોતું. વાત મુદ્દે એમ હતી કે જ્યૂરીના સભ્યો એકમત થઇ શકતા નહોતા. કોઇ કહેતું "ગુનેગાર" તો કોઈ કહેતું "બીનગુનેગાર"; કોઇક કહેતું કે "જમીનદાર જમીનદાર વચ્ચેનો ઝગડો છે. બધું જ બની શકે. મામલો ખરેખર કઠણ છે."

ત્યારે કોક વળી કહેતું કે "ભવાની ચોધરી ગુનેગાર છે. ગોળી છોડીને એણે ખચીત ચપરાશીને મારી નાખ્યો છે."

અદાલતનો સમય પૂરો થતાં સુધી આ મતભેદનો નિકાલ આવી શકયો નહિ. અદાલત બંધ પણ થઈ ગઇ. તે દિવસે પણ રાય મહાશય ફાટે ડોળે વિમાસતા જ રહ્યા.

આ ખબરના તાર પુરન્દરપુર આવી પહોંચ્યા. એક તાર રાયને ઘેર આવ્યો ને બીજો ચોધરીને ઘેર આવ્યો.

સાંજની ગાડીને વખતે ભવાની ચોધરીનો કાળાઘોડાનો ટાંગો લઇને કોચમેન જાદવ રોજ સ્ટેશને હાજર રહેતો. પરંતુ તે દહાડે તેને સ્ટેશને જવું ન પડયું. તાર મળતાં જ મહામાયાએ એક ચાકર સાથે તેને સ્ટેશને ન જવાનું કહાવી મોકલ્યું.

સાંજની ગાડીએ જે લોકો વર્ધમાન શહેરથી પાછા ફર્યા, તેઓ ગામમાં આવી પહોંચ્યા ન પહોંચ્યા એટલામાં તો લોકોનાં ટોળાં તેમને ઘેરી વળ્યાં ને જાતજાતના સવાલો પૂછવા લાગ્યાઃ "કેમનું થયું? કંઇ સમજાયું ?"

"પંચ તો ઠીક છે ને ?"

"જજસાહેબ ખૂબ વિચાર કરીને ફેંસલો આપવાના હોય એમ લાગે છે, નહિ વારુ ?"

"ચોધરીનું મોઢું તો સાવ લેવાઇ ગયું હશે, નહિ ?"

"પેલો રાધારમણ અને વનમાળી બેટો શું કરે છે ? તે દહાડે તો ખૂબ ખૂબ ઊછળતા હતા ને ?"

આવા આવા ઉપરાછાપરી પુછાતા સવાલોના જવાબ આપતાં આપતાં આવનારાનો દમ નીકળી ગયો.

[ ૧૧ ]

આજે મુકદ્દમાનો છેલ્લો દિવસ હતો. કેશવ ભટ્ટાચાર્યજી ફેંસલો સાંભળવાને પંડે ગયા હતા! નિરાશ વદને તેઓ પાછા ફર્યા હતા. ઢીલે પગે ચાલીને ગામમાં આવતાં તેમને કંઇક વાર થઇ. એટલે આવ્યા તેવા ઘેર ન જતાં સીધા રાયજીની હવેલીએ પહોંચ્યા. દરવાજે ઊભેલા અશ્વિનને જોતાં જ તેઓ બોલી ઊઠયા: "કાલે પાછો જઇશ, સમજ્યો ભાઇ ? કાલે તો બેટમજી ગામમાં પાછો ફરી શકશે જ નહિ. અદાલતમાંથી જ પરભારો એને વિદાય દઇ, તે પછી—સમજ્યો ? તો પછી આજે આપણે ભજન સાંભળવા જઇશું ને ? કોનો પ્રોગ્રામ છે આજે ?"

અશ્વિને કહ્યું: "ચાલો ત્યારે, ભજનનો કાર્યક્રમ હમણાં જ શરૂ થશે."

ભટ્ટાચાર્ય હસતાં હસતાં બોલ્યા: "ઠીક, ઠીક ! મારા આવવાની જ રાહ જોતો હતો, એમ ને ? ચાલ ત્યારે, ઘેર જઈને આ લાકડી–ઉપરણો મૂકી હાથમોઢું ધોઇને ઝટ આવી પહોંચું છું !"

એમ કહીને ભટ્ટાચાર્યજી ઘર ભણી રવાના થયા.

ભજનમંડળી છેક બીજે દિને સવારે વિખેરાઇ. આખી રાતનો ઉજાગરો થયેલો હોવાથી તે દહાડે લોકો જલદી સ્નાન ને ખાનપાનથી

પરવારી લઇને ઊંઘવા મંડી ગયા. બપોરે આખું જ ગામ તે દહાડે ઘોરતું પડ્યું હતું !

તે દહાડે માત્ર કેશવ ભટ્ટાચાર્યજીની આંખમાં ઊંઘ નહોતી. આજે પણ તેમને અદાલતમાં હાજર રહેવું હતું. પણ આખી રાતનો ઉજાગરો હોવાને લીધે સ્ટેશને ગયા છતાં ગાડી પકડી શકાઇ નહિ.

ભવાની ચોધરીના ખટલાની બાતમી સૌથી પ્રથમ રાયજીને ઘેર આવતી. તેથી ખાનપાનથી પરવારીને ભટ્ટાચાર્યજી રાયજીને દરવાજે આવી ગુપચુપ ગોઠવાઇ ગયા.

આમ અશ્વિનને પણ ઊંઘ આવી નહિ. તારવાળાની કે કોઈ બાતમીદારની આશામાં તે ઘરમાંથી બહાર અને બહારથી ઘરમાં આંટાફેરા કરતો હતો. એવે ટાણે બહારને દરવાજે ભટ્ટાચાર્યજીને બેઠેલા જોઈને અશ્વિને પૂછ્યું: "આપ તો કંઇ અહીં જ બેસી રહ્યા છો ને ? ભજનમંડળીનો કાર્યક્રમ આજે જરા વહેલો શરૂ કરાવી દઇશું. આપ થોડુંક ઊંઘી લેશો તો ઠીક પડશે."

હસતાં હસતાં ભટ્ટાચાર્યજી બોલ્યા : "વાહ! આજે હવે આંખમાં નિંદર આવે ખરી કે? સમાચાર જાણવા માટે અહીં જ બેઠો છું."

અશ્વિન કહે : "ખબર આવશે તો ખરી જ ! વિષ્ણુ કાલનો ઘેર પાછો ફર્યો નથી. તેથી કાં તો એ જાતે આવવો જોઇએ, કે પછી તારથી ખબર મોકલે."

પણ એમાંનું કંઇ જ ન બન્યું.

બાર વાગી ગયા. એકનો પણ ટકોરો થઇ ગયો, ને બે પણ વાગી ગયા. પરંતુ ન આવ્યો વર્ધમાનપુરથી કોઈ તાર કે કોઇ માણસ !

કેશવ ભટ્ટાચાર્ય બોલ્યા : "કહો ના કહો, પણ કંઈક મુદ્દાનું બની ગયું છે ! મારું મન કહે છે કે ફાંસીનો હુકમ છૂટી ચૂકયો છે !"

અશ્વિને કહ્યું : "એ જ થવાનું છે. તો પછી એક કામ કરો : ભજનમંડળીનો કાર્યક્રમ અત્યારે જ શરૂ કરાવી દો ! આવું સૂમસામ તો નથી સારું લાગતું !"

"બરાબર છે, ભાઇ ! શરૂ કરાવી દઉં ત્યારે ?" એમ કહેતે-કને ભટ્ટાચાર્યજી ઊઠીને ઊભા થઈ ગયા.

ચાર વાગતાં વાગતાંમાં તો મંડળી ગોઠવાઇ ગઇ. પાંચ વાગતાં લગીમાં તો ખરેખરો રંગ જામી ગયો. મંડળીની ચારે બાજુ થોકબંધ લોક ઊભરાવા લાગ્યું. એવે વખતે કાલિતળાવની ભાગોળેથી જે રસ્તો સીધો ગામમાં જતો હતો તે રસ્તેથી ભોં ભોં કરતી એક મોટર સડસડાટ ગામમાં દાખલ થઈ. મોટરના ભૂંગળાનો અવાજ સાંભળી સૌ કોઇ ચકિત બની ગયું ને કાલિતળાવની દિશામાં મીટ માંડી જોવા લાગ્યું. અને શું જોયું ? સર્વના આશ્ચર્ય વચ્ચે મોટરમાંથી ઊતરતા જણાયા ભવાની ચોધરી, વૃદ્ધ વનમાળી અને રાધારમણ ! કોઈ અદ્‌ભુત ચમત્કાર જોઇને માણસ જેમ ચમકી ઊઠે. તેમ—બરાબર તેમજ, ભેગું મળેલું તમામ લોક ચમકી ગયું. મોટરમાં ઊભો ઊભો રાધારમણ હસતે મુખડે મોટેથી સૌને સંભળાવવા લાગ્યો: "ખૂબ આનંદ કરો, ખૂબ મોજ માણો ! ભાઇઓ, ભવાની ચોધરીજી નિર્દોષ ઠરી છૂટી આવ્યા છે !"

સત્યાનાશ !

અશ્વિન ટપ દઇને ઊભો થઇ ગયો ! કેશવ ભટ્ટાચાર્ય પણ ઊભા થઈ ગયા. બન્નેનાં મુખ કરમાઇને વીલાં બની ગયાં !

તેજ ઘડીએ ભાડાની બીજી મોટર પણ આવીને ઊભી રહી.

એ મોટરમાંથી વિષ્ણુ ઊતર્યો.

"શી ખબર, વિષ્ણુ ?"

વિષ્ણુએ જવાબ આપ્યો: "ઊંધું વેતરાઇ ગયું બધું ! છૂટી ગયો !"

પુરન્દરપુરમાં ચાલી રહેલાં નાચ—ગાન ને આનંદના જલસા એકાએક મંદ પડી ગયા.

વિષ્ણુને વઢતો વઢતો અશ્વિન હવેલીમાં પેઠો: "હત્તારીની ! આટઆટલા વખતથી તું જમીનદારીનો કારભાર ડહોળે છે, છતાં ખટલા કેમ લડવા ને તે જીતવા માટે કેવી કેવી તજવીજ કરવાની તે ન આવડયું !"

વિષ્ણુ હાથ જોડીને કરગરવા લાગ્યો: "જી !—"

અશ્વિન તડૂકયો: "હવે 'જી જી' કરે શું વળે ? મુકદ્દમો જીતવાની બરાબર તજવીજ કરી હોત તો તો ખૂનનો ગુનેગાર આવી રીતે કદાપિ છૂટી જાત નહિ !"

ઘરની અંદર રહ્યા રહ્યા પ્રતાપરાય બધું જ સાંભળતા હતા. તેઓ બોલી ઊઠયા: "જાય, જાય ! ખૂનનો આસામી એમ જ છૂટી જાય !"

અશ્વિન અને વિષ્ણુ બન્ને ઓરડામાં દાખલ થયા.

પ્રતાપરાય બેઠા બેઠા હુક્કો ગગડાવતા હતા. તે હુક્કાની નેળ મુખમાંથી કાઢીને હસતાં હસતાં બોલ્યા: "આવા ખટલામાં બીજો વચલો રસ્તો જ નહિ. કયાં તો ફાંસી મળે કે કયાં છૂટી જાય ! આપણા સરકારી સાક્ષીઓએ જ બધું ધૂળમાં મેળવી દીધું છે !"

વિષ્ણુ હાથ જોડતો બોલ્યો: "મને લાગે છે કે જ્યૂરીને પણ હાથ કરી લીધેલી !"

પ્રતાપરાયે કહ્યું: "હું તો ત્યારે જ કહેતો હતો કે ખૂન થતું જેમણે સ્વનજરે નિહાળેલું નહિ તેવા સાક્ષી કામના નહિ. પણ ત્યારે વળી લાગેલું કે જેટલા વધારે સાક્ષીપુરાવા તેટલું સારું."

વિષ્ણુ બોલ્યો: "પણ સાહેબ, આ તો મને અન્યાય થાય છે."

રાયે પૂછયું: "તને વળી શી વાતનો અન્યાય થાય છે ?"

વિષ્ણુએ કહ્યું: "ચોધરી તળિયાઝાટક સાફ થઈ ગયો છે !"

અશ્વિન બોલ્યો: "પણ છૂટી તો ગયો જ ને ? ઠીક છે—"

છેવટના ઉદ્દગાર સાથે જાણે બીજું કંઈક કારસ્તાન ગોઠવવાની એણે મનમાં ગાંઠ વાળી લીધી.

## [ ૧૨ ]

નિર્દોષ ઠરી છૂટી આવેલા ભવાની ચોધરીએ કુટુંબીજનો આગળ હૈયું ખાલી કરતાં કહ્યું: “છૂટી આવ્યો છું, એ બદલ આનંદોત્સવ કરવાની તમારી મરજી હોય તો ભલે કરો. બાકી મારા મનમાં તો આનંદ જેવું કંઇ જ નથી.”

તે પર રાધારમણ બોલ્યો: “ત્યારે શું જેલ ઠોકાઈ હોત તો આનંદ કરત, એમ કહો છો?”

ભવાની ચોધરી બોલ્યા: “ખૂન તો મેં પોતાને હાથે જ કર્યું છે ને?”

રાધારમણ કહે: “હા, કર્યું છે. પણ એ નાલાયકે લપડાક કંઈ મને ચોડી નહોતી, તમને જ ચોડી હતી ને?”

ચોધરી કહે: “પણ એક લપડાકના બદલામાં કંઈ કોઈનો જાન લેવાય ખરો?”

રાધારમણે જવાબ આપ્યો: “કોણ જાણે બાપુ? તમારા વિચારની તમને ખબર! બાકી મને એણે લપડાક મારી હોત અને હું એનો જીવ લઈ શક્યો ન હોત, તો નિંદર જ ન આવત! તમારી બાબતમાં સાવ ઊલટી જ ગંગા વહેતી જોઉં છું.”

ચોધરીજી ઊઠીને ઊભા થઇ ગયા અને બોલ્યા: “મેં જે કહ્યું હતું તેનું શું થયું?”

વનમાળીએ જવાબ આપ્યો: “કંઈ પત્તો ન મળ્યો. કોઇ જ કશું કહી શક્યું નહિ.”

રાધારમણે પૂછ્યું: “શેનો પત્તો ન મળ્યો?”

વનમાળીએ જવાબ દીધો: “એ તો ગિરધારીના ઘરમાં કોણ કોણ છે, અને એનું ઘર ક્યાં આવ્યું એની માહિતી બાબુજીને જોઇતી હતી.

એ બાબતમાં મેં ખૂબ તપાસ કરી જોઇ, પણ રાયવાળાઓમાંથી ય કોઈને એ સંબંધી કશી જ ખબર નથી."

રાધારમણ ભવાની ચોધરીના મુખ સામે ટગર ટગર જોઈ રહ્યો ને પછી બોલ્યો: "સમજ્યો. ત્યારે તમે એના પરિવારને સહાય કરવા માગો છો, એમ ને?"

ચોધરી કહે: "હા, સહાય કરવી એ મારી ફરજ ગણું છું. બાકી આ પાપનું પ્રાયશ્ચિત્ત તો મારાથી કોઈ રીતે થઇ શકે એમ છે જ નહિ."

રાધારમણ કહે: "પાપ શેનું? પાપ તમે કર્યું જ નથી. તો પછી શાને સારુ આવા ખોટા ખોટા વિચાર મનમાં આણીને અમસ્થા હેરાન થાઓ છો?"

ભવાની ચોધરી સહેજ હસ્યા ને બોલ્યા: "નરહત્યા એ પાપ નહિ એમ તું મને શિખવવા માગે છે, રાધારમણ? ચાલ, જવા દે એ વાત! હાં, વનમાળી! તું ફરીથી એક વાર બરાબર તપાસ કરી જોજે. રાયના બીજા પણ જે ચપરાશીઓ છે તે બધાઓને પૂછી વળીશ તો કોકની પાસેથી તો પત્તો મળી રહેશે જ."

વનમાળીએ કહ્યું: "એ બધી તજવીજ મેં કરી જોઈ છે. છતાં આપનો હજી આગ્રહ છે તો ફરી એક વાર નહિ પણ—"

વનમાળીનું બોલવાનું પૂરું થાય તે પહેલાં જ રાધારમણ બોલી ઊઠયો: "ગિરધારીના મૃત્યુ બાદ રાયવાળાએ એને ઘેર ખબર તો નક્કી આપ્યા જ હોવા જોઇએ. એટલે એના વંશવારસ કોઈ આવ્યા વગર રહે ખરા? હોત તો તો જરૂર આવત. એટલી સાદી વાત પણ તમે નથી સમજી શકતા?"

ચોધરીએ એના ખુલાસામાં કહ્યું: "બદલાના પૈસા દેવા પડશે એવી બીકને લીધે રાયવાળાઓએ કશી જ ખબર ન મોકલાવી હોય, એટલું તમે પણ સમજતા નથી?"

રાધારમણ હો હો કરતો હસી પડયો ને બોલ્યોઃ "તો તો ભાઇ રાય અને ચોધરી : રાયની સાથે તમારો અતલગનો સંબંધ ખરો ને કે તમે એમનું સારું દેખાડવાની ઇચ્છા રાખો છો ?"

એજ વખતે કયાંકથી દોડતો દોડતો અતુલ આવીને ચોધરીજીની પાસે ઊભો રહ્યો, ને ધીમે સાદે બોલ્યોઃ "બાપુ ! તમે એક વાર અંદર આવી જાઓ."

અતુલનો હાથ પકડીને ચોધરી અંદર ગયા તો ત્યાં તેમની રાહ જોતી જ મહામાયા ઉંબરા પર ઊભી હતી. ચોધરી નજીક આવી પહોંચતાં જ તે હસતી હસતી કહેવા લાગીઃ "આ પાગલ છોકરાએ હઠ લીધી છે કે ગામમાં આવેલી ભજનમંડળી તો ચાલી ગઇ છે, પણ આપણા નાટય મંદિરમાં એક વાર આપણે ભજનમંડળી બેસાડીએ. મારે ભજન સાંભળવાં છે."

ભવાની ચોધરી બોલ્યાઃ "હું છૂટી આવ્યો તે બદલ આનંદોત્સવ કરાવવો છે ?"

મહામાયા બોલીઃ "કરાવીએસ્તો ! તમને જેલ મળશે જ એમ માનીને કેટલા બધા દહાડા કેટલી બધી ધમાલ એ લોકોએ મચાવી મૂકી હતી ?"

ચોધરી કહેઃ "એ લોકો ભલે એમ કરે, આપણે એમ નથી કરવું."

મહામાયા કહે : "એ તો આપનો ઊલટો જ વિચાર કહેવાય !"

ચોધરી બોલ્યાઃ "ઊલટો હોય કે સૂલટો. હું તમને ઉત્સવ ઉજવવાની પરવાનગી નહિ આપી શકું."

મહામાયા બોલીઃ "એ ખરું ! તમને જે ન રુચે તે મેં કદી કર્યું નથી. પણ મેં કંઇ ખૂન કર્યું નથી. હું તો મારા સ્વામીને, માથે ઝઝૂમતા સંકટમાંથી સહીસલામત છોડાવી લાવી છું. એટલે હું આનંદઉત્સવ કરું કે ઊજવું એ તો સ્વાભાવિક ગણાય ને?"

ચોધરીએ હસતાં હસતાં પૂછ્યુંઃ "તેં મને છોડાવી આણ્યો છે ?"

મહામાયા કહે: "હા, મેં છોડાવી આણ્યા છે. તમે કદાચ કહેશો કે 'ના, ભગવાને છોડાવ્યો છે.' પણ તેના રદિયા તરીકે હું કહીશ કે 'મારી પ્રાર્થના મંજૂર કરવાની ભગવાનને ફરજ પડી. એટલે જ મરણના મુખમાંથી હું તમને પાછા મેળવી શકી છું.'"

પત્નીની દલીલબાજી સાંભળી ચોધરી ખડખડ હસવા હસવા લાગ્યા, ને બોલ્યા: "શો સુંદર વિશ્વાસ? ઠીક! ઠીક! આપણા નાટ્યમંડપમાં એક દહાડો ભજનકીર્તન કરાવવાની તમારી ઇચ્છા છે. એમ જ ને? તો પછી રાયવાળી મંડળી શાને જોઇએ? એ તો રાયે આણેલી. એના કરતાં એમ કરો કે વનમાળીને કલકત્તા મોકલી આપો અને બીજી કોઈ સારી મંડળીને બોલાવી મંગાવો!"

મહામાયા બોલી: "ના, એમ કરવાની હવે કંઇ જરૂર નથી. આપની ઇચ્છામરજી વિરુદ્ધ કોઇ પણ કાર્ય મેં કદાપિ કર્યું નથી ને આજ પણ તેમ કરવાની નથી. આ રજા તો આપે કેવળ મારી ખાતર જ આપેલી છે."

છૂટકારા સંબંધમાં આ જાતની મીઠી રકઝક પ્રેમાળ દંપતી વચ્ચે ચાલવા લાગી.

મહામાયા રોજ ને રોજ જોવા લાગી કે પતિદેવ ભારે ચિંતાતુર સ્થિતિમાં જીવન ગુજારે છે. ખરી રીતે તો આવી ભારે આફત-માંથી છૂટી આવનાર માણસે ખૂબ આનંદઉત્સવ કરવા જોઇએ. એ બાબતમાં મહામાયાએ કેટલા ય દહાડા ચોધરીજી આગળ દલીલો ચાલુ રાખી. સ્વામીના મુખ પર કેમે કરતાં હાસ્યની લહરી સ્ફુરાવવા માટેની તેની કોશિષ પણ કંઇ કમ નહોતી, તો પણ ભવાની ચોધરીના મુખમાંથી તો બસ એ એકની એક જ વાત નીકળતી રહી:

"ભગવાનની શી મરજી છે તે મારાથી નથી સમજી શકાતું, મહામાયા!"

આમ ને આમ વિચારમાં તરફડતા રહી એક દહાડો તે છેક જ પટકાઈ પડયા. એક દહાડો રાત્રે ટાઢ વાઈને તાવ ભરાયો. પછી તો તે પથારીવશ જ બની ગયા.

મહામાયા કહેવા લાગી : "હજી પણ એક જ વિચાર કરતા રહો એ શું સારું છે? ચિન્તા એજ માણસના માથાનો ભારેમાં ભારે રોગ છે. વનમાળી, જા દાક્તરને તેડી લાવ, બાપુ !"

ભવાની ચોધરી હાથ હલાવી બોલ્યા: "ના રે, ના ! એવું તે મને શું થયું છે કે દાક્તરને તેડાવવો પડે ?"

મહામાયા બોલી : "ના વનમાળી ! એમની વાત તું બિલકુલ સાંભળીશ નહિ. એમના આ દેદાર જોઇને હું બધું સમજી શકું છું ને?"

ગામમાંજ દવાખાનું હતું. વનમાળી દાક્તરને બોલાવી લાવ્યો.

દાક્તરે તપાસીને અભિપ્રાય આપ્યો : "ખાસ બીવા જેવું કંઈ નથી. સાધારણ તાવ છે."

દાક્તરની દવાથી કંઇજ ફેર પડયો નહિ.

રાધારમણ થોડાક દહાડા ઘેર ગયો હતો. તે પાછો આવીને જુએ તો ભવાની ચોધરી પથારીવશ બનેલા હતા. આંખો લાલઘૂમ હતી, છાતીમાં પણ દરદ થતું હતું અને કદી કદી તો લવરી પણ કરતા હતા. દાક્તરની દવાથી કશો ફાયદો જણાતો નહોતો. એટલે એ પોતે જ મોટા દાક્તરને બોલાવી લાવવા તરત શહેર તરફ ઊપડી ગયો.

આ વખત દાક્તરે આવીને સૌને ચિંતાતુર કરી મૂકયા. રોગીની બરાબર સંભાળ રાખવાનું સૂચવીને તેમણે ઓકિસજન–પ્રાણવાયુ આપવાની તજવીજ કરી.

તે જોઇ મહામાયા બોલી: "હું બધું સમજી ગઇ છું."

એમ કહીને તે લાગલી દરદીને ઓશીકે જઈ બેઠી અને ત્યાંથી ઊઠી જવાનું સહેજે કબૂલતી નહિ.

હવે તો વારાફરતી મોટામોટા દાક્તરો આવવા લાગ્યા. વનમાળી

છૂટે હાથે પૈસા ખરચવા લાગ્યો.

જે જે દાક્તર આવતો તે દરેકનો હાથ પકડીને આંસુ નિગળતી આંખોએ એ કાકલૂદી કરતોઃ "બાબુજીને બચાવી દેશો, તો દાક્તર સાહેબ, તમે જે માગશો તે હું આપીશ."

ભવાની ચોધરીની માંદગીની વાત સાંભળીને ગામના ઘણા લોકો તબિયત જોવાને આવવા લાગ્યા. પરંતુ રાધારમણ તેમને બધાને કાઢી મૂકતો અને તેમ કરવાના બહાના તરીકે કહેતોઃ "દાકતરની મનાઇ છે."

દશેક દહાડા પછી ભવાની ચોધરી કંઇક ભાનમાં આવેલા જણાયા. એટલે સૌકોઇને આશા પડી કે હવે તબિયત સુધરી જશે.

ભૂખતરસને ભૂલી જઇને મહાતપસ્વિની સાવિત્રીની માફક મહામાયા દરદીને ઓશીકે બેઠી છે. આંખમાંનાં ઝળઝળિયાં લૂછી નાખીને દરદીના ચહેરા પર એણે મીટ માંડી. ચોધરીએ પણ આંખો ખોલી મહામાયાની નજર સાથે નજર મેળવીને મોં મલકાવ્યું અને કહ્યું: "દુઃખી ન થઇશ, મહામાયા ! હું જાઉં છું."

મહામાયાની આંખો પાછી આંસુથી ઊભરાઇ ગઈ. તે બોલીઃ "ના, મારા પહેલાં હું આપને નહિ જવા દઉં."

"જેલમાંથી છોડાવી આણ્યો તેમ મોતને મોઢેથી પણ છોડાવી આણીશ ?"

"હા, તેમ પાછા લઈ આવીશ."

ભવાની ચોધરીના ચહેરા પર પત્નીના જવાબથી મંદ હાસ્યની રેખા ફૂટી નીકળી. મંદ અવાજે તે બોલ્યાઃ "માણસથી કંઇ જ બની શકતું નથી, મહામાયા ! ભગવાન જ બધું કરેકારવે છે. હું જે ઠેકાણે જાઉં છું ત્યાંની તો કશી જ વાત હું જાણતો નથી, મહામાયા ! આપણો મેળાપ ફરી થશે કે નહિ તેની પણ મને ખબર નથી. પણ એટલું જાણું છું ખરો કે તારે પણ એક દહાડો એ ઠેકાણે આવવું પડશે."

મહામાયા બોલી : "મહેરબાની કરી ચૂપ થઇ જાઓ ! આજે તમને

કંઇક સારું લાગે છે. આજે વધારે બોલ બોલ કરવું સારું નહિ. પાય પડીને કહું છું કે મૂગા રહો!"

ભવાની ચોધરીએ કહ્યું: "વધારે નહિ, પણ એએક બીજી વાત મને કરી લેવા દે!"

આંસુ દદડતી આંખે મહામાયા બોલી: "ઠીક, કહી લો!"

ચોધરીએ કહ્યું: "મારું મોત થાય તો તે સહજ ભાવે તું સ્વીકારી લેજે. જિંદગી જેમ દેવતાના આશીર્વાદ રૂપ છે, તેમ મોત પણ આશીર્વાદ રૂપ જ છે, શાપ રૂપ નથી, હોં!"

મહામાયાથી હવે રહેવાયું નહિ. ડૂસકાં ખાતી તે બોલી: "તત્ત્વજ્ઞાનની એ બધી વાતો હું જાણું છું. તમારી પાસેથી જ હું એ બધું શીખી છું. તમે શાંત થાઓ. મહેરબાની કરી મૂગા રહો!"

ચોધરીજી બોલ્યા: "બીજી એક વાત. રાયવાળા સાથેનો ઝગડો પતાવી લેવાની તક મળે તો તે એળે જવા દેતી નહિ. અતુલ તો હજી બાળક છે. એને તો માત્ર આશીર્વાદ જ દેતો જાઉં છું. ભગવાન પર ભરોસો રાખજે. તે જ તમારી સંભાળ લેવાવાળો છે. હવે હું એક પણ શબ્દ બોલીશ નહિ, મહામાયા!"

એટલું બોલીને ચોધરીજી સાચે જ મૂગા બની ગયા.

મહામાયા પાછી તેમને ઓશીકે બેસી ગઈ અને સજળ નયને માનવા લાગી કે તેઓ ભગવાનની જ વાતોનો વિચાર કરી રહ્યા છે.

## [ ૧૩ ]

રોગીના મોઢાની વાતો સાંભળીને સવારે જે કંઇ આશા નીપજી હતી, તે સાંજે ઓછી થઇ ગઈ. દાકતરે આવીને મત ઉચ્ચાર્યો: "સ્થિતિ સારી નથી."

ભવાની ચોધરી નિર્જીવ જેવા પડયા છે.

દાકતરની દવામાં કશી મણા નહોતી, સારવારમાં પણ ખામી નહોતી. છતાં ત્રીજે દિવસે પરોઢિયે ભવાની ચોધરીનું પ્રાણપંખી ઊડી ગયું.

આવા મોટા માણસનું મૃત્યુ ! સારા ગામમાં કોલાહલ મચી રહ્યો. કોઈ કંઇ બોલે ને કોઇ કંઇ.

કોઈ કહે: "બહુ જ ધાર્મિક હતા. ખરા ને, એટલે રાયવાળાનું આ અપમાન જીરવી શકયા નહિ."

રાયવાળા કહેતા: "મનુષ્યની આંખોમાં ધૂળ નાખીને અદાલતમાંથી તો નિર્દોષ છૂટી આવ્યો બેટો, પણ જોઈ લો ભગવાને કેવી દશા કરી એની ?"

કેશવ ભટ્ટાચાર્યના આનંદનો તો પાર ન રહ્યો. એક નવો જનોઇ-જોટો લઇને તે ગામને રસ્તેરસ્તે ઘૂમી વળ્યો ને સૌને બતાવતો કહેવા લાગ્યો : "એ તો બ્રાહ્મણના વેણ, બાપા ! જોયું કેવું થયું તે ! જોતજોતાંમાં ખલાસ થઈ ગયો ને ?"

આ પ્રસંગે કશું જ ન બોલ્યા માત્ર પ્રતાપરાય.

ફૂલોના ઢગલા વચ્ચે ભવાની ચોધરીના શબને સૂવાડી શબ-સરઘસ કાઢવાની તૈયારી થઇ. ચોધરીની હવેલીને દરવાજે મોટી માનવ-મેદની જમા થઇ. કીર્તનકારોની મંડળીએ કીર્તન શરૂ કરી દીધાં. ડાઘુઓ એક પછી એક બધા જ આવી ગયા.

મહામાયા દોડતી આવીને સ્વામીના ચરણોમાં પછડાઈ પડી.

શબને ઉપાડીને ડાઘુઓ ચાલ્યા ગયા.

અતુલ એકલોઅટુલો એક ઠેકાણે ઊભો હતો. રાધારમણ અને વનમાળી તેના હાથ પકડી બોલ્યા : "ચાલ ભાઇ, અમારી સાથે ચાલ, તારે આવવું પડશે."

એવે વખતે ત્યાં અણધાર્યા પ્રતાપરાય આવી પહોંચ્યા.

વનમાળી પહેલાં તો તેમના મોઢા સામું જોતો અવાક્ ઊભો રહ્યો.

મણ પછી બોલ્યો: "પધારો! અમારા તો——"

તેનાથી પૂરું બોલી શકાયું નહિ. બન્ને આંખોમાંથી દડદડ આંસુ વહેવા લાગ્યાં.

પરંતુ રાધારમણ ત્રાંસી આંખે એક વાર વનમાળી ભણી તો બીજી વાર રાયજી ભણી નજર કરીને બોલ્યો: "આ ટચરો શું મઝા જોવા આવ્યો છે, વનમાળી ?"

વનમાળી બોલ્યો: "છટ્ ! અત્યારે એક પણ આવો શબ્દ બોલવો ન શોભે, રાધારમણ !"

છતાં રાધારમણે એ વાત ગણકારી નહિ. ઊલટું પૂછ્યું: "કેમ ન બોલું ?"

એમ કહીને તે પ્રતાપરાયની પાસે જઇને કંઇક મહેણું સંભળાવવા જતો હતો. એટલામાં ત્યાં મહામાયા આવી પહોંચી ને બંનેની વચ્ચે ગોઠવાઈ ગઇ.

જે મહામાયાનું મોઢું જોવાનું સદ્‌ભાગ્ય પ્રતાપરાયને કદાપિ પ્રાપ્ત થયું નહોતું, એ જ મહામાયા તેની આંખો આગળ પંડે આવીને ઊભી રહી! ખુલ્લો ચોટલો, મેલાં કપડાં, અડવા હાથ–એવો તરતની વિધવાનો વેશ ! આ જાજરમાન સ્ત્રી બીજી કોઇ જ નહિ, પણ ભવાની ચોધરીની ગૃહિણી–તેની શત્રુપત્ની.

મહામાયાએ મોકળે કંઠે આવકાર આપ્યો: "પધારો !"

પ્રતાપરાયે પૂછ્યું: "તમે મને કેવી રીતે ઓળખી કાઢયો મા, કે આમ આવકાર આપો છો ?"

મહામાયા બોલી: "ઓળખું છું."

એમ કહીને રાધારમણ ભણી નજર ફેરવીને તે બોલી: "તું જા, રાધારમણ ! અતુલને લઇને—"

"હા, જાઉં છું." એમ કહી મહામાયાનું બોલવું પૂરું ન થવા

દેતાં રાધારમણ પ્રતાપરાય ભણી આગળ વધીને બોલ્યો: "અમારા આ દુ:ખને વખતે તમે મઝા જોવા આવ્યા છો ને ?"

આ વાણી જેવી અણધારી હતી તેવી જ અજબ હતી. પ્રતાપરાયે તેના મોં સામું ભાળી પૂછ્યું: "તમે કોણ ? પાંચપોતાવાળા રાધારમણ ને ? ભવાનીજીના સાળા, નહિ વારુ ?"

"હા જી !" એમ કહી રાધારમણ અતુલને પોતાની સોડમાં દાબતો ઊભો રહ્યો.

મહામાયાને ભાઇની તોછડાઇ પ્રત્યે ચીઢ ચઢેલી લાગી. તે બોલી: "રાધારમણ ? !"

પ્રતાપરાયે કહ્યું: "ના, મા ! એનો તિરસ્કાર કરવાની જરૂર નથી. હું આ ચાલ્યો. મારે આવવું જ નહોતું જોઇતું. પણ રાધારમણ, તેં આ પ્રતાપરાયને ઓળખ્યો નથી, હોં !"

એટલું બોલીને પ્રતાપરાય તે સ્થાને વધુ ન થોભતાં તત્કાળ ચાલી ગયા.

મહામાયાની આંખો ફરી પાછી આંસુથી ઊભરાવા લાગી.

રાધારમણે કહ્યું : " તું ઘરમાં ચાલી જા, બેન ! હું જાઉં છું."

જવાબમાં મહામાયા એક શબ્દ સરખો બોલી નહિ. એના મનમાં તે જ ક્ષણે મૃત્યુ પહેલાં સ્વામીએ ઉચ્ચારેલાં વેણ યાદ આવ્યાં કે "રાયવાળા સાથેનો ઝગડો પતાવી દેવાની કોઈ તક મળી જાય તો તે એળે ન જવા દઇશ, મહામાયા !"

અપમાન ખમીને પ્રતાપરાય ચાલ્યા ગયા. મહામાયા પાછી ઘરમાં ભરાઈ ગઈ. દૂર દૂરથી ડાઘુઓના "રામ બોલો, ભાઈ રામ"ના શબ્દો કાને અથડાતા હતા.

આ સ્થળે જ આપણી આ નવલકથાના પહેલા અંક પર પડદો પડે છે. હવે મૂળ વાતનો આરંભ થાય છે.

**દસ વર્ષ પછી.**

આ દસ વર્ષ દરમિયાન ઘણી ઘણી નવાજૂની થઇ ગઈ છે. ભવાની ચોધરીના મરણ બાદ સગીર અતુલપ્રસાદની જમીનદારીની સંભાળ એને મામે રાધારમણ રાખતો હતો. અતુલ છેક નાનો હતો. રાધારમણ ઉપર મહામાયાને અગાધ વિશ્વાસ હતો. એનું પરિણામ એ આવ્યું કે આ દસ વર્ષના ગાળામાં ચોધરીની પેદાશવાળી જે કંઈ સંપત્તિ હતી તે બધી જ રાધારમણે યુક્તિપ્રયુક્તિથી પોતાને ઘેર કરી લીધી.

વૃદ્ધ વનમાળીએ તેમ થતું અટકાવવાના અનેક ઉપાય અજમાવ્યા. પરંતુ મુસદ્દીગીરી લડાવી રાધારમણે વનમાળીના બધા જ પ્રયત્નો નિષ્ફળ કર્યા. વનમાળી રાધારમણ આગળ મહાત બન્યો. હારેલો વનમાળી રોગ, શોક અને ઘડપણથી નંખાઇ જઇને દેવડી પાસેની એક ખોલીમાં બેઠો રહી તમાકુના ઘૂંટડા ગળતો ગળતો રાધારમણને ભાંડીને મન વાળે છે

ભવાની ચોધરીજીની જાહોજલાલીના અવશેષ રૂપે રહી છે હવે માત્ર તેની વિશાળ હવેલી જ. તે પણ મરામત વગર બુઢ્ઢા વનમાળીના દેહ જેવી જીર્ણ બની ગઇ છે.

આનો અર્થ એમ તો કોઇ ન જ સમજે કે પ્રતાપરાયનું ઐશ્વર્ય વધ્યું છે. તેમની ધમક પણ પહેલાં જેવી હવે નથી રહી. ઘરડા ખખ બનેલા પ્રતાપરાયે જમીનજાગીરની દેખરેખનો ભાર હવે પુત્રને માથે નાખી દઈ ધર્મકર્મની અંદર પોતાનું મન પરોવ્યું છે.

અશ્વિન હવે મોટો માણસ બની ગયો છે. જ્યારે જ્યારે તક સાંપડતી ત્યારે ત્યારે લોકો આગળ કહેવાને ચૂકતો નહિઃ "જોયું ? અધ-ર્મનો માર કેવો ગેબી હોય તે જોયું ને ? ભવાની ચોધરીની આટઆટલી ધનદોલત અને જમીનજાગીરી કયાં પલાયન કરી ગઇ ? ખૂનનો ગુનો કરનારની ધનસંપત્તિ સ્થિર રહે જ નહિ !"

કેશવ ભટ્ટાચાર્ય જેવો સ્વાર્થસાધુ અશ્વિનના કથનને ટેકો આપતો. આનંદથી ડોલતો ડોલતો તે કહેતોઃ "મા કાલિકા પાસે મેં ઓછા માથાં

પછાડયાં હતાં? માજીની કને મેં આવી જ માગણી કરી હતી–આવી જ ધા નાખી હતી.”

ફરી પાછો દુર્ગોત્સવ!

પરંતુ પુરન્દરપુરમાં હવે પહેલાંના જેવી મઝા રહી નથી. રાય અને ચોધરી વચ્ચેની એ હોંસાતોંસી પણ હવે રહી નથી.

ચોધરીની હવેલીએ હવે પૂજાનો ઠાઠ સમૂળો બંધ પડી ગયો છે. હવે તો એ ઠાઠ માત્ર રાયજીની હવેલીએ જ થાય છે. ત્યાં ય પૂજા થાય છે ખરી, પણ પહેલાંના જેવી ધામધૂમ ને ઝાકમઝોળ દેખાતી નથી. પ્રતિમા આણી નહિ એમ ન કહેવાય માટે આણે છે. પૂજા કરવી પડે માટે કરે છે.

નવરાત્રિપૂજનનો છેલ્લો દિવસ હતો. પહેલાંની જાહોજલાલી ચાલુ હોત તો તો તે દિવસે ભજન અને કીર્તનમંડળીઓની ઝડીઓ ઊડતી હોત કે પછી આનંદની એવી જ બીજી કોઈ યોજના થઈ હોત. દુર્ગામંદિરનો ચોરો તો કદાપિ ખાલી ન રહેત. પરંતુ એ વર્ષે નહોતી ગોઠવણ ભજનમંડળીની, કવિઓના ડાયરાની કે ભવાઇની. માત્ર ફળિયાના થોડાંક છોકરાંઓ માતાજીના ચોતરા પર ભેગાં થઇને મહુવર (તુંબડીવાદ્ય) વગાડવાની હરીફાઈ કરતા હતા. દહાડે એમ કરવું ઠીક ન લાગે તેથી, તેમજ રાત્રે પૂજાની વેળાએ બીજાં વાદ્યો વાગતાં નહિ એટલે મહુવરની હરીફાઈ રખાઈ હતી. અશ્વિનના મોટા દીકરા સુધીરને નવમીપૂજનનો દિવસ સાવ ખાલી રહે એ ન રૂચ્યું, તેથી એણે જ આ બધી ગોઠવણ કરી હતી.

આ બાજુ ભવાની ચોધરીના દેવઘર ભણી નજર ફેરવતાં તો આંખો આંસુથી છલકાઇ જતી. ચોગરદમ નિસ્તબ્ધતા ને નિર્જનતાનું સામ્રાજ્ય હતું. છેલ્લાં ત્રણ વર્ષથી તેમના ઘરનો ઉત્સવ બંધ પડયો હતો. પ્રતિમાને ઉઠાવી લઇ જવાની ભાંગેલી માંચી આંગણામાં એક પાસ પડી

હતી, ને તેની પાસે બુઢ્ઢો વનમાળી નીચી મૂંડીએ બેસી રહ્યો હતો.

કપોતપક્ષીનું એક ટોળું આંગણામાં ઊતરી આવ્યું. એવામાં રાયવાળાના દુર્ગામંદિરના ચોગાનમાંથી એક ટેટાનો ભડાકો થયો. એ ભડાકાથી બીને કપોતપક્ષીઓ ફરરર્ કરતાં એકસામટાં ઊડી ગયાં. વનમાળીએ પણ ચમકીને મોઢું ફેરવી લીધું.

મોઢું ફેરવાતાં વનમાળીએ જોયું તો પીઠ પાછળના ખાલી સિંહાસન પાસે જ મહામાયા ઊભી હતી! નાહીકરીને સફેદ રેશમી વસ્ત્ર પહેરીને તે એ ઠેકાણે પ્રણામ કરવા આવી હોય એમ લાગ્યું.

મહામાયાને જોતાં બરાબર વનમાળી ઊઠીને ઊભો થવા લાગ્યો. તે જોઈ મહામાયા બોલી: "રહો, રહો, વનમાળી! તમારે ઊઠવાની જરૂર નથી. હું જ તમારી પાસે આવું છું."

"જુઓ!" એમ કહેતી મહામાયા વનમાળીની પાસે આવીને બોલી: "કાલે આઠમની પૂજા માટે ફૂલ લઇ આવવાને અતુલને મેં રાયજીની હવેલીએ મોકલ્યો હતો. તેની સંગાથે મોટા રાયજીએ સંદેશો કહાવ્યો છે કે 'વનમાળી મને મળી જાય.' જઇ શકાશે?"

વનમાળીએ જવાબ આપ્યો: "નહિ કેમ જવાય, મા? પરંતુ પ્રતાપરાય મને મળવા માગે છે, એનો અર્થ તો કંઈ એવો—"

મહામાયાએ કહ્યું: "હું કંઇ સમજી શકતી નથી, ભાઇ! રાયજી તો એમ કહેતા હતા કે 'હું જ આવી જાત, પરંતુ તમારે ઘેર આવતાં જીવ ચાલતો નથી.' "

વનમાળી મોં મલકાવતો બોલ્યો: "તે વખતે મેં બહુ યે વાર્યો, પણ આપનો ભાઇ રાધારમણ કેમે કર્યો રોકાયો નહિ. રાયજી જેવા મોટા માણસનું ઉઘાડે છોગ અપમાન કરી દીધું. સમજાયું ને હવે?"

મહામાયા બોલી: "સમજું છું, ભાઈ! હું બધું ય સમજું છું. અત્યારે એ જૂનીપુરાણી વાત ઊકેલવાથી કશો જ લાભ નથી. તમારાથી બને તો

આજે જ એક વાર—"

વનમાળીએ તેને પૂરું બોલવા ન દેતાં કહ્યું: "હમણાં જ જાઉં છું, મા! અને શું કહે છે તે સાંભળી આવું છું. કહો ન કહો પણ કંઈ ખાસ અગત્યની વાત હોવી જોઇએ."

લાઠી પકડીને વનમાળી તત્કાળ ઊભો થઈ ગયો.

વૃદ્ધ પ્રતાપરાય વનમાળીનો આદરસત્કાર કરતાં બોલ્યા: "આવો વનમાળી, બેસો! મારે તમારી સાથે બહુ બહુ વાતો કરવી છે."

વનમાળી બેઠો એટલે પ્રતાપરાયે શરૂઆત કરી: "ભવાની ચોધરી જે દહાડે ગુજરી ગયા તે દહાડે હું ચાલીચલાવીને જાતે તમારે આંગણે આવ્યો હતો. તમને એ વાતની ખબર તો છે ને?"

વનમાળીએ નમસ્કાર કરી કહ્યું: "હા જી, એ પ્રસંગ તો આટલે બધે દિવસે ય શેનો ભૂલાય? રાધારમણની ખ્યાતિ તો આપ જાણો જ છો ને?"

રાય કહે: "અચ્છી રીતે જાણું છું, વનમાળી! પાંચપોતાના રાધારમણનાં પગલાં જે દિવસે ચોધરીને ઘેર થયાં, તે જ દિવસે મેં તો ગાંઠ વાળી લીધી કે બસ થઇ રહ્યું, એ ચોધરીને ખાનાખરાબ કર્યા વગર છોડવાનો નથી. પણ જવા દો એ વાત! હવે આખર આવી જ રહી છે ત્યારે એક વાત કહું તે સાંભળી લ્યો."

વનમાળી બોલ્યો: "કહો જી! એ વાત સાંભળવા માટે જ તો માએ મને મોકલ્યો છે."

રાયે કહ્યું: "મારી હવે ઉંમર થઇ છે. એટલે હું પણ હવે બહુ દિવસ કાઢવાનો નથી, વનમાળી! તમારા દહાડા પણ હવે ભરાવા લાગ્યા છે, એટલે તમે પણ હવે થોડા દહાડાના પરોણા."

"હા જી, હવે તો જવું જ પડશે ને?"

"પરંતુ જતાં પહેલાં, હું પૂછું છુ કે, અમારાં આ રાય-ચોધરીના ઘરો વચ્ચે જે પેઢીધરપેઢી વેરઝેર ચાલ્યાં આવ્યાં છે, તેનો યોગ્ય ઉતાર આપણે શોધી કાઢીએ, એ વાજબી નથી શું ?"

ખુશ થતો વનમાળી બોલ્યો: "બહુ જ સરસ વાત ! આપનો વિચાર બિલકુલ વાજબી છે."

રાયે પૂછયું: "પણ તમારાં બાઇસાહેબ રાજી છે ખરાં ?"

વનમાળીએ જવાબ આપ્યો: "મા વિષે આપ ખોટો ખ્યાલ રાખશો નહિ, રાયસાહેબ ! તે દહાડે આપનું અપમાન કરવા બદલ રાધારમણને માએ કંઇ ઓછો ખખડાવ્યો નહોતો !"

"તે તો હું જાણું છું. બહુ સારી વાત છે. ત્યારે તમે કહેતા હો તો ચાલો એક વાર મળી જોઈએ."

એમ કહેતાંકને રાયજી ઊભા થઈ ગયા અને ચાંદીની મૂઠવાળી લાકડી લઇને બોલ્યા: "આપણા કરતાં આ વાતમાં અતુલની માને જ વધારે લાગેવળગે છે. ચાલો ત્યારે, ત્યાં જઇને તેમની આગળ જ વિશેષ વાતચીત કરીએ."

વનમાળી આગળ રાયજીએ વિશેષ ભેદ ખોલ્યો નહિ. પગે ચાલતાં ને રસ્તામાં ઇધરઉધરની વાતો કરતા બન્ને જણ ચોધરીજીની હવેલીને ઝાંપે આવી પહોંચ્યા.

પ્રતાપરાય ત્યાં જ થોભી ગયા ને બોલ્યા: "હું અહીં જ ઊભો રહું છું. તમે અંદર જઇને માને ખબર કરો."

વનમાળીએ કહ્યું : "ના જી, એમ કરવાની કશી જરૂર નથી. આપ મારી સાથે જ અંદર પધારો !"

એમ કહી રાયને સાથે લઇને જ વનમાળી અંદરના ખંડમાં પહોંચ્યો ને હાક પાડી: "મા ! કયાં છો, મા ? આ જુઓ તો ખરાં, કોણ આવ્યું છે આપણે ઘેર !"

"કોણ ?" કહેતી મહામાયા પોતાના ખંડમાંથી બહાર ધસી આવી અને ઉંબરા પાસે જ થંભી રહી, માથા પરનો છેડો આગળ ખેંચતી બોલી : "પધારો !"

જે ખંડમાં પ્રતાપરાયને લઇ જઇને બેસાડયા તે ખંડ એક વાર ચોધરીજી પોતે વાપરતા હતા. એ ઓરડાની સજાવટ પ્રથમના જેવી જ હતી. સામેની દીવાલ પર ભવાની ચોધરીનું ફુલોની માળાવાળું મોટું તૈલચિત્ર શોભી રહ્યું હતું. થોડીક વાર એ દિશામાં તાકી પ્રતાપરાયે પોતાની નજર ફેરવી લીધી ને સજળ બનેલી આંખો લૂછી કાઢી, ખોંખારો ખાઇ ગળું સાફ કરીને બોલવા માંડયું: "હું આવ્યો છું—આપ બેસો, ઊભાં રહેશો તો—"

મહામાયાએ કહ્યું : "બેસું છું. પરંતુ મને "આપ" શબ્દથી ન સંબોધાય તો સારું."

પ્રતાપરાયે કહ્યું: "હા, ખરી વાત! ભવાની ચોધરી મારા કરતાં ઉંમરમાં ઘણા નાના હતા. તેથી હું 'તમે'થી વાત કરીશ. ઠીક ત્યારે. હું શા સારુ આવ્યો છું તે સાંભળી લો, મા! હું આવ્યો છું એમ કહેવા, કે મારી ઇચ્છા મરતાં પહેલાં આપણાં કુટુંબો વચ્ચો પેઢીઉતાર જે વેરઝેર ચાલ્યાં આવે છે તેને મિટાવી દેવાની છે. તમારી શી મરજી છે તે કહો, મા!"

મહામાયાએ ઉત્તર દીધો: "જી, મારી પણ એ જ ઇચ્છા છે. પોતે પણ અંતકાળે એ જ વાત કહેતા ગયા છે."

"ઘણું સરસ ત્યારે તો!" એમ કરીને પ્રતાપરાયે પોતાનું મોઢું વનમાળી તરફ ફેરવીને કહ્યું: "હાં રે! તમાકુબમાકુ......પણ આ ઘરમાં હવે એ બધું ઠેકાણાસર ક્યાંથી હોય ?"

વનમાળીએ કહ્યું: "ના જી, બધું ઠેકાણે છે."

એમ કહી વનમાળી બહાર જતો રહ્યો.

પ્રતાપરાયે સહેજ મોં મલકાવીને કહ્યું: "તમાકુનું નામ એ તો માત્ર બહાનું હતું. એ બહાને વનમાળીને મેં અત્રેથી વિદાય કરી દીધો. હવે જે કહું તે સાંભળો ! મારા દીકરા અશ્વિનને એક રૂપવતી કન્યા છે. તેનો વિવાહ હું તમારા અતુલ સાથે કરવાની ઇચ્છા રાખું છું. મારી પૌત્રી વિમળાને કોઈક વાર તો તમે જોઇ હશે ખરી જ ને?"

મહામાયાએ ડોકું ધૂણાવી કહ્યું: "ના, નથી દીઠી. પરંતુ એ વાત કેમ બને? અમારી હાલત હવે—"

રાયજીએ એનો ખુલાસો કર્યો: "તમારે તો અમારા ઘરની કન્યા લઇ જવાની છે, મા ! એમાં નહિ બનવા જેવું શું છે?"

મહામાયાએ નીચી ડોકે થોડોક વિચાર કરી જોઇને કહ્યું: "આજની રાત વિચાર કરી જોવાનો વખત મને આપો. કાલે હું આપને જણાવીશ."

"સારું, કાલે જણાવજો." એમ કહીને રાયજીએ બારણા તરફ નજર કરીને ઉમેર્યું: "મેં આગલીપાછલી બહુ વિચારી જોઇ, પણ આપણાં આ બે કુટુંબ વચ્ચે વરણીપરણીનો સંબંધ એકે વાર હજી લગી નથી—લ્યો ! આ તો લઈ આવ્યા જ ! વારુ, લાવો ત્યારે વનમાળી !"

એમ કહીને વનમાળીના હાથમાંથી હુક્કો લઈ રાયજીએ ગગડાવવા માંડ્યો.

"અતુલ કયાં છે? એને તો દીઠો જ નથી."

વનમાળીએ કહ્યું: "ગયો હશે કયાંક !"

પ્રતાપરાયે ઠપકા રૂપે વનમાળીને પૂછ્યું: "પણ તમારા છતાં ચોધરીજીની જમીનજાગીર ને ધનસંપત્તિ આમ શી રીતે ઊડી ગઈ તે કહેશો, વનમાળી !"

વનમાળીનો ગુસ્સો ઊછળી આવ્યો. તે બોલ્યો: "એ બાબતમાં કંઇ જ મને ન પૂછશો, રાયસાહેબ ! હું કશું ન જાણું એ વાતમાં. પૂછવું હોય તો માને જ પૂછી લો !"

મહામાયાએ કહ્યું: "પૂળો મૂકો એ ગઇ ગુજરી ઉપર! મારો ભાઇ જ મને ખુવાર કરી ગયો છે, એ હું જાણું છું. પણ શું કરું, કહો જોઇએ? હશે, જેવું અમારું ભાગ્ય!

વનમાળી તડૂકયો: "ભાગ્યનો દોષ જરા યે નહિ, હોં કે મા! પણ જવા દો. હું પણ એ પોપડો હવે નથી ઉખેડવા માગતો."

રાયજીએ કહ્યું: "ભાઇ સામે કડક પગલાં લેવાની તમારી તૈયારી હોય, તો હજી પણ હું કંઇક પાછું મેળવી આપું ખરો! છે એવી તૈયારી, મા?"

મહામાયાએ ઉત્તર આપ્યો: "જવા દો એ વાત! અમારા નસીબમાં સુખ લખાયું જ હશે, તો મારો દીકરો—" એટલું બોલતાંબોલતાંમાં તેની આંખોમાં પાણી ભરાઇ આવ્યાં.

વનમાળી બોલ્યો: "ઘણાં યે ભાઇબેન મેં, જોયાં છે રાયજી! પણ આવું તો કયાં ય નથી દીઠું."

આખરે પ્રતાપરાયે રજા માગતાં કહ્યું: "ત્યારે આજે તો હું ઊઠીશ, મા! મારી વાત મનમાં જ રાખજો!" આમ કહીને રાયજી ઊભા થઇ ગયા.

વનમાળી તેમને ઠેઠ તેમની હવેલી લગી મૂકી આવ્યો.

વનમાળી પાછો આવ્યો ત્યારે મહામાયાએ પૂછયું: "રાયજીની પૌત્રી સાથે આપણા અતુલનો વિવાહ કરીશું? તમારો શો મત છે?"

આ શબ્દો કાને પડતાં વનમાળી આનંદનો માર્યો જાણે નાચી ઊઠયો અને બોલ્યો: "શું એટલા જ સારુ એ અહીં લગી આવ્યા હતા? એમ થતું હોય તો તો એના જેવું રૂડું શું? બહુ જ સરસ!"

મહામાયા બોલી: "ઘણું સરસ, એમ? પણ મારું મન કેમે કર્યું હા પાડતું નથી, ભાઈ! કાલે એક વાર ફરીથી રાયજીને ઘેર જઈ કહી આવજો કે 'મરજી નથી થતી'."

"મરજી નથી થતી ?"

એ શબ્દોથી તો વનમાળીના જાણે હોશકોશ ઊડી ગયા !

મહામાયાએ જવાબ આપ્યો: "ના, મારે તો એકનો એક દીકરો છે. અગ્નિની લાહ્ય સાથે મારે રમત નથી રમવી."

તે રાત્રે મહામાયાને એક સ્વપ્નું આવ્યું. સ્વપ્નામાં એણે દીઠું કે જાણે તેને ઘેર ફરી પાછો દુર્ગોત્સવ ધામધૂમથી ઉજવાય છે. પ્રતિમા ઢાળવાનું બીબું દેવઘરના આંગણામાં આટલા દહાડા એક પાસ પડી રહ્યું હતું તેનો ઉપયોગ કરીને મૂર્તિકારે માટીમાંથી અદ્‌ભુત મૂર્તિ ઘડી કાઢી છે, અને ચોધરીજીના જીવતાં જેવી ધામધૂમ થતી હતી તેવી જ ધામધૂમ મચી રહી છે. હવેલીમાં જ્યાં જુઓ ત્યાં પહેલાંના જેવી જ ધમાલ, પહેલાંના જેવું જ ઐશ્વર્ય અને પહેલાંના જેવાં જ સુખસંપત્ત ! જાણે અસલ દિવસો ફરી આવી ગયા છે !

મહામાયા રડવા લાગી. આનંદના ઊભરાથી તેની બન્ને આંખોમાંથી દડદડ આંસુની ધારા વહેવા લાગી.

સ્વપ્નની બધી જ વાત ચમત્કારી હતી. સહસા એણે જોયું કે પોતે દેવઘરના ગભારમાં બેઠી છે અને દુર્ગામાતા તેની સાથે વાતો કરે છે.

માતાજીએ કહ્યું: "હું ફરીથી આવી, મહામાયા!"

મહામાયા કહે : "હું એ જ માગતી હતી, મા ! પણ શું કરું ? મારી શકિત નહોતી."

માતાજી કહે : "હું આશીર્વાદ દઉં છું કે તારા પુરાણા દહાડા ફરી પાછા આવશે."

મહામાયા ફરી પાછી રડી ઊઠી ને પૂછ્યું : "કેવી રીતે આવશે, મા ?"

માતાજી કહેઃ "તારો દીકરો અતુલ બધું જ પાછું મેળવશે."

બાળકનું નામ સાંભળી મહામાયા કાવરીબાવરી બની ગઈ. હાથ લંબાવીને તે માતાજીનો ચરણસ્પર્શ કરવા ગઇ. એવામાં તેની ઊંઘ ઊડી ગઈ. મનમાં તો ઘણું યે થયું કે ઊંઘ ઊડી ગઇ ન હોત તો સારું થાત. હજી તો ઘણીક વાતો માતાજીને પૂછી લેવી હતી; પણ તેમાંનું કંઇ જ પૂછી શકાયું નહિ. જે કોયડો આજે તેની આગળ સૌથી ભારેમાં ભારે કોયડો બન્યો છે, પ્રતાપરાય જેને સારુ આજે ખુદ આવ્યા હતા તે દરખાસ્ત સ્વીકારી લેવી કે પાછી ઠેલવી, તેનો ખુલાસો હવે તેને કયાંથી મળશે?

મહામાયાએ ફરીથી ઊંઘવાનાં ફાંફાં મારવા માંડયા, જેથી ફરીને પાછું સ્વપ્નું આવે!

પરંતુ ઊંઘ આવીઃ સ્વપ્નું ના આવ્યું.

બીજે દહાડે દશેરાનો તહેવાર હતો. મળસ્કે ઊઠીને તેણે નાહી-ધોઇ લીધું. પછી દેવઘરમાં જઇને ઊભતાં વેંત જ તેની છાતી ભરાઇ આવી, અને ખાલી સિંહાસન સામે પલાંઠો વાળીને તે 'મા! મા!' કરી રડવા લાગી.

કયાં લગી તે આમ બેસી રહી એ તો કોણ જાણે પણ પછી આંખો લૂછીને તે બહાર આવી અને બોલીઃ "સરકાર મહાશય?"

હાક સાંભળી વનમાળી બહારના ઘરમાંથી લાકડી ઠોકતો ઠોકતો ત્યાં આગળ આવી પહોંચ્યો.

મહામાયાએ પૂછ્યું : "આજે ફરી એક વાર રાયજીને ઘેર જઈ આવવાનું તેમને કહ્યું છે, તે યાદ છે ને?"

વનમાળીએ જવાબ દીધોઃ "યાદ તો છે, મા! પરંતુ આજે વિજયાદશમીનો તહેવાર—"

"તેથી શું? જતી વખતે મને એક વાર મળતા જજો. અતુલ કયાં છે?"

દેવઘરની બાજુમાં અતુલ પોતાને હાથે એક પુષ્પબગીચો તૈયાર

કરતો હતો. બગીચાનાં છોડવા તેને અત્યંત પ્રિય હતા. દિવસનો મોટો ભાગ તે આ ઠેકાણે જ ગાળતો.

વનમાળીએ જવાબ આપ્યો કે "એ તો ત્યાં જ—બગીચામાંજ—"

વિજયાદશમીને દિવસે સહુએ અપરાજિતા લતાનો તોરો ધારણ કરવો જ જોઇએ. અતુલ તેના બગીચામાં તે વખતે છરી વતી અપરાજિતા લતા કાપવા ગયો હતો. એને કાને માતા અને વનમાળી વચ્ચેની વાત-ચીતનો અણસારો જતાં જ તે બોલી ઉઠયોઃ "કાં સરકાર મહાશય! મને કંઈ કહો છો?"

માને તે દેખાતો નહોતો.

મહામાયાએ કહ્યુંઃ "એ તો હું બોલાવું છું, ભાઈ! આમ આવ, સાંભળ."

અતુલ ઝટપટ માની પાસે આવીને ઊભો રહ્યો ને પૂછ્યુંઃ "શું છે?"

મહામાયા તેને દેવઘરની અંદર લઈ જઇને બોલીઃ "માતાજીને એક વાર પ્રણામ કરી લે, પછી કહું છું."

અતુલે હસતાં હસતાં પૂછ્યુંઃ "કયાં માતાજીને?"

એમ કહેતાં કહેતાં જ તેણે મહામાયાને પ્રથમ પ્રણામ કરીને પછી માતાજીની ખાલી બેઠક સામે શિર ઝુકાવી કહ્યુંઃ "બોલ, હવે શું કહે છે?"

મહામાયા પણ હસી, ને મનમાં ગણગણીઃ "ઘેલા છોકરાનો અપરાધ માફ કરજો, માજી!"

"હજી પણ તને કશી અક્કલ ન આવી, બાબા! પહેલાં ત્યાં જ પ્રણામ કરવા જોઇએ."

અતુલ બોલ્યોઃ "પહેલાં મેં જનેતાને પ્રણામ કર્યાં, એ તો એકનું એક જ. ઠીક, હવે જે કહેવું હોય તે કહી દે!"

"અહીં હેઠો બેસ, પછી કહું." એમ કહેતી તે પોતે પણ બેસી ગઇ, ને અતુલને ય બેસાર્યો. તે પછી કહેવા લાગીઃ "કાલે રાત્રે મને

એક સુંદર સ્વપ્નું આવ્યું, ભાઇ! તેમાં મેં જોયું કે આપણી આ હવેલીમાં પાછો દુર્ગોત્સવ ઊજવાય છે. પહેલાંના જેવી જ ધામધૂમ, ને પહેલાંના જેવો જ બધો ઠાઠમાઠ! બરાબર આ જ ઠેકાણે, જ્યાં આપણે બેઠાં છીએ ત્યાં જ, માજીએ જાણે મારી સાથે વાતો પણ કરી. જો તો ખરો! આ મારા શરીરનાં રૂંવાડાં પણ આટલું કહેતાં કહેતાંમાં તો ઊભાં થઈ ગયાં! માજીએ સ્વમુખે મને કહ્યું કે 'હું ફરીથી આવી છું, મહામાયા! મારા તને આશીર્વાદ છે કે તારો પુરાણો વૈભવ તારે ઘેર પાછો ફરશે. અતુલને હાથે જ એ વાત બનશે.' બોલ, તારાથી આપણો દિ ફેરવી શકાશે?"

અતુલ હોઠને ખૂણેથી સહેજ અમસ્તું હસ્યો.

મહામાયાને સમજ પડી ગઇ કે આવો પ્રશ્ન જ નિરર્થક છે. પુરાણા દહાડા પાછા ફરશે તો તે માત્ર માતાજીના અનુગ્રહથી જ. અતુલ તો માત્ર નિમિત્ત રૂપ હશે.

"વારુ, એ વાત જવા દે! બીજી વાત સાંભળ! મોટા રાયજી કાલે આપણે ઘેર આવ્યા હતા. તેઓ પોતાની પૌત્રી વિમળાનું લગ્ન તારી સાથે કરવાની ઇચ્છા રાખે છે. શું કહું? તું રાજી છે? કે પછી માગું પાછું ઠેલી દઉં? બોલ, શું કહે છે?"

લગ્નની વાત સાંભળીને અતુલ શરમાઇ ગયો અને બોલ્યો: "એ બધું હું ન જાણું, મા! હું તો મારે આ ચાલ્યો."

એમ કહીને અતુલ ઊઠીને ઊભો થઈ ગયો.

મહામાયાએ કહ્યું: "એમાં શરમ કેવી ભાઇ? હવે તો ખાસ્સો મોટો થયો. તને ન પૂછું તો બીજા કોને પૂછું?"

એટલું કહેતાંકહેતાંમાં તો તેની બન્ને આંખો આંસુથી ભરાઇ આવી.

અતુલે કહ્યું: "તમને ઠીક લાગે તેમ કરો, બા! મારે હવે–આપણા સરકાર મહાશય પૂછવા જેવા છે ને—?"

એમ કહેતો તે સાચેસાચ ચાલ્યો ગયો.

મહામાયાએ શાંત બની આંખો મીંચી લીધી ને વિચારવા લાગી કે ત્યારે આમાં પણ શું ગઇ રાતના સ્વપ્નાનો કંઇક સંબંધ હશે ખરો?

"હવે તું જ મારો નોધારાનો આધાર છે, મા દુર્ગા! જે થવા યોગ્ય હોય તે થાઓ!"

એમ કહીને તે લાગલી માતાની વેદીની સામે ફરી એક વાર પ્રણામ કરી ઊઠીને ઊભી થઇ ગઇ. બહાર આવી ને જુએ છે તો ઘરડો વનમાળી હજી લગી ત્યાં જ આંગણામાં ચૂપચાપ ઊભો રહ્યો છે. તેને સંબોધી મહામાયા બોલી: "તો પછી તમે આજે જ મોટા રાયજી પાસે પહોંચી જાઓ અને જણાવી આવો કે અમારી સંમતિ છે. વિમળાની સાથે અતુલને પરણાવવા રાજી છીએ."

વનમાળીને તો એ જ ભાવતું હતું. હસીને તે બોલ્યો: "આ અબઘડી જ ચાલ્યો, મા!"

અતુલની સાથે જ વિમળાના લગ્ન ઠર્યા. પ્રતાપરાય પંડે આવીને રિવાજ મુજબ અતુલને આશીર્વાદ દઇ ગયા. વિમળાને વળતા આશીર્વાદ દેવા મહામાયાને પોતાને જવું ન પડયું. સુંદર સુંદર વસ્ત્રાભૂષણ સજાવીને પ્રતાપરાય પોતે જ ગાડીમાં બેસાડીને વિમળાને મહામાયા પાસે લઇ ગયા. મહામાયાએ અતુલને પડખે વિમળાને ઊભી રાખીને સરખાવી જોઇ, ને પછી બંનેને દેવઘરમાં લઈ જઇને દેવસાક્ષીએ આશીર્વાદ દીધા: "આજ થકી તું જ મારા ઘરની લક્ષ્મી બની છે એ યાદ રાખજે, બેટા!"

અતુલ અને વિમળાની જોડીનો મેળ બહુ સારો મળી ગયો. જેવી તંદુરસ્તી તેવો જ બાંધો!

વનમાળી રાજી થતો બોલ્યો: "અહા! ભગવાને જાણે એકબીજાં માટે જ ઘડી કાઢયાં છે! ચાલો, બહુ જ સારું થઇ ગયું. પરંતુ આજે જો—"

એટલું કહેતાં કહેતાં એને ડૂમો ભરાઈ આવ્યો. વસ્ત્રને છેડે આંખો લૂછી કાઢી તેણે રાયજીને પૂછ્યું: "લગ્ન ક્યારે ?"

પ્રતાપરાયે ઉત્તર આપ્યો: "ફાગણ વદ છઠે. એટલા મહિના તો જોતજોતાંમાં વહી જશે."

પૂજા તે વર્ષે કારતક માસમાં હતી. લગ્નને હજી ત્રણચાર માસનો ગાળો હતો. એટલો વિલંબ સહેવા જેટલી સબૂરી વનમાળીમાં નહોતી. તેનો વિચાર તો તરતમાં જ પતાવી લેવાનો હતો. પણ શું કરે ? બે હાથે કપાળ ઠોકતો તે ભગવાનને વિનવવા લાગ્યો: "આ ત્રણચાર માસ મને જીવતો રાખવાની કૃપા કરજે, પ્રભો !"

આ સગપણથી સહુ કોઇ રાજી થયું. ન થયો એક કેશવ ભટ્ટાચાર્ય. એ જ્યાં ત્યાં ઘૂમતો કહેવા લાગ્યો: "ઘડપણમાં રાયજીએ આ શું કર્યું ? સાઠી બુદ્ધિ નાઠી જેવું નહિ તો બીજું શું ? મને તો લાગે છે કે એમાં પણ બુઢ્ઢાની કંઈક મતલબ હશે."

કન્યાના બાપ અશ્વિનને પણ આ સંબંધ ન રુચ્યો.

બાપને તરત તો કંઈ કહેવા તે ન ગયો. પણ—

પ્રતાપરાયને એક દહાડો એકલા જોઇને જરા કરડાકીથી અશ્વિન બોલ્યો: "સગપણ સારું ઉકેલાયું બાપુ !"

રાયે જવાબ આપ્યો: "સારું કર્યું છે કે ખોટું તે તો પાછળથી સમજાશે. અત્યારે તારું લોહી ગરમ છે, તારી ઉમ્મર સારુંનરસું સમજવાને લાયક નથી."

તેનાથી મોઢામોઢ ઝાઝું કંઈ કહી શકાયું નહિ, પણ મનમાં ને મનમાં તે બળી ઊઠ્યો. થોડીક વિચાર કરીને બોલ્યો : "લગ્ન આ ફાગણમાં કરવાનું રાખ્યું છે, તેને બદલે આવતે વરસે કરવાનું રાખીએ તો કેમ ?"

"શા માટે ?"

ગેંગેંફેંફેં કરતો અશ્વિન બોલ્યો: "વિમળાની માનું કહેવું એવું છે કે ફાગણ માસમાં એના નાના ભાઈને જનોઇ દેવાનું છે. આપણે ત્યાં એ જ માસમાં લગ્ન રખાય તો તેનાથી ત્યાં—"

રાયે અશ્વિનને વધુ ન બોલવા દેતાં કહ્યું: "એ બધી વાહિયાત વાતો છે, અશ્વિન! વહુને કહેજે કે હવે હું કોઇની વાત કાને ધરવાનો નથી. ફાગણ માસમાં હું વિમળાને પરણાવી દેવાનો જ."

અશ્વિનની ધારણા હતી કે બાપાજી હજી ખખડી ગયા છે. ઉંમર પણ થઇ ગઇ છે. એટલે હવે એકાદ વર્ષ જીવે કે ન ય જીવે. લગ્નનો પ્રસંગ કોઈ પણ રીતે આઘો ઠેલી શકાય તો વખતે એ જગાએ કરવા વખત ન યે આવે!

કારતક માસ તો કોઈ પણ રીતે પૂરો થઇ ગયો. માગશરમાં પુષ્કળ ઠંડી પડવા લાગી. તે કારણે વૃદ્ધ પ્રતાપરાય એકાએક માંદગીથી પટકાઇ પડયા. તબિયત ખૂબ લથડી ગઇ.

વૈદ દવા કરવા આવ્યા. અશ્વિને તેમને એકાંતમાં લઇ જઇને પૂછ્યું: "કેમ જણાય છે, વૈદરાજ?"

વૈદરાજ બોલ્યા: "ઘરડું પાન છે. જરા સાવધ રહેવા જેવું છે. ક્યારે શું થાય—"

પુત્રને મોઢે વધુ કહેવાનું વૈદરાજને ઉચિત લાગ્યું નહિ.

અશ્વિનને લાગ્યું કે એના મનોરથ પાર પડી ગયા!

બાપની તબિયત આવીને આવી જ રહ્યા કરે તો તો ફાગણમાં લેવાયલા લગ્ન બંધ જ રહેવાનાં. અશ્વિનના મનોભાવ ચતુર પ્રતાપરાય કળી ગયા. લગ્ન ફાગણમાં ઠર્યાં હતા છતાં પ્રતાપરાયે તે વિચાર ફેરવીને મરતાં પહેલાં પોતાની નજરે લગ્ન જોતા જવાની જીદ લીધી.

માંદગીની પથારીમાં રહ્યા રહ્યા જ એમણે બ્રાહ્મણને બોલાવી મંગાવ્યો અને કહ્યું: "પંચાંગ કાઢીને જુઓ તો, આ માગશરમાં જ

વહેલામાં વહેલી કઇ તિથિએ લગ્ન કરી શકાય તેમ છે ?"

બ્રાહ્મણે ટીપણું કાઢી જોવા માંડ્યું. પ્રતાપરાય કોઇનું જ માને તેમ નહોતું તેથી જેમતેમ કરી તેણે માગશરની એક તિથિ નક્કી કરી આપી.

[ ૧૪ ]

સુદ ચૌદશનાં લગન ઠર્યાં. માત્ર ચાર જ દહાડા બાકી !

મક્કમપણે પ્રતાપરાય બોલ્યાઃ "એ જ મિતિએ લગ્ન થવાના !"

પ્રતાપરાય બોલે તે થાય જ. પ્રતાપરાયના જીવતાં છતાં કોઈની ગુંજાશ નહોતી કે તેમની વિરુદ્ધ કોઈથી કંઇ થઈ શકે.

એટલે રાયજીને ઘેર લગ્નની તૈયારીઓ તે જ દિવસથી ચાલવા લાગી.

અશ્વિનની પત્ની જાહ્નવીએ તે જ દહાડે સ્વામીને એકાંતમાં બોલાવી કહ્યુંઃ "નાહકનો જીવઉકાળો કરશો નહિ. બાપાજી હવે કોઈનું જ સાંભળવાના નથી. ભલે, એ ઠેકાણે થવા દો ! છોકરો કંઈ ખોટો નથી."

અશ્વિને પૂછ્યુંઃ "તેં પોતે અતુલને જોયો છે ખરો ?"

જાહ્નવીએ કહ્યુંઃ "અગાઉ ઘણા દિવસ પર એક વાર દીઠો હતો. સૌ રૂડાં વાનાં થશે, તમે બીઓ નહિ."

સહેજ મોઢું મલકાવતાં અશ્વિને કહ્યુંઃ "બીજું હવે શું કરવું ? જેવી પ્રભુની મરજી !"

વિમળા તે દહાડે બારણા પાસે મૂગી મૂગી ઊભી હતી. એનો મોટો ભાઇ સુધીર તેને જોતાં જ ખડખડ હસી પડયો.

વિમળાએ પૂછ્યુંઃ "હસો છો કેમ, મોટાભાઈ ?"

સુધીરે જવાબ આપ્યોઃ "મોટે ઘેર તારા લગન થાય છે. ચોધરીના ઘરની તું વહુ થઇશ. તારે હવે શી વાતની ખોટ ? વારુ, વારુ, તારી હવેલીમાં મને પેસવા દઇશ તો ખરી ને ?"

વિમળાએ બૂમ પાડી : "જોને, મા ! મોટાભાઇ મને ખીજવે છે !"

હસતી હસતી જાહ્નવી સુધીરને તે ઠેકાણેથી ઘસડી ગઈ ને બોલી: "એને આમ ચીડવે છે શું કરવા, બેટા ? ચાલ તું મારી સાથે !"

પ્રતાપરાયને તે દહાડે કંઈક ઠીક લાગ્યું. હવેલીના આંગણામાં જ લગ્નમંડપ ઊભો કરવાની તૈયારી ચાલી. જમીનદારને ઘેર લગ્ન એટલે માણસોનો તોટો શો ? મંડપને એક પડખે એક આરામખુરસીમાં રાયજી સૂતા છે. પગથી છાતી લગીના ભાગ પર ગરમ શાલ ઓઢેલી છે. એવી રીતે સૂતાં સૂતાં તેઓ જે હુકમ આપતા તે જ પ્રમાણે કામ ચાલતું.

અતુલને લાવવા માટે રાયજીએ પોતાની ઘોડાગાડી મોકલી આપી. રંગબેરંગી ફૂલોથી શણગારેલી ગાડીમાં બેસી અતુલ કન્યાને માંડવે આવી પહોંચ્યો. તેની સાથે વનમાળી આવ્યો હતો અને સૌના આશ્ચર્ય વચ્ચે રાધારમણ પણ આવી પહોંચ્યો હતો !

આજના આ આનંદપ્રસંગે, વનમાળીએ પોતાનો પુરાણો સુંદર પોષાક બહાર કાઢયો હતો. હીરકોરી ધોતી, ઘૂંટણ લગી પહોંચતો રેશમી જામો, ખાંધે વેલબુટ્ટાદાર ખેસ અને હાથમાં ચાંદીની મૂઠની લાકડી—એવા ઠાઠમાઠથી વનમાળી આવ્યો હતો. રાધારમણનો પોશાક બિલકુલ સાદો હતો. જાણે પહેરવા ખાતર જ પહેર્યો હતો. નિમંત્રણ મોકલીને એને કોઇએ બોલાવ્યો નહોતો. છતાં પોતાની સગી બેનનો એકનો એક છોકરો પરણે ને એ ન આવે તે કેમ બને ? એટલે વિના આમંત્રણે જ એ દોડી આવ્યો હતો !

પરંતુ પ્રતાપરાયની નજરે એ પડતાં જ એમનું મુખ જરા બગડી ગયું અને થોડીક વારની ચૂપકીદી પછી કંઈક વિચાર કરીને બોલ્યા: "ત્યારે હવે લગ્નવિધિનો આરંભ થવા દો ! અશ્વિન, જા ભાઇ, વરરાજાને તેડી લાવ !"

વનમાળીને બહુ આદરપૂર્વક રાયજીએ પોતાને પડખે બેસવાની ઈશારત કરી.

બેસતાં બેસતાં વનમાળીએ પૂછયું: "આપની તબિયત હવે—"

રાયજીએ તેને પૂરું બોલવા ન દેતાં હસતાં હસતાં જવાબ દીધો: "જુઓને ભાઈ, આ લગનનું કામ પતી જાય કે આપણે ઊપડયા સમજો! આપણે બંને સાથે જ જઈશું, નહિ? તમારો વખત પણ ભરાઈ જ ગયો છે ને?"

વનમાળીની આંખોમાં એકાએક આંસુ ભરાઇ આવ્યાં. તે બોલ્યો: "હું તો માત્ર આ લગન નજરોનજર જોવા ખાતર જ જીવ્યો છું, રાયસાહેબ!"

રાયજીની પૌત્રીનાં આજે લગન! ખુશીઆનંદનો દિવસ! રાયજીના મનમાં આજે જે આનંદ થતો હતો, તે તેમની વાતચીતમાં શબ્દેશબ્દે ટપકી નીકળતો હતો. વનમાળીના કાન પાસે મોઢું લઈ જઇને આંખને ઇશારે આઘે ઊભેલા રાધારમણને બતાવી રાયજી બોલ્યા: "આને પણ આપણી સાથે જ સ્વર્ગમાં લઇ જવાય તો સારું ખરું, નહિ વનમાળી?"

એમ કહીને રાયજી હસી પડ્યા ને પછી પૂછયું: "આને કોણે બોલાવ્યો?"

વનમાળીએ જવાબ આપ્યો: "એ વાત મને ન પૂછશો, રાયસાહેબ! અમે તો કોઈએ એને તેડાવ્યો નથી, એ એની મેળે જ આવી પહોંચ્યો લાગે છે."

આ પ્રમાણે અહીં રાયજીની બેઠકમાં હાસ્યવિનોદ અને વાતચીતો ચાલવા લાગી, અને ત્યાં લગ્નમંડપમાં લગ્નવિધિની શરૂઆત થઇ ગઈ.

ભારે ધામધૂમથી લગ્નવિધિ પૂરો થઈ ગયો. બીજે દિવસે માંડવો વધાવી લેવાની ક્રિયા પણ થઇ ગઇ. કન્યાને વિદાય કરવાની વારી આવી પહોંચી.

વિમળા જાહ્નવીની એકની એક પુત્રી હતી. એ લાડકી વિમળાને આજે આંખો આગળથી દૂર કરી દેવી પડશે એ વિચારથી જાહ્નવીની આંખો આજે આખો દહાડો રહી રહીને છલકાઈ જતી હતી.

સાંજે ઝાંપા પર ગાડી આવીને ઊભી રહી. વિમળાને કીમતી વસ્ત્રા-ભૂષણથી શણગારી જાહ્નવી રડી પડી. વિમળા પણ રડી પડી.

અશ્વિન બોલ્યો: "ચાલો બેટા, બાપાજીને પ્રણામ કરી લઇને ગાડીમાં બેસી જાઓ! રડાય ના. છિઃ!"

પ્રતાપરાયજીએ વરકન્યાને આશીર્વાદ આપી આંખો મીંચીને ભગવાનનું સ્મરણ કરી મનમાં ને મનમાં કહેવા માંડ્યું: "ભગવાન! મને જે સારું લાગ્યું તે કરી નાંખ્યું છે. હવે તો બધી બાજી તારે હાથ છે. આમને તારા હાથમાં સોંપીને હું તો હવે વિદાય થઇ જઇશ."

દાયજાનો બધો સરંજામ ચાકરમાણસો સાથે અગાઉથી વિદાય કરી દેવામાં આવ્યો હતો. એટલે હવે તો વરકન્યા જ વિદાય થવાનાં બાકી હતાં. અતુલે સાસુસસરાને પ્રણામ કરીને ગાડીમાં બેઠક લીધી. તેની પાછળ વિમળા પણ તેની જોડે બેસી ગઇ. ગાડી ચાલવા લાગી.

જાહ્નવીની આંખોમાંથી શ્રાવણભાદરવો દદડવા માંડ્યો. દોડીને તે ઘરમાં ચાલી ગઈ અને ખૂણામાં ભરાઈ મોટેથી રડી પડી.

અશ્વિને તેને શાંત પાડતાં કહ્યું: "રડ ના! છોકરીને હું એ ઘેર રહેવા દેવાનો નથી."

રડતી જાહ્નવીએ મોઢું ઊંચું કરી પૂછ્યું: "એટલે?"

"એટલે એ જ કે દીકરીજમાઈ બંને આપણે ઘેર જ રહેશે."

"જમાઇ એમ કરવા ખુશી ન હોય તો?"

"ખુશી નહિ હોય તો તેમ થવું પડશે. એની પાસે છે શું?"

જાહ્નવીએ વિનંતિ કરી: "એમ કરી ઝગડો ઊભો ન કરશો."

"લે, આ પણ જાણે તારી આગળ ઝગડાની વાત થઇ?" એમ બોલી હસતો હસતો અશ્વિન બહાર જતો રહ્યો.

પ્રતાપરાય મોઢેથી જે બોલ્યા છે તે છેવટ લગી સાંગોપાંગ પાર ઊતરી જશે એવું કોઇ જ ધારતું નહોતું.

સાસરે ગયે વિમળાને પાંચ દિવસ થયા.

સુધીર રોજ રોજ ચોધરીજીની હવેલીએ જઈ વિમળાની ખબર કાઢી આવતો.

જાહ્નવી તેને પૂછતી: "વિમળાને ત્યાં ગોઠે છે ખરું કે?"

હસીને સુધીર જવાબ આપતો : "અરે, ખરેખરું ગોઠી ગયું છે ને! વિમળાની સાસુ તો એને ચોવીસે કલાક પોતાની સોડમાં ઘાલી લાડ લડાવે છે! તારી વિમળ તો, બા, મારી સાથે છૂટથી વાત પણ કરતી નથી."

પણ સુધીરની વાતમાં જાહ્નવીને વિશ્વાસ ન પડતો. તેથી રોજ પોતાની દાસીને મોકલી જાહ્નવી ખબર કઢાવતી.

દાસી પણ આવીને કહેતી કે "ખૂબ મઝામાં છે, મા! હોય જ ને? રાયજીના ઘરની છોકરી ચોધરીને ઘેર ગઇ એ શું એ લોકનું ઓછું નસીબ ગણાય!"

થોડી વાર થોભી જઇને ફરી દાસી બોલી: "ચોધરાણીજીને મેં પૂછ્યું-'તમારી વહુ હવે એને પિયેર કયારે જશે?' તે પર એમણે પહેલાં તો મનમાં વિચાર કરી જોયો ને પછી હસતાં હસતાં જવાબ દીધો કે હવે હું એને પિયર નહિ મોકલું. મારે છોકરી નહોતી તે મને મળી ગઇ. રાયજીએ મારા પર કેવો ભારે ઉપકાર કર્યો છે તે હું શી રીતે કહી બતાવું?"

આવી વાતો સાંભળીને માના મનમાં આનંદ ઊપજે જ. જાહ્નવી

બોલી: "એના જેવું રૂડું શું ? ધણી અને સાસુજીની માનીતી થઈને છોકરી કાયમ સાસરે જ રહેતી હોય, તો ભલે ને રહેતી ! હું એક પણ દિવસ મારે ઘેર રાખવા ઇચ્છતી નથી."

દાસીએ ઉમેર્યું: "વેવણે વળી એમ કહ્યું કે 'દુર્ગાષ્ટમીએ એક વાર આવવું પડશે તે આવશે. તે પછી દીકરા–વહુને હું સજોડે પાછાં તેડી લાવીશ. તે પછી મોકલીશ નહિ.' "

બે દિવસ બાદ દુર્ગાષ્ટમી આવતી હતી. તે દિવસે વિમળાને આવવાનું હતું. પરંતુ તેને આવવું પડયું તે પહેલાં જ.

સાતમને દહાડે સુધીર ગાડી લઈને ચોધરીજીને ઘેર ગયો, ને બોલ્યો: "દાદાજીની તબિયત ખૂબ બગડી ગઈ છે. બચે એમ લાગતું નથી. બેચેની વધતી જાય છે. વિમળાને તેડી જવા હું ગાડી લઇને આવ્યો છું."

મહામાયાએ તરત જ વિમળાને તૈયાર કરી દીધી. પછી અતુલને કહ્યું: "તું પણ જા, ભાઇ !" વનમાળીને પણ કહ્યું કે "તમે પણ જાઓ, વનમાળી !"

## [ ૧૫ ]

પ્રતાપરાયને બેચેની વધતી હતી એ સાચું, પરંતુ એટલા વહેલા એ કંઇ મરે એમ નહોતું. દુર્ગાષ્ટમીનો દિવસ આવ્યો. અષ્ટમીક્રિયા નજરોનજર નિરખી. રાત્રે પૌત્રી અને જમાઈ સાથે હસીખુશીની વાતો કરી. તે પછી બીજે દિવસે પણ પોતે સૂતા રહી એક પડખે અતુલ અને બીજે પડખે વિમળાને બેસાડી કંઇ કંઈ આનંદની વાતો કરી અને કેટલુંય હસ્યા. આ બધું જોઈને જોનારાંને તો એમ જ લાગ્યું કે આ વર્ષ તો એ ખેંચી જ કાઢવાના. પરંતુ દશમને દિવસે એકાએક એમની વાચા બંધ થઈ ગઇ. આંખો બાવરી બની ગઈ. દાકતર આવ્યો, વૈદ આવ્યો, બ્રાહ્મણ આવ્યો, વૈતરણી પ્રાયશ્ચિત (ગોદાન)નો વિધિ પણ થઇ ગયો. તે પછી છેક મળસ્કે વહુ–દીકરાને, પૌત્રી–જમાઇને સ્થિર દૃષ્ટિએ અને પ્રફુલ્લ વદને નિરખતાં નિરખતાં રાયજીનું પ્રાણપંખેરું એકાએક ઊડી ગયું !

પુરન્દરપુરમાં એકાએક વળી પાછો ઉલ્કાપાત મચી રહ્યો.

લગ્નનો ઉત્સવ પૂરો થયો ન થયો એટલામાં જ રાયજીને ઘેર મરણક્રિયા ઉજવવાનો પ્રસંગ ઉપસ્થિત થયો. અશ્વિને બાપની ઉત્તરક્રિયા બહુ ઠાઠથી ઊજવી. છૂટે હાથે ખર્ચ કરીને તેણે પિતાની ઉત્તરક્રિયા ઉજાળી.

બબ્બે મોટા સમારંભો પછી પુરન્દરપુરમાં ફરી પાછી પૂર્વવત શાંતિ સ્થપાઇ ગઇ. હવે વિમળાને સાસરવાસ જવાની વાતો થવા લાગી.

મહામાયાએ અતુલને બોલાવીને કહ્યું: "તારી સાસુ પાસે જઈને કહી આવ કે પરમ દહાડે સારું મુહૂર્ત છે."

અતુલે જવાબ દીધો: "મારાથી એ નહિ બને. મને તો શરમ આવે."

અતુલ આમ છૂટી પડયો. એટલે મહામાયાએ આખરે વનમાળીને પકડ્યો ને કહ્યું: "તમે જ જઈ આવો ત્યારે એક વાર વેવાણને ઘેર, અને કહો કે મને હવે વહુ વગર ઘરમાં ગોઠતું નથી."

વનમાળી બનીઠનીને વિમળાને આણે ગયો.

એ વાત રાયના ઘરમાં તરત જ પહોંચી ગઇ.

વનમાળી વિમળાનું આણું કરવા આવ્યો છે, એ સાંભળતાં જ અશ્વિન એકદમ ઊભો થઇ ગયો ને બોલ્યો: "આજે તો હું જ એને જવાબ દઉં છું."

એમ કહીને તે ઝડપભેર બહાર ધસી આવ્યો ને દાદરો ઊતરી નીચે જવા લાગ્યો.

જાહ્નવી તેની પાછળ દોડી આવી ને કહેવા લાગી: "અરે! જરા સાંભળતા તો જાઓ!"

"ના, ના, હું કશું સાંભળવા માંગતો નથી."

ઠેઠ દાદરા નીચે જાહ્નવીએ અશ્વિનને પકડી પાડયો ને આજીજી કરી: "તમારે પગે પડું છું. તમે આમ એકની એક છોકરીનો ભવ બાળો નહિ—સારું પરિણામ નહિ આવે."

અશ્વિને તેને ધૂત્કારી કાઢતાં કહ્યું: "છટ્ ! તું બૈરું માણસ શું સમજે ? જા, જતી રહે તું તારે !"

એમ કહીને તેને હડસેલો મારી દૂર કાઢી. પછી પોતે બહારના ખંડમાં ગયો.

પરંતુ જાહ્નવી અટકી નહિ. લાજશરમને નેવે મૂકી તે પણ બહારના ખંડમાં જઇ પહોંચી.

અશ્વિનને આવતો જોઇ વનમાળી ઊઠીને ઊભો થઇ ગયો.

અશ્વિન બોલ્યો: "સાંભળો—"

એ જ વખતે જાહ્નવી પણ ત્યાં આવી પહોંચી ! આવી રીતે વનમાળીની સામે અગાઉ તે કદી બહાર આવેલી નહિ. પણ આજે તે વગર સંકોચે વનમાળીની સામે ઊભી રહીને હાંફતી હાંફતી કહેવા લાગી: "વેવાણને આપ કહેજો કે......કે અમારી આ એકની એક છોકરી છે, થોડાક દહાડા હજી વધારે રહેવા દો. તે પછી તેઓ કહેશે ત્યારે—ક્યાં આઘી છે ? અહીં ગામમાં ને ગામમાં જ—"

આમ અચકાઈ અચકાઇને એ વાત કરવા લાગી. પૂરું બોલી પણ નથી શકતી. એ જોઇ વનમાળીએ હસતાં હસતાં પૂછ્યું: "આપની ઇચ્છા એવી છે કે થોડા દિવસ બાદ લઈ જવાય તો સારું, એમજ ને ? ભલે, એવું કહીશ હું જઇને."

જાહ્નવીનો શ્વાસ હવે હેઠો બેઠો. તે બોલી: "હા, એમ જ સમજાવજો વેવાણને !"

વનમાળી ફોગટનો ફેરો ખાઈ પાછો આવ્યો. એટલે મહામાયાએ તેને રહી રહીને—એ એકની એક વાત ઊલટાવીઊલટાવીને કંઇ કેટલી યે વાર પૂછી નાખી.

"ત્યારે શું એમ કહ્યું વનમાળી, કે છોકરીને નહિ મોકલું ?"

જવાબમાં ડોકું હલાવી વનમાળીએ કહ્યું: "ના."

મહામાયા બોલી: "છોકરી કંઇ એવી નાની નથી! નાની હોય તો ઠીક છે. માબાપ કહી યે શકે કે 'હજી અમારી છોકરી નાની છે એટલે થોડા દહાડા અમારે ત્યાં રહેવા દો' પણ આ તો ગામમાં ને ગામમાં જ સાસરું છે. મળવાનું બહુ મન થાત ત્યારે વળી મોકલી આપત!"

વનમાળીએ કહ્યું: "એ હું શું જાણું, મા? મને જેમ કહ્યું હતું તેમ મેં તો મારે આપને જણાવી દીધું."

"હેં! કોણે કહ્યું આમ? અતુલની સાસુ શું તમારી સામે આવીને ઊભી રહી? પોતાને મોઢે જ આમ કહ્યું? અતુલનો સસરો ક્યાં હતો?"

વનમાળીએ જણાવ્યું: "એ તો હું આપને કહી જ ગયો કે અતુલના સસરા પહેલા મારી કને આવી પહોંચ્યા, અને એ સંબંધમાં જ કંઇ બોલવા ગયા. પણ એ જ વખતે વેવાણ પણ ત્યાં ધસી આવી. આવતાં બરાબર વેવાઈની વાતને દાબી દઈ તે પોતે જ બોલવા મંડી ગઇ. એણે શું કહ્યું તે તો મેં આપને જણાવી જ દીધું છે."

અવાક બનીને મહામાયા કંઇક વિચારમાં પડી ગઈ. થોડી વાર પછી તે બોલી: "ત્યારે આ બાબતમાં એ ધણીધણિયાણી વચ્ચે કંઈ ભાંજગડ ચાલે છે, એમ જ ને? વેવાઈ જાણે મોકલવા માગતા લાગે છે, અને વેવાણ દીકરીને થોડા દહાડા પોતાની પાસે રાખવા ઇચ્છે છે, એમ જ સમજવાનું ને?"

વનમાળીએ કહ્યું: "ઊંહ! મારા મન પર તો એથી ઊલટી જ છાપ પડી છે. અતુલના સસરાને તો એના બચપણથી જ હું ઓળખું છું. એ માણસ કંઇ એવો સીધોસરળ નથી; ત્યારે અતુલની સાસુ મને તો બહુ જ સારી લાગી, હોં મા!"

એકંદર આ બનાવ મહામાયાને બહુ ખરાબ ભાસ્યો. વિમળાની માયા એને બહુ જ લાગી ગઈ હતી. એને લાગ્યું કે વહુ તો બિચારી આવવાને તલપાપડ થઇ રહી હશે, પણ એનાં માબાપની જ આ ખોટી હઠ હશે. એ વિચારની સાથે એને ઇચ્છા થઇ આવી કે એ જાતે જઇને વહુને

સમજાવીને પોતાની સાથે લઇ આવે. પણ એમાં કંઇ એને સાર ન દેખાયો.

મહામાયાએ વનમાળીને પૂછ્યું: "તમે ફરી એક આંટો દઇ આવશો ?"

વનમાળીએ કહ્યું: "શા માટે નહિ ? કહેશો તેટલી વાર જઈ આવીશ."

મહામાયાએ ફરી પૂછ્યું: "વેવાણને ચિઠ્ઠી લખું ?"

વનમાળીએ કંઈક વિચાર કરી જવાબ આપ્યો: "ના, મા ! ચિઠ્ઠી–બિઠ્ઠી કંઇ લખવી નથી. હું જાતે જઈને સારી પેઠે સમજાવીશ. કાલે જ જઇશ. નહિ તો પછી પોષ મહિનો બેસી જ જશે એટલે વાંધો કાઢશે."

મહામાયાએ સંમતિ આપી: "હા, કાલે જ જઇ આવો."

એકલું જવાનું જ ન કહ્યું, પણ કોની સાથે કેવી વાત કરવી તે પણ મહામાયાએ સમજાવી દીધું.

બીજે દિવસે વનમાળી ગયો, પણ ફેરો ફળ્યો નહિ. બીજે દહાડે પણ એનો એ જ જવાબ લઇને વનમાળી પાછો ફર્યો. આ વેળા પણ જાહ્નવીએ જ તેની સાથે વાતચીત કરી હતી. અશ્વિનને જરા ય બોલવા દીધો નહોતો.

ઊંડો ઊંડો નિસાસો છોડીને મહામાયા બોલી: "રહે ત્યારે, પોષ મહિનો બાપને ઘેર જ ભલે રહે. પણ માહ મહિનો બેસતાં જ વહુને ઘેર તેડી લાવવાની, હોં !"

અતુલ ગાળે ગાળે સાસરે રહી આવતો. જે દિવસે એ જાય ને જમે તે દિવસે સાસુ એને રાત્રે પાછો ફરવા દેતી જ નહિ. તે પોતે જમાઇની આગળ બેસીને ખંતથી જમાડતી અને કહેતી: "માજીને આપ કહેજો કે અમારા ઉપર ગુસ્સો ન લાવે. અમારે જેમ આ એકની એક છોકરી છે તેમ

એમને પણ આ એકની એક વહુ છે. દુઃખ તો એમને પડતું હશે એ હું સમજી શકું છું. પણ આ પોષ માસમાં તો ન મોકલાય. એટલે પોષ ઊતરતાં મોકલી આપીશું."

પોષ ઉતર્યો અને માહ બેઠો.

હવે શું કહેવું તેની ગમ જાહ્નવીને ન પડી. સ્વામીની સાથે રોજ તે ઝગડવા લાગી.

"હવે હું કોઈનું જ સાંભળવાની નથી. છોકરીને સીધી રીતે તમે નહિ મોકલો તો હું છાનીમાની એને મોકલી આપીશ."

અશ્વિનને મોઢે તો બસ એકની એક જ વાત હતી: "ચોધરીને ઘેર મારી દીકરીને હું કદી વળાવવાનો નથી. રાયની છોકરી ચોધરીને ઘેર જઈને વૈતરું કૂટે એ તારાથી સહ્યું જતું હોય તો કોણ જાણે, મારાથી એ ન સહેવાય."

જાહ્નવી કહે: "વાહ, એ ખરું ! તેથી શું પરણાવેલી દીકરીએ સાસરે જ ન જવું ?"

અશ્વિને કહ્યું: "જમાઈ આપણે અહીં આવજા કરે છે એ બસ નથી ?"

"વાહ રે ! બહુ સારી વાત બોલ્યા ! આપણે જેમ આ એકની એક દીકરી છે, તેમ વેવાણને પણ એકનો એક દીકરો છે. વહુને ઘેર તેડીને ઘર મંડાવવાની ઇચ્છા તો એ રાખે જ ને ? જે દહાડે એમને ખબર પડી જશે કે છોકરીને તમે મોકલવા માગતા જ નથી, તે દહાડાથી તે પોતાના છોકરાને અહીં આવતો અટકાવી નહિ દે કે ? છોકરીના બાપને આવી શિરજોરી છાજે ખરી ?"

અશ્વિન બોલ્યો: "છાજે, સારી પેઠે છાજે. તું ચૂપ કર હવે. એ લોકોની અવસ્થા અત્યારે બહુ મિજાજ કરવા જેવી નથી રહી. અત્યારે તો આપણે જેમનું કહીશું તેમનું કરશે. તેમ કર્યા વગર તેમનો છૂટકો જ નથી. અતુલને આપણે ઘરજમાઈ તરીકે રાખીશું."

જાહ્નવીએ દલીલ કરી: "કેવી રીતે રાખશો ? એ પોતે ઘરજમાઈ તરીકે રહેવાનું પસંદ ન કરે તો ? ના રે ના ! તમારી વાત મને કંઇ સારી લાગતી નથી. તમારી જીદ પૂરી કરવા જતાં છોકરીનો ભવ બગાડી નાખવા જેવું ન થાય તે જોજો ! પોષ માસમાં નહિ મોકલી શકાય એમ કહી રાખ્યું છે. પણ હવે માહ મહિનામાં તેડવા આવશે, ત્યારે શું કહીશું ?"

અશ્વિને જવાબ આપ્યો: "તારાથી નહિ કહેવાય તો હું કહી નાખીશ."

"ના, તમારે તો તેમ કરવાનું જ નથી. તમે તેમ કરવા જશો તો મને મુએલી જ જોશો. હું જીભ કરડી મરી જઇશ. જે કહેવું હશે તે હું મારે કહીશ. તમે તો ભલા થઇ ચૂપ જ રહેજો !"

અશ્વિન બોલતો બંધ થઈ ગયો.

## [ ૧૬ ]

માહ મહિનાને પહેલે જ દિવસે આશાભરી મહામાયાએ વનમાળીને ફરીથી મોકલી આપ્યો.

વનમાળી આવ્યાની ખબર મળતાં જાહ્નવીએ કહ્યું: "એમને માનભેર ઘરમાં લઈ આવો."

ઘરની અંદર જઇ વનમાળી બોલ્યો: "આ વેળા વળી ફેરો ના પાડશો, મા ! એમ થશે તો અમારાં માજી ગુસ્સે ભરાશે."

જાહ્નવીએ કહ્યું: "વેવાણ છેક ગાંડાં બની ગયાં લાગે છે ! અમારા ઘરનો નિયમ છે કે લગ્ન પછી છોકરીને એક વર્ષ લગી સાસરે ન મોકલવી. એ નિયમ મુજબ એક વર્ષ લગી અમે અમારી દીકરીને નહિ મોકલીએ."

વનમાળીએ વિચાર્યું કે હવે તો જે તે વાત સ્પષ્ટ કરી નાખવી જોઇએ. તેથી હસતો હસતો કહેવા લાગ્યો: "એક વર્ષ લગી નહિ મોકલો, તો તો અમારાં માજી ગાંડાં જ બની જશે. માજીએ આ વેળા ભારપૂર્વક પૂછાવ્યું છે કે હવે ક્યારે મોકલો છો ?"

જાહ્નવી મહાસંકટમાં આવી પડી. છતાં મનમાં જેમતેમ જવાબ ગોઠવી કાઢી તે બોલી: "અમારા ઘરવાળા કેવા માણસ છે એ તો આપ સારી રીતે જાણો છો, સરકાર મહાશય! લગન વખતે એક જોડી બ્રેસલેટની આપવાનું સસરાજીએ કહ્યું છે. તે પ્રમાણે હજી સુધી બની શક્યું નથી અને એટલા માટે જ અમે આમ લંબાવ્યા કરીએ છીએ. છોકરી સાસરે જતી રહે તો પછી એમાંનું કંઇ જ ન બને. આ મુદ્દો અમારાં વેવાણને તમે સારી પેઠે સમજાવી દેજો, શું સમજ્યા?"

વનમાળીએ જવાબ આપ્યો: "પણ અમારાં માજી તે કેમ સમજશે? કહેશે કે અમારે એ દાગીનો નથી જોઇતો."

જાહ્નવીએ પોતાની જીદ પકડી રાખી, અને બોલી: "એ તો જાણે ઉતાવળાં થયાં છે. ઉતાવળાં થવાનું કારણે છે. તો પણ તમે જરા સમજાવી દેજો ને, કે આ શોક ઊતર્યે બ્રેસલેટ એમની પાસે મંગાવી લઇને છોકરીને અમે ખચીત મોકલી આપીશું."

આમ ગમે તેમ સમજાવી દઇને આ વેળા પણ જાહ્નવીએ વનમાળીને પાછો કાઢ્યો.

વનમાળી પાસેથી હકીકત સાંભળી લઈને મહામાયા બોલી: "આ બધો વહેવાર મને સારો લાગતો નથી, વનમાળી! એ ઠેકાણે સગપણ બાંધતાં મારું મન ખંચાતું હતું તે આ જ કારણે. એમની દાનત સાફ નથી જણાતી."

વનમાળીએ કહ્યું: "પણ અતુલની સાસુની વાતચીત પરથી તો મને એવું નથી લાગ્યું, મા! ઊલટું એવું લાગ્યું કે દાગીનાનું કારણ સાચું છે."

પરંતુ મહામાયાને એ વાતમાં વિશ્વાસ બેઠો નહિ. તે બોલી: "તમે તો ગાંડા છો વનમાળી! છોકરી અહીં આવી ગયા પછી દાગીનો મોકલવો હોય તો પાછળથી ન મોકલી અપાય કે? એ તો અમસ્તાં બહાનાં! આપણે ગરીબ થઇ ગયાં છીએ એ કારણે તેઓ પોતાની દીકરીને આપણે ત્યાં

મોકલવા નથી માગતાં. ખરી વાત મને તો આ જ લાગે છે. હવે તો હું જ પંડે જઇ આવું."

વનમાળીએ વાંધો લીધો : "ના રે, ના મા, આપને તો રાયને ઘેર હું કબૂ નહિ જવા દઉં. આપ શા સારુ જાઓ ? આપણે છોકરો પરણાવ્યો છે, છોકરી નહિ. ગરજ હશે તો આવશે એ લોકો આપણે ઘેર."

મહામાયા બોલી: "ત્યારે એમ કરીએ. અતુલને જ એક વાર આખરની વાત કરી લેવા મોકલીએ."

વનમાળીએ સંમતિ દર્શાવતાં કહ્યું : "એ વાત સરસ કરી ! અતુલ જઇને સંભળાવી દે કે અમારે દાગીનો નથી જોઇતો."

હવે અતુલને માથે ભાર આવી પડ્યો.

અતુલે સાસુ પાસે જઇને કહેવાનું ઠર્યું. પરંતુ અતુલ ખૂબ જ શરમાળ હતો. મહામાયા એને પૂછતી : "કેમ રે અતુલ ! વાત કરી કે તારી સાસુને ?"

અતુલ તરફથી જવાબ મળતો: "ના બા, મને કહેતાં શરમ આવે છે. મારાથી હજી કહી શકાયું નથી."

આમ ને આમ માહ મહિનો પણ પૂરો થવા આવ્યો.

મહામાયા હવે ખરેખરી ઊકળી ઊઠી. તેણે બળાપો કાઢ્યો : "ત્યારે હવે તો હું મારે કાશી ચાલી જઇશ, ભાઈ ! છોકરાને પરણાવ્યો ખરો, પણ હવે વહુને ઘેર લાવીને ઘરસંસાર જો ન મંડાવી અપાતો હોય, તો પછી મારે અહીં પડી રહીને—"

અતુલે તેને પૂરું બોલવા દીધી નહિ. તેણે કહી દીધું: "આજે હું જરૂર કહી દઇશ."

મહામાયાએ તેને પાણી ચઢાવ્યું: "હાં, બરાબર કહેજે. સાથે સાથે એમ પણ કહી દેજે કે મોકલવી હોય તો મોકલો, નહિ તો જે તે વિચાર ચોકકસ જણાવી દો !"

લાજશરમ અળગી કરી દઈને તે દહાડે તો અતુલને સાસુ આગળ વાત કરવી જ પડી.

જાહ્નવીએ સંભળાવ્યું: "તમારા સસરા આગળ વાત કરી જુઓ, એક વાર."

બાપ રે ! સસરા સાથે અતુલ આજ લગી એકે વાર બોલ્યો નથી. તેમાં વળી વહુને મોકલી આપવાની વાત કરવાનું તો બને જ શી રીતે ? એટલે માથું ધુણાવીને એણે સાસુને જણાવી દીધું: "ના મા, તમે જ પૂછી લેજો !"

ભારે દુઃખ છતાં જાહ્નવી સહેજ હસી. કહેવામાં એણે આજ લગી શી કસર રાખી છે ? પણ એનું કશુંય પરિણામ ક્યાં આવ્યું છે ? એના બધા જ પ્રયત્નો પથ્થર પર પાણી ઠર્યા છે.

એટલે જ એ માનતી હતી કે હવે જમાઇ પોતે મોઢામોઢ કહે ને કંઇ માને તો માને. અને તેથી જ એણે અતુલને તેમ કરવાને સૂચવ્યું હતું.

બરાબર આ જ વખતે અશ્વિન ત્યાં આવી પહોંચ્યો.

સાસુ–જમાઈને વાતો કરતાં જોઇ તે ચાલી જવા લાગ્યો. તે જોઈ જાહ્નવી બોલી : "જરા સાંભળો તો !"

અશ્વિન પાછો ફરીને ઊભો રહ્યો.

જાહ્નવીએ કહ્યું : "અતુલપ્રસાદ શું કહે છે તે સાંભળો ! વિમળાને લઈ જવાની બાબતમાં કહેવા એમની માએ એમને મોકલ્યા છે !"

આટલું કહીને એણે સ્વામીને આંખની ઈશારતથી સમજાવી દીધું : "તમારી હમેશની ઢબે જવાબ ન આપશો."

અશ્વિને જવાબ આપ્યો : "હા, હમણાં શી રીતે બને ? આ વર્ષે બાપાજી ગુજરી ગયા છે એટલે આ વર્ષે તો ન મોકલી શકાય. આ ફાગણ ને ચૈત્ર બે જ માસ હવે રાહ જોવી પડશે. વૈશાખમાં ભલે તેડી જજો !"

એટલું કહીને તે બહાર જવા લાગ્યો. બારણાં સુધી જઇને વળી પાછો ફર્યો અને બોલ્યો: "અને હાં, સાંભળો! આ બે માસ તમારે ચોવીસે કલાક અમારે ઘેર રહેવું પડશે–ઘરના છોકરાની પેઠે. તમારી મિલકતને ફરી કેવી રીતે મેળવી શકાય તેની તરકીબ હું તમને શિખવાડી દઇશ, સમજ્યા ને? તમારી માને આ બાબત સમજાવી આવો!"

સસરાની વાત અતુલે ઘેર જઈને મા તેમજ વનમાળીને કહી સંભળાવી.

મહામાયા તે પર હસી ને બોલી: "સમજી. આપણી સાથે એ લોકોને લાંબા વખતથી અંટસ ચાલ્યો આવે છે. એટલે દીકરીજમાઇ વચ્ચે પરસ્પર મેળ આવે તેમ છે કે નહિ તે જાણી લેવા સારુ જમાઈને બે માસ પોતાને ઘેર રાખવાની ઇચ્છા રાખતાં લાગે છે. પહેલાં ખાતરી કરી જોશે અને પછી મોકલશે. ભલે, એમ થવા દો! આપણી એકલાંની ઉતાવળ શી કામમાં આવવાની છે? કેમ, ખરું કે નહિ વનમાળી?"

વનમાળી બોલ્યો: "હું શું કહું, મા? આપને યોગ્ય લાગે તેમ થવા દો!"

આખરે અતુલે સાસરે જઇ બે માસ રહેવાનું નક્કી ઠર્યું. મહામાયાએ પરાણે પોતાના મનને સમજાવ્યું કે ભલે, બે માસ અતુલ સાસરે રહીને વહુને ચાહે છે તેની ખાતરી કરી આપે.

વિમળાના આનંદનો પાર ન રહ્યો. લગન પછી પહેલી જ વાર જાણે તેનું સૌંદર્ય ઓર ખીલી ઊઠ્યું.

તે દિવસે અતુલનો મેળાપ થતાં જ તે હી હી કરી હસવા મંડી ગઇ. અતુલે આટલું બધું હસવાનું કારણ પૂછ્યું.

જવાબમાં વિમળાએ જણાવ્યું: "કેમ ના હસું? કેટલીય વાર કહ્યું હતું કે દિવસે પણ રહો. પણ માનતા જ નહોતા ને? હવે? બાપુએ કહ્યું નહિ ત્યાં લગી—"

તેનું બોલવું પૂરું થાય તે પહેલાં અતુલે પ્રશ્ન કર્યો: "હું અહીં રહું એ તને ગમશે ખરું કે?"

વિમળાએ આંખમોંના વિચિત્ર ચાળા કરી કહ્યું: "ના, નહિ ગમે!"

એમ કહેતી જરા થંભી ગઇ, પછી અતુલની છેક પાસે આવીને તેના હાથ પર પોતાનો હાથ રાખી બોલી: "બાપુ મને આપને ઘેર મોકલવાની ના પાડતા હતા ત્યારે મારા મનમાં શુંનું શું થઇ જતું તે તમે શું જાણો? રાતદહાડો ભગવાનને પોકારતી હું પ્રાર્થના કર્યાં કરતી: 'કાં તો હું સાસરે જઈ શકું એમ કરો કે કાં તો એ અહીં રહી પડે એવી દયા કરો!' "

અતુલે હસીને પૂછયું: "ત્યારે તો તું મને ચાહે છે, નહિ વારુ?"

વિમળાએ પણ હસતાં હસતાં જવાબ દીધો: "હું શાને ચાહું? ચાહવાનું કંઇ રસ્તામાં પડયું છે?"

એમ કહીને તે ચાલી જવા લાગી. એટલે અતુલે તેનો પાલવ પકડી લીધો.

તે પછી તો બંને વચ્ચે કંઈ કંઈ વાતો ચાલી.

રાય અને ચોધરીના ઝગડાની વાત, કોર્ટકચેરીનાં લફરાંની વાત, બેઉ પક્ષવાળાની ચર્ચા અને બોલાબોલી, વેરઝેર અને અંતે પોતાના મિલનની વાત!

વિમળાએ ખાતરી આપી: "આવું તો મેં કોઇને જ અત્યાર લગી ચાહ્યું નથી."

અતુલે પૂછયું: "રોમિયો–જુલિયટના જેવું ત્યારે તો! રોમિયો–જુલિયટની વાત તું જાણે છે?"

વિમળાએ કહ્યું: "ના."

એટલે અતુલે તેને એ આખી વાત કહી સંભળાવી.

વાત સાંભળી રહ્યા પછી વિમળા બોલી: "ના રે બાપ! એવું આપણી

બાબતમાં ન બને ! ચાલો, હવે બસ કરો !"

નવદંપતીના આવા આનંદપ્રમોદ આગળ બેત્રણ માસનો શો હિસાબ? જોતજોતાંમાં ફાગણ ને ચૈત્ર પસાર થઇ ગયા.

વૈશાખ આવી પહોંચ્યો.

એટલે અતુલે પૂછયું: "હવે તો તું આપણે ઘેર આવીશ ખરી ને?"

વિમળાએ હસીને જવાબ દીધો: "હા, આવીશ. પણ પરોણાની જેમ મારું સન્માન કરવું પડશે."

કેવી રીતે સન્માન કરવું પડશે તેનું વર્ણન કરતાં તે હસીહસીને વાજ આવી ગઇ. અતુલ પણ હસવા લાગ્યો.

પરંતુ ભાવિની વાત કોણ જાણતું હતું, કે તેમનો અત્યારનો આ ખિલખિલાટ સમૂળો બંધ થઇ જશે?

અશ્વિને તે રાત્રે અતુલને પોતાની પાસે બોલાવી કહ્યું: "જુઓ, અતુલ ! તમારી જમીનજાગીર અને ધનદોલત બહુયે હતાં એની તો તમને ખબર હશે જ. પરંતુ એ બધી કેવી રીતે ક્યાં ચાલી ગઇ, તેની કંઇ ખબર રાખો છો?"

અતુલે જવાબ આપ્યો: "ખબર તો છે, પણ શું કરવું, કહો?"

"કરવું હોય તો કરવા જેવું તો ઘણુંયે છે. દાખલા તરીકે તમારા એ ગુણિયલ મામા રાધારમણે, ફુલચંદ મારવાડીની સાથે મળી જઇને આઘભાગે સમજી લીધું, તેનું શું? એ ફુલચંદની પાસેથી તમારા બાપે કરજ લીધું હતું તેની ના નહિ, પરંતુ તે કેટલું? બે લાખ રૂપિયા તો કદી જ નહિ !"

અતુલે પૂછયું: "તો પછી આપ શું કરવા માંગો છો? બાપાના હસ્તાક્ષરનું ખાતું એ શું બનાવટ હતી?"

અશ્વિને કહ્યું: "બધી બનાવટ નહિ હોય, પણ તેમાંનું મોટા ભાગનું તો બનાવટી જ. હું સાબિત કરી આપી શકું તેમ છું, અને એ બેટાને જેલ ભેગો પણ કરાવી શકું તેમ છું. તમારા લોકની શી ઇચ્છા છે તે તમારી માને એક વાર પૂછી લઈને મને જણાવો."

પરંતુ માની ઇચ્છા તો અતુલ સારી પેઠે જાણતો હતો. એટલે કહી દીધું: "માની ઇચ્છા તો નથી જ."

અશ્વિને મોટે ઘાંટે પૂછ્યું: "એનો અર્થ? ગયેલો વૈભવ તમે લોકો પાછો મેળવવા નથી માગતા, એમજ ને?"

અતુલે જણાવ્યું: "વળે કંઇ નહિ અને ખોબેખોબા ખરચ કરીને નાહકનો કલેશ વધારવા જેવું થાય. એના કરતાં છાનામાના બેસી રહેવું શું ખોટું?"

અશ્વિનને આ દલીલથી ગુસ્સો ચઢેલો લાગ્યો. તે ફક્ત 'હમ્' કરીને ચૂપ રહી ગયો.

થોડી વાર ઓરડામાં લથડતે પગે આંટાફેરા કરતો કરતો તે પાછો બોલી ઊઠ્યો: "ત્યારે જુઓ, તમારી અવસ્થા જો કદી નહિ જ સુધરવાની હોય, તો તો પછી અમારી છોકરીને અમે તમારે ઘેર નહિ મોકલીએ. તમારે કાયમ અમારે ઘેર જ રહેવું પડશે."

અતુલે કહ્યું: "પણ મારી બા ખૂબ જ અધીરી બની ગઇ છે."

"તે હું શું કરું? હું રહ્યો એક જ વાત કરનારો! મોઢે જે બોલું તે જ કરવાવાળો!"

એમ કહીને તેણે બહાર જવા પગ ઉપાડ્યા. પણ વળી પાછું કંઇ સાંભરી આવતાં તે પાછો ફર્યો અને બોલ્યો: "છોકરીને અમે ભારે કિંમતના દાગીના આપેલા છે. એટલાં બધાં ઘરેણાંગાંઠાં સાથે એને તમારે ઘેર મોકલવાનો અમારો જીવ નથી ચાલતો."

સસરાની છેલ્લી વાત અતુલથી ન સહન થઇ. એકદમ તે તડૂકી

ઊઠયો: "તો શું તમારાં ઘરેણાં અમે વેચી ખાવાનાં છીએ?"

અશ્વિને ઠંડે પેટે જવાબ વાળ્યો: "એનો શો ભરોસો? નાણાંભીડ મનુષ્યનો સ્વભાવ બદલી નાખે છે. ખોટું ન લગાડશો, અતુલપ્રસાદ! પણ એ બિલકુલ સાચી વાત છે."

એટલું બોલીને તે બહાર જતો રહ્યો.

સસરાના છેલ્લા શબ્દો સાંભળીને રોષના માર્યા અતુલના ગાલ લાલ બની ગયા. મોઢામોઢ ખણખણતો જવાબ આપી શકાયો હોત, તો તેને કંઈક શાતા વળત. પરંતુ તેવી તક ન રહ્યાથી તેનું ઘવાયલું અને રુંધાયેલું અભિમાન હૃદયમાં ભડકે બળવા લાગ્યું. એના દિલમાં કંઈનું કંઈ થઈ ગયું. એક દિવસ પણ હવે સસરાના ઘરમાં ન રહેવું, વિમળાને પૂછી લેવું કે તે પોતે તેની સાથે આવવા માગે છે કે નહિ, અને પછી તરત જ સસરા સાથેનો તમામ સંબંધ તોડી નાખવાનો નિર્ણય એણે કરી લીધો.

અતુલ ઊઠી ઊભો થઈ ગયો અને પોતાને ઘેર ચાલી જવા સારુ એણે કદમ ઉપાડયા, ત્યાં જ ચાકરે આવીને વર્દી આપી કે: "મા આપને બોલાવે છે જમાઈરાજ, પધારો!"

અતુલને લાગ્યું કે સાસુએ પડદા પાછળથી બધી વાતચીત સાંભળી લીધી હશે. ચાલ, અંદર જઈને જોઉં તો ખરો...કે પછી માત્ર ખાવા માટે જ બોલાવતી હશે?

સુધીર અને અતુલનાં ભાણાં પીરસીને જાહ્નવી બેસી રહી હતી.

અતુલને આવેલો જોતાં જ તે બોલી ઊઠી: "બેસો, બેટા! રાત બહુ થઈ ગઈ છે. ચાલો, ખાઈ લ્યો!"

સુધીર અને અતુલ પાટલે બેસી ગયા. અતુલ બહુ શરમાળ હતો. સાસુ પાસે બેઠેલી હોય તો તેનાથી બરાબર ખાઈ શકાતું નહિ. જાહ્નવી એ જાણતી હતી તેથી તે ત્યાંથી ખસી ગઈ.

ખાતાં ખાતાં સુધીરે પૂછ્યું: "બોલો જમાઇબાબુ, કૂતરાં કેટલી જાતનાં ?"

અતુલે કહ્યું: "ખબર નથી, ભાઇ! ઝાઝાં કૂતરાં મેં જોયાં પણ નથી."

સુધીર હસવા લાગ્યો ને બોલ્યો: "જુઓ ત્યારે, કૂતરાં ચાર જાતનાં! એક બહુ મજાનું જોડકણું છે તે સાંભળો:

પહેલો કૂતરો ઘેરઘેર ઘૂમે,
બીજો કૂતરો લપલપિયો ભાઈ,
ત્રીજો કૂતરો નોકરીકર્તા,
ચોથો કૂતરો ઘરજમાઈ !

એમ કહીને અતુલના મોં સામે ટીકતો તે ખીખી કરી હસવા લાગ્યો. હસતાં હસતાં પૂછ્યું: "માયનો સમજાવી દઉં કે સારી રીતે ?"

એક તો અતુલના મનની દશા સારી હતી નહિ, તેમાં વળી સુધીરની મશ્કરી ભળી. એટલે એની મનોવેદનાનો પાર ન રહ્યો. ભાતનો કોળિયો તેને ગળે કેમે કર્યો ઊતરતો નહોતો. જેમ તેમ ખાવાનું પતાવીને તે પાટલેથી ઊઠી ગયો.

આટલી મોડી રાતે ઘેર જવું ઠીક નહિ, તેથી તરત નીકળી ન જતાં બીજે મજલે એનો ખાનગી ઓરડો હતો તેમાં ભરાઇ ગયો. આજ તેને કંઇ જ ગોઠતું નહોતું. થોડીક વાર તો તે છાનોમાનો આંખો મીંચીને પથારીમાં પડી રહ્યો. ઊંઘ કેમે કરી આવતી નહોતી.

એકાએક બંગડીનો રણકાર કાને પડતાં આંખો ખોલીને જોયું તો વિમળા ઓરડાનું બારણું બંધ કરતી જણાઇ.

વિમળા હસતી હસતી તેને પડખે આવીને બેઠી, અને પૂછ્યું: "હેં! આજે વૈશાખની કઇ મિતિ ?"

અતુલે જવાબ દીધો: "બીજ. કેમ ? હવે તો તું ઘેર આવવાની ને ?"

વિમળાએ હસતાં હસતાં કહ્યું: "નહિ કેમ આવું ? ઘેર આવવાને તો

હું તલપી રહી છું."

વિમળાનો આ આશાભર્યો જવાબ સાંભળી અતુલ એકદમ બેઠો થઇ ગયો, ને કહ્યું : "ચાલ, કાલે જ આપણે જતાં રહીએ. પણ જો, જતી વેળા તારા બાપનાં ઘરેણાંકપડાંમાંથી કશું જ સાથે લઈ લેવાનું નથી. અહીં ને અહીં મૂકતાં જવાનું છે."

વિમળાએ ચકિત ભાવે પૂછ્યું: "કેમ વારુ ? બાપાજીએ તમને કંઈ કહ્યું છે ?"

અતુલે જવાબ દીધો : "હા, તારો બાપ ગરીબને ઘેર દીકરીને વળાવવા માગતો નથી. તેના બહાના તરીકે કહે છે કે આટઆટલાં ભારે કિંમતનાં લૂગડાંઘરેણાં નાણાંભીડને કારણે અમે કદાચ વેચી ખાઇએ !"

એ વાત વિમળાના માન્યામાં ન આવી. તેણે કહ્યું : "છટ્ ! ખરેખર એવું જ કહ્યું ?"

"હા, ખરેખર એવું કહ્યું. મારા મોઢા પર જ એવું કહ્યું છે. બોલ, હવે શું કરવું છે તારે ?"

વિમળા ખરેખરી ધર્મસંકટમાં પડી ગઇ. કંઈક વિચાર પછી તે બોલી: "જરાક ખમી જાઓ, કાલે હું બા આગળ વાત કરી જોઈશ."

અતુલે જવાબ દીધો : "ભલે કરી જોજે ! હું તો કાલથી આ ઘરમાં રહેવાનો નથી જ."

વિમળાએ વિનંતિ કરી : "ના, ના, એમ ગુસ્સે ન થાઓ. મારા સમ ! સાંભળો, કોઇ પણ રીતે તમે મને અહીંથી લેતા જ જાઓ ! પરણાવેલી દીકરી પર માબાપની જબરદસ્તી ચાલે જ નહિ. તમે જો હિંમતભેર કહેશો કે 'બસ લઈ જ જવાનો' તો પછી બાપાજીથી શું મને રોકી રાખી શકાશે ? કદાપિ નહિ."

અતુલ કંઈ જ બોલ્યો નહિ. વિમળા આગળ વધારે વરાળ કાઢવાથી ફાયદો પણ શો ? છેવટે માત્ર એટલું જ કહ્યું : "જોઈએ, છેવટે શું થાય

છે ? આટલા જ ખાતર બા મને આ ઘેર પરણાવતાં ખંચકાતી હતી.”

[ ૧૭ ]

જમીન અંગેનો એક નાનો દાવો પાંચપોતાવાળા રાધારમણ સાથે અશ્વિન લડતો હતો. એક દહાડો વિષ્ણુ અદાલતમાંથી ખબર લઇ આવ્યો કે એ દાવો અશ્વિન હારી ગયો છે.

બનેવીની માલમિલકત હોઇયાં કરી જઈને રાધારમણ માલદાર બની ગયો હતો. પોતાના જમાઇનો એ મામો થતો હતો, છતાં તેને બરાબર ઘડો બેસાડવાની અશ્વિનના મનમાં ઇચ્છા હતી. જમાઇ તરફથી જરૂર પૂરતી સહાય મળી હોત તો તે કરી શકાયું પણ હોત. પરંતુ અતુલ એમાં સંમત ન થયો. અતુલની મા પણ તેમ કરવાને રાજી નહોતી.

દાવો હારી ગયાના સમાચારથી અશ્વિનને પગથી તે માથા લગી ઝાળ લાગી ગઇ. મનમાં થઇ આવ્યું કે જો હાથમાં આવી જાય ને તો ખરેખરનો બંબજાવી દઉં. વિષ્ણુને કહ્યું: “જો, વિષ્ણુ! કોઈ પણ રીતે એને તું મારી પાસે લઇ આવ, શું સમજ્યો ?”

વિષ્ણુ બોલ્યો: “એ કામ કંઇ એટલું બધું કઠણ નથી, સાહેબ ! આજકાલ તો એ આપનો વેવાઇ પણ બન્યો છે—જમાઇરાજનો મામો છે.”

‘હં !’ કરી અશ્વિન ફરી આંટાફેરા કરવા લાગી ગયો.

એ જ સમયે ઠબ્ ઠબ્ લાકી ઠોકતો વનમાળી ઘરમાં દાખલ થયો.

અશ્વિને લાગલો સવાલ કર્યો: “શી ખબર સરકાર મહાશય, શા સમાચાર લાવ્યા છો ?”

વનમાળી આવતાં બરાબર ધબ દઈને એક ખુરશી પર બેસી ગયો અને શ્વાસ ખાવા લાગ્યો. આજકાલ થોડુંક ચાલતાં પણ વનમાળીનો શ્વાસ ચઢી જતો ને શ્વાસ હેઠો બેઠા વગર તેનાથી બોલી શકાતું નહિ.

અશ્વિને આંખોની ઇશારત કરતાં વિષ્ણુ ત્યાંથી ખસી ગયો.

વનમાળીએ જણાવ્યું: "હું આવ્યો છું–માએ મને મોકલ્યો છે એમ કહેવા, કે આ દશમને દહાડે બાર વાગે અમારાં વહુજીને ઘેર લઇ જવાનું શુભ મુહૂર્ત છે. એની ખબર—"

વનમાળીની વાત હજી પૂરી થઈ નહોતી. એટલામાં અશ્વિન તેની પાસે આવીને બોલ્યો: "ત્યારે અતુલે કંઈ કહ્યું નથી? આ બાબતનો બધો જ ખુલાસો મેં તેમને મોઢે કરી દીધો છે."

વનમાળીએ જવાબ આપ્યો: "અતુલ ગમે તેવો પણ હજી બાળક કહેવાય. એણે કહ્યું તો ખરું કે આપે એને મોઢે બધું કહી દીધું છે. પરંતુ અમારાં માજીને એમાં વિશ્વાસ બેસતો નથી. તેથી એમણે દશમનું મુહૂર્ત જોવડાવી તેની ખબર આપને દેવા સારુ મને મોકલ્યો છે."

અશ્વિને તડ ને ફડ કહી દીધું: "ના, અમારી દીકરીને અમે એ ઘેર નથી જ મોકલવાનાં. અતુલને કાયમને માટે ઘરજમાઈ તરીકે અમારે ઘેર રહેવું પડશે."

વનમાળી અવાક્ બનીને અશ્વિનના મોઢા સામે જોઇ રહ્યો.

અશ્વિન ફરી કહેવા લાગ્યો: "હાં, બીજી પણ એક વાત. અમારા બાપાજીએ અમારી મરજી વિરુદ્ધ છોકરીને પરણાવી દીધી. બાકી ચોધરીને ઘેર અમારી કન્યા ઉતારવાની અમારી ઇચ્છા હતી જ નહિ."

વનમાળીએ ઉત્તર દીધો: "મોટા રાયજી આ સગપણ સાંધતા ગયા છે, તે આપણાં બે ઘરો વચ્ચેનો આટલા બધા દિવસોનો ટંટો ને અંટસ મિટાવવા ખાતર—"

અશ્વિને ડોકું હલાવી વચ્ચે જ કહી દીધું: "ના! બાપાજીના મનની વાત તમે કોઇ જ જાણતા નથી. બાપાજીની ઇચ્છા તો ચોધરીઓને રાયજીને ઘેર વંશપરંપરાના ચાકર તરીકે રહેવાની ફરજ પાડવાની હતી. મરજીમાં આવે તો અતુલને મોકલી આપો. છોકરી તો ત્યાં આવવાની નથી જ."

વનમાળી કહ્યું: "આ શું બોલો છો આપ, છોકરીના બાપ થઇને?"

અશ્વિને પૂછ્યું: "કેમ વારુ? છોકરીના બાપ થયા એટલે શું પેટે ચાલવું?"

વનમાળીએ જણાવ્યું: "ના ના, એવું મારું કહેવું નથી. મારું કહેવું તો એવું છે કે છોકરો હોય તો જાણે બીજી વાર પરણાવી શકાય, પરંતુ છોકરીની બાબતમાં એવું ઓછું થઈ શકે એમ છે?"

અશ્વિને હી હી હસતાં ઉત્તર વાળ્યો: "બીજું લગન! ભલે, કહેજો કે કરી નાંખે. પણ તે પછી યાદ રાખજો કે આ ગામમાં અમારી આંખો આગળ રહેવાનું ભારે થઇ પડશે. ગામ છોડી બીજે વસવું પડશે."

વનમાળીના મુખમાંથી હવે કોઇ વાત નીકળી શકી નહિ. આખરે થોડી વાર પછી ભારે હૈયે પૂછ્યું: "ત્યારે શું આપનો આખરનો જવાબ આ જ છે?"

"હા, એ જ અમારો આખરનો જવાબ! દીકરી–જમાઇ કાયમને માટે અમારે ઘેર જ રહેશે."

"અતુલનાં સાસુજી પણ શું એ જ મતનાં છે? હું જાતે એક વાર તેમની મુલાકાત લઇ પૂછી શકું?"

અશ્વિને મોઢું બગાડી જવાબ વાળ્યો: "રહેવા દે! તારી એવી બહાદુરીનું અહીં કામ નથી. આ ઘરમાં મારી ઉપરવટ કોઇથી કંઇ જ કરી કે કહી શકાતું નથી, સમજ્યો? અમારી દીકરીને તમારે ત્યાં લઇ જવાની ઇચ્છા જ હોય તો અતુલને ફરી પાછી પહેલાંના જેવી મોટાઈ અને જાહોજલાલી મેળવવાનું કહેજો. સિધાવી જાઓ, હવે!"

વનમાળી ધીરેધીરે ઊઠી ઊભો થયો. તેની બંને આંખો અશ્રુથી ભરાઇ ગઇ.

**વિમળાને એક વાર પૂછી જોવાની અતુલને જરૂર લાગી.**

એક દહાડો સાંજ પછી વિમળાની છાની મુલાકાત એણે લીધી અને પૂછ્યું: "તું મારી સાથે આવે છે?"

વિમળાએ પૂછ્યું: "ક્યાં?"

"ક્યાં? કેમ, જાણતી નથી ક્યાં જવાનું તે? ક્યાં તે વળી આપણે ઘેર!"

વિમળાએ કહ્યું: "કેમ નહિ આવું? નહિ આવું એવું મેં કોઈ દિ કીધું છે ખરું?"

અતુલે કહ્યું: "ઠીક, ત્યારે હમણાં જ ચાલી નીકળ! છે તેવા જ વેશમાં ચાલી નીકળ! આ ઘરની એકે ચિંદરડી સરખી સાથે લેવાની નથી, દરદાગીનો પણ નહિ!"

વિમળાને લાગ્યું કે તે ખિજવાઈ ગયેલા છે. ખિજવાવા જેવી બાબત પણ છે. તેણે નરમાશથી કહ્યું: "આપ જરા બેસો, હું બાને પૂછી આવું."

અતુલે પરખાવ્યું: "ના, હું કંઈ બેસવાકરવાનો નથી. તારી બા શું તારા બાપાજીની વિરુદ્ધ જઈ તને રજા આપવાની છે? આવવાની મરજી હોય તો તો આમ ને આમ, કોઈને પણ કશું કહ્યા વિના ચાલી નીકળ!"

"એ તે કેવી વાત? એમ તો શી રીતે નીકળાય? એક વાર બાને, બાપાજીને—"

"બસ ત્યારે, હું તો મારે આ ચાલ્યો!" એમ કહેતોકને અતુલ ઝડપભેર ચાલી જવા લાગ્યો.

વિમળાએ કાકલૂદી કરી: "અરે જરા સાંભળતા તો જાઓ!"

અતુલ પાછો ફરી ઊભો રહ્યો ને પૂછ્યું: "શું કહે છે, બોલ?"

"તમે ગુસ્સે ભરાઈને જાઓ છો?"

"હા, ગુસ્સે ભરાઈને!"

"હવે કોઇ દિ આવશો નહિ ?"

"તે હું અત્યારે ન કહી શકું. આવવા જેવું રાખ્યું હશે તો આવીશ."

વિમળા ભારે મૂંઝવણમાં આવી પડી. તેની બંને આંખોમાં છલ છલ આંસુ છલકાવા લાગ્યાં. તેના મુખમાંથી એકે શબ્દ નીકળી શકયો નહિ.

અતુલે તગાદો કર્યો : "બોલ, છે કંઈ બીજું કહેવાનું ?"

જવાબમાં વિમળાના મુખમાંથી માત્ર એના એ જ શબ્દો બહાર આવ્યા : "એક વાર બાપુજીને—"

"વારુ ત્યારે હું જાઉં છું!" એટલું બોલતો અતુલ ઝપાટાબંધ બહાર નીકળી ગયો.

વધુ કંઇક કહેવા માટે વિમળા તેની પાછળ દરવાજા લગી ગઈ, પણ કંઇ જ બોલી શકાયું નહિ.

અશ્વિનના ઘરમાં તે જ ઘડીએ ધણીધણિયાણી વચ્ચે હંમેશ મુજબ વાગ્યુદ્ધ જામ્યું હતું.

જાહ્નવીએ પહેલ કરી : "જાણીબૂઝીને આવી રીતે પોતાની પેટની દીકરીનો સંસાર કદાપિ કોઈ બગાડે નહિ. એમ જ તમારે કરવું હતું તો પછી છોકરીને ત્યાં પરણાવી શાને ?"

અશ્વિને જવાબ આપ્યો: "મારી મરજી તો મૂળથી જ નહોતી, પણ બાપાજીએ લગન કરી નાખ્યું."

થોડી વાર વિચાર કર્યા પછી જાહ્નવી પાછી બોલી: "એકની એક દીકરી આખો જન્મારો તમારી આંખો આગળ આંસુ સાર્યા કરશે, ચઢેલે મોઢે ઘરમાં ફરશે એ શું તમને નહિ સાલે ?"

અશ્વિને ઉત્તર વાળ્યો: "જુઓ, તમે રહ્યાં બૈરાં માણસ. એટલે વાતવાતમાં આંસુ સારો અને તોબરો ચઢાવી ફર્યા કરો. અમે લાંબા વિચાર કરીને કામકાજ ઉકેલીએ. તને બીક છે એવું કશું જ થવાનું નથી. થોડા દહાડા ખોટું લગાડી અળગો રહેશે, પણ તે પછી જોજે ને જમાઇ પોતે જ વળગતો આવી ઘરમાં ઘૂસી જશે. છોકરીને પણ રોવું નહિ પડે, ને તારે ય રોવું નહિ પડે!"

"કોણ જાણે બાપ! મને તો કંઇ સારું લાગતું નથી. પરણાવી દીધી છે તો પછી આવડી જીદ સારી નહિ."

અશ્વિને તેને દબડાવી: "બસ કર હવે! છોકરીને પરણાવી છે એટલે કંઇ ચોધરીને પગે પડવા મારાથી નહિ જવાય, સમજી? છોકરીને તેડી જઇને એ લોકો પછી આપણે ઘેર એને ન આવવા દે, તો તું શું કરે તે કહું? તું કહીશ કે જાઓ વેવણને હાથેપગે લાગીને—"

એને આગળ બોલવા ન દેતાં જાહ્નવી બોલી ઊઠી: "તમે જે કાર-સ્થાન રચ્યું છે તેમાં જરા ય ફાવવાના નથી. અત્યારથી કહી રાખું છું, જોજો, અતુલ ફરીથી લગન કરશે અને વિમળાને તેડશે જ નહિ."

ડૂમો ભરાઈ આવતાં જાહ્નવી વિશેષ બોલવાનું બંધ કરી જરા દૂર બારી પાસે જઇને ઊભી રહી.

અશ્વિન ઓરડામાં આંટાફેરા કરતો હતો. તે હી હી કરતો હસીને ઊભો રહી ગયો અને જાહ્નવીના મોં પર નજર ઠેરવી બોલ્યો: "શું કહ્યું? ફરી પરણશે? કોણ, અતુલ?"

જાહ્નવીએ કંઇ જ ઉત્તર દીધો નહિ.

બરાબર તે જ ટાંકણે અતુલ બારી હેઠેથી પસાર થતો હતો. સસરાને મોઢે પોતાનું નામ સાંભળી તે જરા થોભી ગયો અને ઊંચે નજર કરી જોવા લાગ્યો. પણ કોઇ જ નજરે પડ્યું નહિ. માત્ર અશ્વિનના મુખમાંથી વાક્ય સંભળાયાં કે—

"ફરી પરણવું એમ કંઇ રસ્તામાં પડ્યું છે? એના કપાળમાં કોણ ડામ દેવાનું છે? એની પાસે છે શું? અને ફરી પરણીને પાછો તે નચિંત રહી શકે એમ છે? આપણી છોકરી પર શૉક લાવીને આ ગામમાં એ સુખે રહી શકે ખરો કે? એવું મોટું સાહસ ખેડવાની હિંમત એની કદી ચાલવાની નથી. તું તારે એ બાબતમાં નિરાંત રાખ, નિરાંત!"

અતુલથી વધુ વાર તે ઠેકાણે ઊભા રહેવાયું નહિ. તે ત્યાંથી વીજળી વેગે પલાયન થઇ ગયો.

જાહ્નવી બરાબર જાળી પાસે જ ઊભી હતી. ત્યાંથી બહારનો દરવાજો દેખાતો હતો. તેને લાગ્યું કે બહારને દરવાજેથી અતુલના જેવું કોક પસાર થઇ ગયું. તેની સાથે જ તેણે મોટેથી હાક મારી: "અતુલપ્રસાદ!"

એ હાક અતુલના સાંભળવામાં ન આવી.

જાહ્નવી ઝપાટાબંધ પોતાના આવાસમાંથી નીકળીને બીજા માળની પરસાળ વટાવી વિમળાના ઓરડામાં દાખલ થઇ. જઈને જુએ છે તો વિમળા જાળિયાનો એક સળિયો પકડીને ઉદાસ ચહેરે ગુપચુપ ઊભી હતી.

જાહ્નવીએ લાગલો પ્રશ્ન કર્યો: "અતુલપ્રસાદ આવ્યા હતા શું?"

આસ્તે આસ્તે મોઢું ફેરવી વિમળા માના મુખ સામું ટીકી રહી. એના મુખમાંથી એક પણ હરફ નીકળી શકયો નહિ. માત્ર આંખોમાંથી ટપ ટપ કરતાં બે મોટાં અશ્રુબિંદુ ટપકી પડયાં!

## [ ૧૮ ]

લૂગડાનો છેડો ગળે વિંટાળીને મહામાયા ભવાની ચોધરીની છબી સામે હાથ જોડીને ઊભી હતી. તેની આંખોમાંથી પણ ટપ ટપ કરતાં અશ્રુબિંદુઓ ઝરતાં હતાં.

અતુલે હાક મારી: "બા!"

આંસુભરેલી આંખોએ જ મહામાયાએ પાછળ જોયું અને પૂછ્યું: "આવી કે? આવે જ નહિ ને, હું જાણું છું."

અતુલે જણાવ્યું: "બા, હું કલકત્તા જઇશ."

"કેમ બેટા? કલકત્તા શા માટે?"

અતુલે ખુલાસો કર્યો: "ગમે તેમ કરીને કંઈ ધંધોરોજગાર ખોળી કાઢીશ."

દીકરાની વાત સાંભળીને મહામાયાની આંખોમાંથી વળી પાછાં આંસું ટપકવા લાગ્યાં. સાલ્લાને છેડે આંખો લૂછીને તેણે પ્રશ્ન કર્યો: "આ સંબંધમાં એ લોકોએ તને કંઈ કહ્યું છે?"

અતુલના મોઢામાંથી બનેલી બીના એકાએક બહાર નીકળી શકી નહિ. એટલે નાના બાળકને ફોસલાવતી હોય તેમ મહામાયાએ તેને પોતાની સોડમાં ખેંચી લીધો. વહાલથી માથે હાથ ફેરવતાં ફેરવતાં પૂછ્યું: "કોણે કહ્યું, સસરાએ કે સાસુએ?"

અતુલે જવાબ દીધો: "એ વિષે આજે કંઈ નહિ કહું. તે દહાડે સસરાએ મને ચોખ્ખું સંભળાવી દીધું હતું કે 'જાતે સારી કમાણીનો ધંધોરોજગાર નહિ કરો ત્યાં લગી હું મારી છોકરીને મોકલવાનો નથી.' "

મહામાયાએ તેને આશ્વાસન આપ્યું: "છોકરીના બાપને આવડો અહંકાર શોભે નહિ, બેટા! વેવાઇમાં આટલી સાદી સમજ પણ નથી લાગતી. દીકરાને ફરી પરણાવીને બીજી વહુ જો હું ઘરમાં લઇ આવું—"

મહામાયાનું વાકય પૂરું થાય તે પહેલાં જ લાકડી ઠોકતો અને શ્રમથી કણસતો કણસતો વનમાળી ત્યાં આવી પહોંચ્યો. આવતાં બરાબર તે બોલ્યો: "ફિકર ન કરો, મા! અતુલને હું ફરી પરણાવીશ જ. અશ્વિને કહ્યું છે ને કે 'અતુલને તો ઘરજમાઇ તરીકે રહેવું જ પડશે; અને એમ કે ચોધરીઓ વંશપરંપરા રાયવાળાઓને ત્યાં ચાકરની માફક રહે એ જ પ્રતાપરાયની ઇચ્છા હતી. પરણાવ્યા બાદ છોકરીને ચોધરીને ઘેર વળાવવાની

એમની ઇચ્છા હતી જ નહિ.' અશ્વિનના એ અહંકારના ભૂકકા ઉડાવી દઇશ ત્યારે જ હું જંપીશ."

મહામાયાએ અતુલના મોઢા સામું ટગરટગર જોયા કર્યું.

અતુલને લાગ્યું કે મા તેની સંમતિ પૂછે છે. એટલે તે પોતાની વાતના અનુસંધાનમાં બોલ્યો : "કલકત્તાથી હું પાછો આવીશ, બા!"

તે દિવસે સાંજે વનમાળી ચૂપચાપ બેઠો હતો. તે વેળા અતુલ ધીમે પગલે તેની પાસે આવી ઊભો રહ્યો.

વનમાળીએ તેને કાકલૂદી કરી : "બીજાં લગનનો વિરોધ ન કરશો, અતુલ! ચોધરી વંશનું આવું ભારે અપમાન ગળી ન જશો, ભાઇ!"

અતુલે જવાબ આપ્યો: "અસંમત તો હું નથી થતો. માત્ર એટલું જ કહું છું કે હું કલકત્તાથી પાછો ફરું તે પછી વાત."

એટલું કહીને અતુલ વનમાળી પાસે જઇને બેઠો અને બોલ્યો: "એક વાત કહેતાં મને બહુ શરમ આવે છે, સરકાર મહાશય! કહું?"

વનમાળીએ કહ્યું : "મારી આગળ શરમ શાની? ખુશીથી કહો!"

અતુલે જણાવ્યું: "મારે થોડાક રૂપિયા જોઈએ છે. આપ જોગવાઇ કરી આપશો?"

"કેટલા રૂપિયા?"

અતુલે બીતાં બીતાં કહ્યું: "બેચાર રૂપિયા નહિ; સોએક રૂપિયાની રકમ જોઇએ, સરકાર મહાશય!"

વનમાળી ઉદાસીભર્યું હસતો અતુલના મોઢા સામે જોવા લાગ્યો, અને બોલ્યો: "હાય રે, ભવાની ચોધરીના કુળદીપકને આજે માત્ર સોબસો જેવડી નાની રકમ માટે—"

એટલું જ બોલી વનમાળીએ ઊંડો નિસાસો મૂકયો અને ફરીને બોલ્યો: "તમારા એ શકુની મામા પર મને એવો તો ગુસ્સો ચઢે છે અતુલ, કે ન પૂછો વાત! એનું ખૂન કરી નાખું તો ય પાપ ન લાગે,

એમ થઈ આવે છે. બહુ સારું, એકસો રૂપિયા હું આપીશ."

અતુલ આનંદથી નાચી ઊઠયો. પૂછયું: "હેં! આપશો? જોગવાઇ કરી દેશો?"

વનમાળીએ ખાતરી આપી: "નક્કી કરી આપીશ. તમારા બાપની આટલી મોટી જમીનદારીનો કારભાર મેં કર્યો છે. તે દરમ્યાન ચોરી-છૂપીથી જે કંઈ મેં રાખી મૂકયું છે તે બધું કોને માટે છે, અતુલ? પણ હાં, એટલું કહો—મારી આગળ પ્રતિજ્ઞા કરો કે બીજું લગન કરવા તમે કબૂલ છો."

અતુલે પોતાનો નીચલો હોઠ દાંતથી કરડી થોડીક વાર વિચાર કર્યો. પછી બોલ્યો: "જાઓ, પ્રતિજ્ઞાથી બંધાઉં છું કે બીજું લગ્ન કરીશ."

વનમાળીએ કહ્યું: "પૈસા તો હું આપું છું. પણ કહો એ રકમ વડે તમે શું કરવા ધારો છો?"

જવાબમાં અતુલે જણાવ્યું: "તે અત્યારે હું નથી કહી શકતો, સરકાર મહાશય! પાછળથી બધું જ જાણી શકાશે. અત્યારે તો માત્ર એટલું જ કહી શકું કે આપે દીધેલા પૈસા હું વેડફી નહિ નાખું."

## [ ૧૯ ]

કલકત્તા જઇને અતુલ એક હોમિયોપથી કોલેજમાં દાખલ થઇ ગયો. પરંતુ થોડા દિવસના અનુભવ પરથી તેને સમજાઈ ગયું કે હોમિયોપથીનો અભ્યાસ તે ધારતો હતો તેટલો સહેલો નથી, એટલે તેણે કોલેજ છોડી દીધી.

તે પછી તે ટાઇપરાઈટીંગનું કામ શીખવા લાગ્યો.

તે પછી ફોટોગ્રાફી, અને તે પછી ટેલીગ્રાફી! એવી રીતે બેત્રણ મહિના દરમિયાન કંઇ કંઇ શીખવાના પ્રયત્નો તેણે કરી જોયા. પણ

એકેમાં ઠરી શકયો નહિ.

એણે હાથ ધરેલો એકે અભ્યાસ એને ગોઠતો ન આવ્યો. એને જોઈતી હતી બસ, એકીસાથે મોટી પેદાશ. એટલે ગમે તે એકને વળગી રહીને તેમાં પાવરધો બની જાય તો જીવનભરનો એનો ખોરાકીપોશાકીનો પ્રશ્ન ઊકલી શકે ખરો, પરંતુ એકી સાથે મોટી કમાણીની આશા એમાં એને જણાતી નહિ.

એક વાર તો એમ પણ થઇ આવ્યું કે ચાલ, ગામ જઇને ખેતી ખેડું. પરંતુ ખેતીના ધંધામાં બે બળદ અને એક હળ લઇ દૈવ અને દૈવને ભરોસે રહી ખાલી આકાશ સામે મીટ માંડતાં માંડતાં સારી ખેતી પકવી તો શકાય, પણ તેમાં કંઇ દહાડો વળે નહિ. એ તો આખું ગામ સંપ કરીને ખેતીને આબાદ કરવાની સહકારી યોજના કરે, વિશાળ ખેતરો એકસરખાં સપાટ બનાવી વિજ્ઞાનની આધુનિક પદ્ધતિએ ટ્રેકટરથી ખેડાણ કરાય તો વળી—પણ એ બધું બનવું અસંભવિત છે.

ધનૈષણા તો અતુલના મનમાંથી ગઇ જ નહિ. ચોધરી વંશનો એ પૂર્વ વૈભવ કોઇ ને કોઈ દહાડો પાછો આણી શકાશે એવા નિશ્ચય સાથે ફરી વાર કોઇ પ્રયત્ન કરી જોવાનું એણે ઠરાવ્યું.

કેટલાક દિવસથી અતુલને લૉટરીની ટિકિટના વિચાર આવતા હતા. લૉટરી ચીજ એવી કે એમાં નસીબ જોર કરે તો રાતોરાતમાં પૈસાદાર થઈ જવાય અને મોટાઇ મેળવી શકાય.

અતુલ જે વીશીમાં રહેતો હતો, ત્યાંનો એક છોકરો દરજીનું કામકાજ શીખતો હતો. લૉટરીની ટિકિટ કયાં મળી શકે તેનો પત્તો એ છોકરા કનેથી અતુલને મળ્યો. છોકરાએ કહ્યું: “જે દરજીવિદ્યાલયમાં હું ભણવા જાઉં છું તેનો માસ્તર અને માલિક લૉટરીની ટિકિટ વેચવાનો ધંધો પણ કરે છે. તેની પાસેથી જાતજાતની લૉટરીઓની ટિકિટો મળી શકશે.”

બીજી જ સવારે તે છોકરા સાથે અતુલ દરજીવિદ્યાલયના માલિક પાસે પહોંચી ગયો. તે ભલો માણસ એક મકાનને બીજે માળે ઘરખટલા

સાથે રહેતો હતો અને ભોંયતળિયેના ભાગમાં તેનું વિદ્યાલય ચાલતું હતું.

અતુલની સાથે વિદ્યાલયના માલિકની મુલાકાત થઇ, એ વખતે તે વિદ્યાલયના એક ખંડમાં બેઠોબેઠો એક સંચો ચલાવતો હતો. સાથે આવેલા છોકરાએ હાથ લાંબો કરીને તેને દેખાડી દીધો કે "આ જ અમારા દરજીવિદ્યાલયના ગુરુ, એમનું નામ અવિનાશબાબુ. ટિકિટ એમની પાસેથી જ મળી શકશે."

નમસ્કાર કરી અતુલ તેની પાસે જઇ બેઠો.

પણ અવિનાશબાબુ તો એક પણ શબ્દ બોલ્યા વગર સંચો જેમ ચલાવતા હતા તેમ જ ચલાવ્યે ગયા. સંચાના ઝફ્ ઝફ અવાજ આગળ કંઇ બોલાય તેમ પણ નહોતું. એટલે આમ ને આમ મૂઢની માફક બેસી રહેતાં અતુલ કંટાળ્યો.

સંચાનો દોરો એકાએક તૂટી ગયો. એટલે સંચો બંધ પાડીને અવિનાશબાબુએ રીલનો દોરો ઠીક કરવા માંડયો. એ તકનો લાભ લઈ ને અતુલ બોલી ઊઠયો: "નમસ્કાર ! હું આવ્યો છું આપની પાસેથી—"

નજીકનો માણસ સાંભળી શકે એટલા મોટા અવાજે અતુલ બોલ્યો હતો. છતાં તેની કંઇ જ અસર એ ગૃહસ્થ પર થયેલી જણાઇ નહિ. એ તો પહેલાંની પેઠે જ પોતાના કામમાં મશગૂલ હતો. તો શું અતુલનું બોલવું એને કાને પહોંચ્યું નહોતું ?

અતુલ હવે વધારે મોટેથી બોલ્યો: "હું આવ્યો છું—"

અવિનાશ બાબુએ મોઢું ઊંચું કરીને 'હેં !' એવો ઉચ્ચાર કર્યો.

તેની સાથે જ એણે "રામુ ! ઓ રામુ ! રામુ !" કહીને બૂમો પાડવા માંડી.

આમતેમ નજર કરવા છતાં કોઇ જ નજરે નહિ ચડવાથી તેણે ફરી બૂમ પાડી: "શતદલ ! પરિમલ ! કોણ છો ઘરમાં ?"

બીજા માળને દાદરે મોટેથી સ્ત્રીકંઠ સંભળાયો : "એ

આવી, બાપુજી !"

તેમ છતાં અવિનાશબાબુ બરાડવા લાગ્યા: "અરે ! કોઇ યે જવાબ દેતું નથી, આ તે શા ભોગ ? મશિન છોડીને મારાથી ઉઠાય તેમ નથી—"

અતુલની જોડે જે છોકરો આવ્યો હતો તે એ વેળા ચાલ્યો ગયો હતો.

આવતી વેળા જ એણે અતુલને કહી દીધું હતું કે બીજે ઠેકાણે આવેલી કોઇ ઈસ્પિતાલમાં પોતાને એક બહુ જરૂરી કામ છે, એટલે અતુલને ઠેકાણું દેખાડીને તે પોતે ચાલ્યો જશે.

કોઇને આવતું ન જોઇ અવિનાશબાબુ પોતે જ ઊઠવા જતા હતા, એ જ વખતે પાછલે બારણેથી પરમ રૂપવતી એક કન્યા ઓરડામાં દાખલ થઇ. અતુલે તેના મુખ સામે એક વાર જોઇને નજર પાછી ખેંચી લીધી.

છોકરી અવિનાશબાબુની સોડમાં આવીને ઊભી રહી અને જણાવ્યું: "રામુ બજારે ગયો છે. શું કહો છો ?"

તેની બોલવાની લઢણ પરથી અતુલ સમજી ગયો કે સામે બેઠેલા ગૃહસ્થ બરાબર સાંભળી શકતા નથી.

અવિનાશબાબુએ આંગળીની ઇશારતે ખૂણામાં ગોઠવેલું એક મેજ દર્શાવી કહ્યું: "એમાંથી મોટું રજિસ્ટર કાઢી લાવ અને સાથે ખડિયો કલમ પણ—"

છોકરીએ રજિસ્ટર તથા ખડિયો કલમ આણી દેતાં અવિનાશબાબુએ ફરી કહ્યું: "લખી લે, તું જ લખી લે, હું એટલી વાર—" એમ કહીને તેમણે સંચાનો તૂટેલો દોરો પરોવવા માટે પોતાનું મોઢું ફેરવી લીધું.

છોકરી તે વખતે સંચાની એક બાજુ ઊભી રહી રજિસ્ટરનાં પાનાં ફેરવતી હતી. અવિનાશબાબુએ તેને ટકોરી: "તું અહીં રજિસ્ટર ખોલીને ઊભી રહે તો પછી હું સંચો કેવી રીતે ચલાવું ? પણે જા, પેલી બાજુ જા ! જાઓ ભાઇ, તમે પણ ત્યાં જાઓ !"

નજીકમાં જ એક લાંબું મેજ અને એક નાની પાટલી પડેલાં હતાં. તે જ ઠેકાણે જવાનું એણે સૂચવ્યું હતું.

છોકરી રજિસ્ટર તથા ખડિયો કલમ લઇને દર્શાવેલે ઠેકાણે ચાલી ગઈ, એટલે અતુલનો પણ ત્યાં ગયા વગર છૂટકો નહોતો.

અતુલના મોઢા સામે નજર ઠેરવીને છોકરીએ પ્રશ્ન કર્યો: "તમારું નામ ?"

જવાબ મળ્યો : "અતુલપ્રસાદ ચોધરી."

છોકરીના હસ્તાક્ષર ખરેખર સુંદર હતા. અતુલ ધારીધારીને જોઈ રહ્યો. રજિસ્ટરમાં તે એનું નામ અંગ્રેજીમાં ટપકાવતી હતી !

"ઠેકાણું ?—અરે વાહ ! તમે ઊભા શીદ રહ્યા છો ? બેસો ને !"

નાનકડી પાટલી. બેસવું હોય તો તેની નજીકમાં જ બેસવું પડે. બહુ આગ્રહ થવાથી અતુલને તેવી રીતે બેસવું પડયું. બેસતાં બેસતાં તે બોલ્યો: "અહીં કલકત્તામાં હું એક વીશીમાં રહું છું. વીશીનું ઠેકાણું આપું?"

"હા, એમ જ. ઠેકાણું લખાવવાનું એટલે અહીંનુંય લખાવવાનું તેમજ દેશનું પણ લખાવવાનું !"

અતુલે કહ્યું : "લખો ત્યારે—નં. ૧૬, ભોલા મયરા લેન, શ્યામ બજાર."

"સિક્સ્ટીન ભોલા મયરા લેન, શ્યામબજાર. દેશનું ઠેકાણું ?"

"મુ. પુરન્દરપુર, પોસ્ટ પુરન્દરપુર, જિલ્લે વર્ધમાન."

લખવાનું પૂરું કરી છોકરીએ પૂછ્યું: "મન્થલી કોર્સ કે કૉન્ટ્રાક્ટ કોર્સ ?"

આ પ્રશ્નનો અર્થ અતુલ ન સમજી શક્યો. તેથી પૂછ્યું: "એટલે ?"

છોકરી મંદ હાસ્ય કરી બોલી: "એટલે કે મહિને મહિને ફી આપતા રહીને શીખવું હશે તો દર મહિને બે રૂપિયા ફી લાગશે અને એક વર્ષનો કોર્સ; અને કોન્ટ્રાક્ટ પદ્ધતિએ શીખવું હશે તો છ માસ—"

"ઓહ !" કહેતો અતુલ હસી પડ્યો ને બોલ્યોઃ "હું તો અહીં લૉટરીની ટિકિટ ખરીદવાને આવ્યો છું."

અતુલના મુખ પર નજર ઠેરવી 'હો ! હો !' કરતી તે હસી પડી ને બોલીઃ "બહેરો માણસ કંઈનું કંઇ સાંભળે !"

એમ કહીને તે હસતીહસતી ઊઠી, ને તેના બાપ પાસે ગઇ.

એવી જ રીતે ખડખડ હસતીહસતી તે પોતાનું મોઢું બાપના કાન પાસે લઇ ગઈ અને બોલીઃ "એઓ તો લૉટરીની ટિકિટ ખરીદવાને આવ્યા છે, તમારા વિદ્યાલયમાં દાખલ થવાને નહિ !"

સંચા પર નીચી નમેલી ડોક ઊંચી કર્યા વગર જ તેણે કહી દીધુંઃ "આપી દે ત્યારે ટિકિટ !"

"વાહ ! પાકા રજિસ્ટરમાં નોંધાયલાં નામઠામ હવે શી રીતે હું કાઢી નાંખું ?"

છોકરી ફરી પાછી તેના રજિસ્ટર પાસે આવી ઊભી, અને અતુલના મોં તરફ જોતી બોલીઃ "આપ પણ ખરા માણસ છો ! નામઠામ પૂછું છું, રજિસ્ટરમાં નોંધું છું, છતાં આપ—"

અતુલે કહ્યુંઃ "મેં ધાર્યું કે આપને ત્યાં ટિકિટ ખરીદનારનાં નામઠામ નોંધી લેવાનો શિરસ્તો હશે."

છોકરી અત્યાર લગી અતુલનો ચહેરો એકીટસે જોઈ રહી હતી. તેણે જણાવ્યુંઃ "દરજીકામ શીખવા જેવો તમારો ચહેરો નથી દેખાતો, એમ તો મને એક વાર થઈ આવ્યું હતું જ. ઠીક, જવા દો એ વાત, આપને કઈ ટિકિટ જોઈએ છે તે કહો !"

એમ કહીને મેજનું એક ખાનું ખેંચી તેમાંથી લૉટરીની ટિકિટોના થોકડા બહાર કાઢીને છોકરી સમજાવવા લાગી—કઈ ટિકિટના કેટલા પૈસા, ગઈ વખતે કોને કેટલું ઇનામ મળ્યું હતું, ટિકિટ ખરીદવાની છેલ્લી તારીખ વગેરે.

રેન્જર્સ ટિકિટના ઇનામનો આંકડો સૌ કરતાં વધારે મોટો હતો. અતુલે કહ્યું: "આમાંની એક ટિકિટ મને આપો ! કેટલા પૈસા દેવાના ?"

"બે રૂપિયા ! લાગે છે કે પહેલાં કોઈ દહાડો આપે લોટરીની ટિકિટ ખરીદી નથી."

"ખરી વાત."

"પણ આ ટિકિટને નીકળતાં વાર લાગશે. રેસની તારીખને પણ હજી અઢી માસ બાકી છે–ત્રણ જ માસ કહો ને ?"

અતુલે બે રૂપિયા આપીને રેન્જર્સની જ એક ટિકિટ ખરીદી.

ટિકિટખરીદીનું કામ પતી જતાં અતુલે દાંડે પડી જવાનું હતું. પરંતુ કંઇક વિચાર આવતાં આમતેમ નજર દોડાવીને તેણે છોકરીને પૂછ્યું : "ટેલરિંગ શિખતાં કેટલા મહિના લાગે ?"

છોકરીએ જણાવ્યું: "એ તો જેની જેવી બુદ્ધિ ! કોઇનો અભ્યાસ છ માસમાં ખતમ થઇ જાય છે, તો કોઈનો આખી જિંદગીમાં પણ પૂરો થતો નથી. કેમ વારુ, શીખવાની ઇચ્છા આપને થાય છે ખરી ? થતી જ હોય તો તો મારી મૂંઝવણ ટળી જાય, નોંધેલાં નામઠામ કાઢી નાખવાની ભાંજગડ ન રહે."

એટલું કહીને હોઠને ખૂણેથી મીઠુંમધુરું હાસ્ય વેરતી વેરતી અતુલના મુખભણી તે તાકી રહી.

અતુલે જવાબ આપ્યો: "શીખવાની ઇચ્છા તો થાય છે. પણ મારે રહેવાજમવા જોગું અહીં સ્થળ નથી."

"કેમ, વીશીમાં રહેજો ને ? અહીં અમારા ઘરની પડોશમાં જ એક વીશી છે."

અતુલે જણાવ્યું : "એક વર્ષની ફી ૨૪ રૂપિયા થાય તે તો જાણે હું એકસામટી આપી શકું, પરંતુ એક વર્ષ વીશીમાં રહેવાખાવાના ખર્ચને પહોંચી શકાય એટલી સિલ્લક મારી પાસે પછી નહિ રહે."

"ઘેરથી મંગાવી લેજો."

"ઘેરથી ?" અતુલે મોં મલકાવી જવાબ આપ્યો : "એમ બની શકે તેમ નથી."

"ત્યારે તો ઘેરથી રીસાઇને ભાગી આવ્યા હો એમ લાગે છે !"

આછું સ્મિત કરીને એ પ્રશ્નનો કંઈજ જવાબ ન દેતાં અતુલ ઊઠીને ઊભો થઇ ગયો.

તે જોઈ છોકરી બોલી ઊઠી : "રહો, જરા ! હું બાપુજીને પૂછી આવું."

અવિનાશબાબુ કને જઇને તે મોટે ઘાંટે બોલી: "જરાક સંચો થોભાવો, બાપા ! એ તો કહે છે કે આ વર્ષની ફીના ૨૪ રૂપિયા તે અગાઉથી આપી શકે એમ છે, પરંતુ—"

પૂરું બોલવા દીધા વગર અવિનાશબાબુ વચ્ચે જ તડૂકી ઊઠયા: "પાવતી આપીને પૈસા ગણી લે ! પૈસા તારી માને ન આપતી હોં, મને જ આપજે !"

"પણ એ તો અહીં આપણે ઘેર જ રહેવાખાવાની ઇચ્છા રાખે છે."

એટલું કહીને છોકરીએ ફરી અતુલના ભણી મોઢું ફેરવીને હસતાં હસતાં પ્રશ્ન કર્યો: "આપ ન્યાતે તો બ્રાહ્મણ ને ?"

અતુલે જણાવ્યું: "હા, બ્રાહ્મણ."

છોકરીએ કહ્યું: "અમે પણ બ્રાહ્મણ છીએ."

અવિનાશબાબુએ આશ્ચર્યથી પૂછયું: "શું અહીં ? આપણે ઘેર ? બ્રાહ્મણનો છોકરો છે ?"

"હા, હા, ચોધરી બ્રાહ્મણ છે."

અવિનાશબાબુએ કહ્યું: "તારી માને પૂછી જો ! અને હાં, તમે જરા સાંભળી લ્યો ! અહીં પાસે આવો !"

એમ કહી ડોકની ઇશારતે અતુલને પોતાની પાસે બોલાવ્યો અને પૂછ્યું: "કેમ રે છોકરા! અમારે ઘેર રહેવાની ઇચ્છા તું કેમ રાખે છે?"

અતુલે જણાવ્યું: "મારી સ્થિતિ એટલી સારી નથી તેથી."

અવિનાશબાબુની પછવાડે પરિમલ ઊભી હતી. તે હસતી હસતી અતુલના મુખ સામે જોઇ બોલી: "જરા મોટે ઘાંટે બોલો! બાપાજીને કાને જરા ઓછું સંભળાય છે."

અતુલ આ વેળા ખૂબ મોટે ઘાંટે બોલ્યો: "કલકત્તામાં રહેવાજોગું સ્થાન મારે નથી."

અવિનાશબાબુએ પોતાની આંખો વતી અતુલને પગથી તે માથા લગી ધારી ધારીને જોઇ લીધો. તે પછી હુંકારો ભણી થોડી વાર ચૂપ રહ્યા. પછી ફરી બોલ્યા: "અમારા ઘરમાં ઘરના છોકરા પેઠે રહેવું પડશે. રોજ વહેલા ઊઠીને હાટબજાર કરવા જવું પડશે. બીજાં પણ નાનામોટાં કામકાજ કરવાં પડશે. થશે તારાથી?"

ડોકું હલાવી અતુલે જણાવ્યું: "હા જી, થઇ શકશે."

અવિનાશબાબુએ હાક મારી: "પરિમલ!"

એટલું બોલી પાછળની બાજુ ડોકું ફેરવી તે જોવા ગયા એટલે અતુલે જણાવ્યું: "એ તો અંદરના ભાગમાં ચાલ્યાં ગયાં."

"હાં, ત્યારે સાંભળો!" અવિનાશ બાબુએ ફરી અતુલ ભણી જોઇ કહ્યું: "આ મારી દીકરી પરિમલ. બીજી એક છે એની મોટી બેન, શતદલ નામની. બન્ને ઉંમરલાયક થઇ ગઇ છે. મારી પાસે તો છાની વાત કંઇ નથી, ભાઇ! તારી ઉંમરના જુવાનને ઘરમાં રાખવાનું સાહસ બહુ ઉચિત તો ન ગણાય. તું પંડે પણ એક વાર મારી પેઠે વિચારી જો. તે પછી જવાબ આપ."

અતુલે કેવો વિચાર કર્યો તે તો કોણ જાણે? પણ જવાબમાં કશું જ ન કહેતાં તે પીઠ ફેરવીને ચાલી જવા માંડ્યો. એવામાં પાછળથી

પરિમલનો અવાજ કાને પડતાં મુખ ફેરવીને ઊભો રહ્યો.

પરિમલે કહ્યું: "સાંભળો. મા તમને બોલાવે છે."

અતુલ પાછો ફર્યો અને પરિમલની પાછળ પાછળ દાદરો ચઢીને મેડા પર ગયો.

પરિમલની માને જોઇને અતુલને પોતાની મા સાંભરી આવી. આબેહુબ તેની પોતાની માના જેવી જ શિકલ લાગતી હતી.

માથું નમાવીને અતુલ ઊભો રહ્યો.

પરિમલની મા બોલી ઊઠી: "વાહવા ! કેવો સરસ છોકરો ! શું નામ ભાઇ, તમારું ?"

"અતુલ."

"અમારી ન્યાતના બ્રાહ્મણ ને ?"

આ પ્રશ્નો જવાબ આપે તે પહેલાં જ પરિમલ તડૂકી ઊઠી: "હા, હા, બ્રાહ્મણ ! મેં કહ્યું'તુંસ્તો ! કેટલી વાર પૂછવાનું ?"

"તો તો સારું ! અમારે દીકરાની ખોટ છે. ભલે, રહેજો !"

અવિનાશ બાબુની પેઠે તેણે પણ સંભળાવી દીધું કે "ઘરના છોકરા પેઠે જ રહેવું પડશે, હોં ?"

અતુલથી હવે ના ભણી શકાઈ નહિ.

કયા ભાગ્યબળે કેવી રીતે આ બનાવ બની ગયો તે તો રામ જાણે, પણ અતુલ અવિનાશને ઘેર જ રહી પડયો. તેના ઘરમાં રહીને તેની જ નિશાળમાં દરજીનો હુન્નર શિખવા લાગ્યો.

માને કાગળ લખી નાખ્યો: "મારી ફિકર કરશો નહિ, બા ! ઘેર પાછા ફરતાં જરા વાર લાગશે."

આખો દહાડો તે મન દઇને દરજીનું કામ શીખતો. રાત્રે પથારીમાં પડયો પડયો વિચારતો: "છ માસ દરજીનું કામ શીખીને એક વાર ઘેર જઇ

આવીશ. વનમાળીની પાસેથી બીજા થોડાક રૂપિયા લઇ પાછો ફરીશ અને એ મૂડીથી નાની સરખી દુકાન માંડીશ. પણ સાધારણ દરજીની દુકાન ચલાવીને માલદાર થવાનો સંભવ ખરો ?" આ પછી વિચારને તે આગળ લંબાવી શકતો નહિ. નશીબમાં લખાયું હશે તેમ થશે એમ કહી છેવટે તે શાંત થઈ જતો.

મહિનામાસમાં જ જણાઈ ગયું કે અતુલની રહેણીકરણી ખરેખર ઘરના છોકરા જેવી જ થઈ ગઈ છે. પરિમલની માને તે 'મા' કહીને જ બોલાવતો. અવિનાશબાબુ તેને ખૂબ જ ચાહવા લાગ્યા.

શતદલ અને પરિમલ નિશાળે ભણવા જાય. નિશાળેથી ઘેર આવીને દરરોજ પરિમલ અતુલને અડાવતીઃ "ચાલો અતુલભાઇ, અમને ફરવા લઇ ચાલો !"

અતુલ કહેઃ "ના."

પરિમલ રોફ કરતીઃ "ના કેમ ? મેં જ તમને અહીં રખાવી આપ્યા છે, યાદ છે ને ? મારી જ વાત કાને ધરવાની ના પાડો છો ?"

પરિમલ બોલવા જતી તો ઠાવકે મોઢે, પણ અધવચ તેનાથી હસી પડાતું..

અતુલ કહેતોઃ "આ શી ટેવ, પરિમલ ? જાઓ, હાર્મોનિયમ વગાડી કંઈ ગીતબીત ગાઓ !"

"હા, હું ગાઉં ને તમે સાહેબ અહીં બેઠાં બેઠાં સાંભળો, ખરું ને ? ના, એ વાત નહિ બને અતુલભાઇ, તમે ઊઠો !" એમ કહીને પરિમલ અતુલનું બાવડું પકડીને તેને ઘસડી જતી.

અતુલ કહેઃ "મા વઢશે હોં, પરિમલ !"

પરિમલ જવાબ આપતીઃ "તમને માની ધાક ભલી લાગે છે ! તમે

આટલા બધા બીકણુ ક્યાંથી, અતુલભાઇ ?"

એમ બોલતી અતુલને ઘસડતી ઘસડતી તે ઘર બહાર નીકળી આવતી, અને પછી કહેતી : "ઊભા રહો ! હું જરા માને કહેતી આવું. પછી આપણે જઇએ."

અતુલ મૂગે મોઢે ઊભો થઇ રહેતો.

પરિમલની મા ડોકું બહાર કાઢીને કહેતી : "તો જાઓ, બેટા ! એમને જરા બહાર ફેરવી આવો !"

હવે અતુલને ગયા વગર છૂટકો જ ન રહેતો.

## [ ૨૦ ]

ફરવા ગયાં ત્યાં વાતચીતમાં એક દહાડો પરિમલે પૂછી નાંખ્યું : "એક વાત હું તમને ઘણા વખતથી પૂછું પૂછું કરું છું, પણ પૂછી શકાતી નથી. કહી નાખું ?"

અતુલે સામો સવાલ કર્યો : "એવી તે શી વાત છે કે કહેતાં પહેલાં રજા લેવી પડે ?"

"હા જી, એવી જ બહુ ગંભીર વાત છે. તમે પરણેલા છો કે કુંવારા ?"

પ્રશ્ન સાંભળી અતુલ હસી પડયો ને બોલ્યોઃ "બસ, આ જ વાત ?"

પછી અતુલે જવાબ દીધો : "પરણેલો છું."

પરિમલ બોલતી બંધ થઇ ગઈ.

અતુલે પૂછયું : "કેમ ચૂપ થઈ ગયાં ? કહો બીજું જે કંઇ કહેવું હોય તે."

પરિમલ એકાએક હસી પડી ને બોલી : "તમારી વહુ તો બહુ રૂપાળી હશે, નહિ ?"

શતદલ બહુ ઓછું બોલતી હતી. છતાં પરિમલના બરડા પર

ધબ્બો મારી તે બોલી ઊઠીઃ "આ તે કેવું પૂછે છે, પરિમલ ? દિવસે દિવસે તું છેક નફફટ બનતી જાય છે ! સિરિયસનેસ–ઠાવકાઈ તારામાં ક્યારે આવશે ?"

પરિમલે ફટ દેતુંક ને સુણાવી દીધું: "ખબર છે મોટી બેન, કે નાની ઉંમરમાં 'સિરિયસ' થઇએ તો વહેલાં ઘરડાં થઇ જવાય ? તમને ડોશીમા બનતાં હવે વાર નથી. હાં ! બોલો અતુલભાઇ, મારા સવાલનો જવાબ આપો."

અતુલે કહ્યું: "હા, રૂપાળી છે. પણ હવે બીજી કોઇ વાત તમારે કરવાની નથી ?"

પરિમલે કહ્યું: "છે ને !"

"ત્યારે તે જ કહો ને ?"

"કહું છું. કહો જોઇએ અતુલભાઇ, તમારી વહુ કેવીક રૂપાળી છે, મારી આ મોટી બેન કરતાં પણ વધારે ?"

અતુલે સામો સવાલ કર્યો: "ત્યારે તમારા મનમાં શું એમ છે કે તમારી મોટી બેન એટલે પૃથ્વી પરની પરમ રૂપસુંદરી છે ?"

એમ કહીને શતદલ ભણી નજર ફેરવીને અતુલ બોલ્યો: "બસ, કાલથી હવે તમારી સાથે ફરવા આવવાનો નથી."

શતદલની મા હેમાંગિનીએ એક દહાડો વાત ઉપાડી: "છોકરીઓનાં લગનની વ્યવસ્થા હવે કયાંક કરો !"

અવિનાશબાબુએ જવાબ આપ્યો: "હા, વિચારમાં જ છું. પણ શું કરવું ? પૈસાની જોગવાઈ થવી જોઈએ ને ?"

હેમાંગિનીએ કહ્યું: "મને લાગતું હતું કે અતુલ કુંવારો છે."

અવિનાશબાબુએ સાંભળ્યું હોય એમ ન લાગ્યું. એટલે હેમાંગિનીએ

હસતાં હસતાં પોતાનું મોઢું તેમના કાન પાસે લઇ જઇને મોટે ઘાંટે કહ્યું: "અતુલ આવ્યો ત્યારે મને લાગેલું કે એક છોકરીને એની સાથે ઠેકાણે પાડી દેવાશે. પરંતુ એ તો પરણી ગયેલો છે."

અવિનાશબાબુ બોલ્યા: "છોકરો બહુ મઝાનો છે."

હેમાંગિનીએ કહ્યું: "પરંતુ હવે તો છોકરીઓને કુંવારી ન રાખી શકાય."

અવિનાશબાબુ: "કોણ નિશાળે ન જાય? મોટી કે નાની?"

"માથું તમારું! નિશાળની વાત હું ક્યાં કરું છું? કહું છું કે છોકરીઓને હવે પરણાવી દીધા વગર ચાલે તેમ નથી."

"હં!" કહેતાં અવિનાશબાબુ કંઇક વિચારમાં પડી ગયા. પછી થોડી વારે બોલ્યા: "તેથીસ્તો કહું છું કે ગમે તેને તો પરણાવી ન દેવાય! કલકત્તામાં આજકાલ કેટલી યે મોટી ઉંમરની છોકરીઓને કુંવારી રાખે છે, એટલું જ નહિ પણ તેમને ઘરમાં ગોંધી ન રાખતાં નિશાળમાં ભણવા યે મોકલે છે."

હેમાંગિનીએ કહ્યું: "ભણે તો બધી યે છે. પણ પછી તો બધીઓને સાસરે જઈને ચૂલો સંભાળવો પડે છે અને બાળકો ઉછેરવાં પડે છે."

અવિનાશબાબુ આમાંનું કશું જ સાંભળી શકયા નહિ, સાંભળવાનો પ્રયત્ન પણ એમણે કર્યો નહિ. રાત બહુ થઇ ગઇ હતી. એટલે પાસું ફેરવીને બોલ્યા: "ઊંઘી જાઓ, હવે!"

## [ ૨૧ ]

મહામાયા ઉપર અતુલ માત્ર કાગળ જ લખતો રહ્યો. લગભગ છ માસ પૂરા થવા આવ્યા, છતાં એકે વાર તે ઘર ભણી ફરકયો નહિ.

એક દહાડો સાંજે અતુલ પોતાના ઓરડામાં બેઠો બેઠો કાતર વડે એક કબજો વેતરતો હતો. તે વખતે હળવે પગલે પરિમલ ત્યાં દાખલ થઇ.

અતુલ નીચું ઘાલીને કાપડ વેતરવામાં મશગૂલ હતો, એટલે પરિમલ આવ્યાની તેને ખબર ન પડી. પરિમલે બિલ્લીપગે અતુલની પાછળ જઇને 'એઇ !' કરીને બૂમ પાડી. અતુલે ચમકીને પાછળ જોયું તો પરિમલ ઊભીઊભી ખીલખીલ હસતી હતી. હસતાં હસતાં જ તે બોલી: "તમે તો ખરા બીકણ, અતુલભાઇ ! એટલામાં કેટલા ચમકી ગયા ?"

મોં મલકાવી ફરી પાછું કાપડ વેતરવામાં અતુલે ધ્યાન પરોવ્યું. તેમ કરતાં પૂછ્યું: "કંઇ કહેવું છે ?"

પરિમલે જણાવ્યું : "ના. એ તો મારો કબજો થયો કે નહિ તે જોવા આવી'તી."

અતુલ બોલ્યો : "આપ્યો છે તો સવારે !"

પરિમલે પૂછ્યું : "દરજીની દુકાન કાઢવાનું કહેતા હતા તેનું શું થયું ?"

અતુલે જવાબ આપ્યો : "તમારી લૉટરીની ટિકિટ પાકે તો ખરી !"

"ઓ મા ! તમે તો ત્યારે લોટરીના ઇનામની આશાએ બેસી રહ્યા લાગો છો ? ત્યારે તો દુકાન નીકળી રહી! બાપુજી આજે પાંચ પાંચ વર્ષ થયાં ટિકિટો વેચે છે, પરંતુ અમારે ત્યાંથી ટિકિટ ખરીદનાર પૈકી એકે જણનું ઇનામ હજી લગી તો લાગ્યું નથી !"

"તો પછી ટિકિટ વેચવાનું બંધ કરી દેવું જોઈએ."

પરિમલ ફરીથી ખડખડ હસી પડી. હસતાં હસતાં જ બોલી : "બાપુજી શું કહે છે તે જાણો છો, અતુલભાઈ? કહે છે કે અમારા જેવા ગરીબનો આધાર આ લોટરીની ટિકિટ પર જ છે. કોઇ વાર ભારે ઇનામ લાગી જાય તો છોકરીઓને પરણાવી દેવાય."

"ત્યારે પૈસાને અભાવે તમારાં લગન નથી થઇ શકતાં, એમ ?"

પરિમલ એકાએક ગંભીર બની ગઈ. પછી બોલી: "તો પણ દરજીકામની નિશાળ ચલાવીને અમારું ભરણપોષણ કરે છે એ કંઇ ઓછું છે ? અમારી કને કંઈ કરતાં કંઇ જ નથી, અતુલભાઇ ! દેશમાં તો માથું

મૂકવા સરખું ખોરડું સુદ્ધાં નથી !"

આટલું બોલીને પરિમલે એક લાંબો નિસાસો નાખ્યો અને ઊભી ઊભી કંઈક વિચારવા લાગી. કાપડ વેતરતાં વેતરતાં અતુલે પૂછ્યું: "ગળું 'વી' કટનું રાખું ને ?"

"તમને જે ગમે તે રાખો." એમ કહીને પરિમલ તેની નજીક જઇને બોલી: "અમારી નિશાળમાં એક બુઢ્ઢો શિક્ષક હતો, અતુલભાઈ! પરમ દહાડે રાત્રે એકાએક ખબર પડી કે તે મરણ પામ્યો છે. એ બિચારાને મોટી મોટી છોકરીઓ છે. તેમાંથી એકેયને બિચારો પરણાવી શકયો નથી. છોકરો એકે નથી. સગુંસંબંધી પણ કયાંય કોઈ નથી. દેશમાં ઝૂંપડું સરખું નથી. વીમોબીમો ઉતરાવેલો નથી. ઊલટું માથાડૂબ દેવું છે. હવે કહો જોઇએ, આ છ છોકરીઓને લઇને વિધવા મા કયાં આશરો લે? તે આખી રાત મને ઊંઘ ન આવી. આખી રાત માત્ર એ જ વિચાર—"

"માત્ર વિચાર કર્યે શું વળે, પરિમલ ? બંગાળામાં આવી પરિસ્થિતિ તો સેંકડે નવ્વાણું જણની છે." એમ કહી ડોકી ઊંચી કરી અતુલ તેના મુખ સામે જોઈ રહ્યો. જે છોકરી સારો ય દિવસ હસવાખેલવામાં અને ઠઠ્ઠામશ્કરી ઉડાવવામાં જ પોતાનો વખત ગાળતી, તેને પણ આવા ગંભીર વિચાર આવી શકે, એ તો અતુલની કલ્પનામાં ય નહોતું. જોયું તો પરિમલનું મોઢું છેક ઊતરી ગયું હતું. ઉદાસ ચહેરે હજી પણ તે કંઇ વિચારી રહી હતી. તેને બોલાવવા ખાતર અતુલ બોલ્યો: "કોઈની પાસે કંઇ જ નથી, ત્યારે કો'કની પાસે એટલું બધું છે કે તેનો વ્યય કેમ કરવો તે તેમને સમજાતું નથી. દુનિયાની એ કેવી ફજેતી ?"

પરિમલ એવી જ રીતે નીચી મૂંડીએ ઊભી રહી બોલવા લાગી: "હું પોતે શું કરીશ તે જાણો છો, અતુલભાઈ ? હું લગન કરીશ જ નહિ. હજી પણ ભણ્યા જ કરીશ. ભણીને કમાઇશ. તમે મનમાં હસો છો, નહિ અતુલભાઇ ?"

"ના રે! હસું શું કરવા? સારો વિચાર છે. આપણા દેશમાં છોકરીઓ કમાવા માંડે તો તો સંસારના અનેક કોયડા ઊકલી જાય!"

પરિમલે પ્રશ્ન કર્યો: "વારુ, અતુલભાઇ! દેશમાં તમારે તો ઘરબાર વગેરે છે, ખરું ને?"

અતુલે જણાવ્યું: "છે."

"જમીનજાગીર છે?"

"છે."

"જમીનમાં અનાજ પાકે છે?"

"પાકે છે."

"વારુ, ત્યારે તમારા ગામમાં અમે લોકો એક માટીનું ઝૂંપડું બાંધી થોડીક જમીન ખરીદીને રહીએ તો કેવું? ખાવાપીવાની વિટંબણા તો ટળી જાય ને?"

અતુલે કહ્યું: "બહુ સારો વિચાર છે. એક વાર તમને બધાંને હું ગામ લઈ જઇશ."

"હે! સાચે જ?" એમ કહેતાંકહેતાંમાં તો પરિમલનો ચહેરો આનંદથી ખીલી ઊઠયો. ઉમળકાભેર તે બોલી: "ચાલો, ત્યારે માને આ ખુશખબર કહી આવું."

એમ કહીને મા આગળ વાત કરવા તત્કાળ તે ખંડની બહાર પરિમલ નીકળી ગઇ.

અતુલ ફરી પાછો નીચું ઘાલી પોતાની કાતર ચલાવવા લાગ્યો. એટલામાં વળી પાછી પરિમલ આવી પહોંચી અને બોલી: "વાતમાં ને વાતમાં હું કહેવાનું ભૂલી ગઇ અતુલભાઇ, કે આજે મારે હાથે તમારો એક ભારે અપરાધ થયો છે. કહો, ક્ષમા કરશો? ગુસ્સે તો નહિ થાઓ ને?"

હસતાં હસતાં તેના મુખ સામું ભાળી અતુલે પૂછ્યું: "શો અપરાધ કર્યો છે? કહી નાખો!"

"કહું છું." એમ કહી પરિમલ તેની સોડમાં જઇ બોલી: "તમારા નામનું એક પરબીડિયું મારે હાથે આજ ફૂટી ગયું છે."

"ઓહો! એમાં તે શો મોટો અપરાધ થઇ ગયો? લાવો એ પરબીડિયું."

પરિમલે ઉમેર્યું: "મને થયું કે તમારી વહુનો પત્ર હશે. પરંતુ ઓય મા! ખોલીને જોઉં છું તો તમારી બાનો પત્ર નીકળ્યો!"

એમ બોલી એણે છાતી આગળ કબજામાં સંતાડેલું પરબીડિયું ખેંચી કાઢી અતુલના હાથમાં મૂકયું અને કહ્યું: "લ્યો, વાંચી જુઓ."

પત્ર છેક જ ટૂંકો હતો. મહામાયાએ લખ્યો હતો. વાંચી જતાં બહુ વાર લાગી નહિ.

કાગળ વાંચી લઇને ફરી પાછો અતુલે પરબીડિયામાં મૂકી દીધો.

પરિમલે પૂછ્યું: "એક વાત કહું, અતુલભાઇ?"

"કહો, શી વાત?"

પરિમલે પૂછ્યું: "તમે શું બીજું લગન નહિ જ કરો?"

અતુલ સમજી ગયો કે માનો કાગળ એણે વાંચી લીધો છે. એટલે બોલ્યો: "એ બહુ લાંબી વાત છે, પરિમલ! તમારે સાંભળવા જેવી નથી."

પરિમલે પૂછ્યું: "તમારે માજણી બેન નથી. પરંતુ ધારો કે મારા જેવી કોઇ બેન હોત, તો તેની આગળ તમે પેટ ખોલત કે નહિ?"

અતુલનું મન આ પ્રશ્નથી પલળી ગયું. એણે બધી જ વાત અથેતિ પરિમલને કહી સંભળાવી. રાય અને ચોધરી કુટુંબો વચ્ચેના વિખવાદથી માંડીને તે અતુલનું કલકત્તા આવીને દરજીકામ શીખવા માંડયા સુધીનું બધું વર્ણન સાંભળીને પરિમલ થોડીક વાર તો અવાક્ બની જઇ અતુલના

ચહેરા સામે ટગર ટગર જોઈ રહી. પછી બોલી: "આ તો ખરેખર એક નવલકથા જેવી ઘટના છે, અતુલભાઇ! ત્યારે તો તમારે બીજું લગ્ન કરવું જ જોઇએ. બોલો, શી મરજી છે?"

અતુલે જણાવ્યું: "મને તો કંઇ જ સમજાતું નથી, ભાઇ! કરવું કે—"

એ જ વખતે બારણા આગળ હેમાંગિની આવી પહોંચી અને બોલી: "કેમ રે પરિમલ! આજે તારા તડાકા કંઇ ખૂટતા જ નથી ને? ખાઇશ કયારે? ચાલો, ભાઇ અતુલ, ખાવા ચાલો!"

અતુલે જવાબ આપ્યો: "આવું છું, મા!"

પરંતુ તે પહેલાં જ પરિમલ ઓરડામાંથી બહાર નીકળી પડી. માને બાજુની એક ઓલીમાં ઘસડી જઇને ધીમે સાદે પૂછી જોયું: "મોટીબેનને અતુલ સાથે પરણાવી દઇશું, મા?"

હેમાંગિનીએ અચંબા સાથે વળતું પૂછયું: "એ કેવી વાત? એનું લગન તો એક વાર થઇ ગયું છે ને?"

પરિમલે તેને તોડી પાડી: "ના, નથી થયું. એ ભાંજગડમાં તારે ઊતરવાની જરૂર નથી. પહેલાં કહી દે કે પરણાવવાની તારી મરજી છે?"

હેમાંગિનીએ ઉત્તર વાળ્યો: "મરજી કેમ ન થાય? અહા! કેવો સરસ મૂરતિયો!"

"વારુ ત્યારે, તું તારે મૂગી રહેજે. કશું ન કહીશ અતુલને કે કશુંય નહિ મોટીબેનને!"

એટલું કહીને ઝડપથી તે પોતાના ઓરડામાં દોડી ગઈ અને એક કાગળ લખવા બેસી ગઈ.

## [ ૨૨ ]

સાતઆઠ દિવસ પછી અતુલ એક દહાડો નીચેના ખંડમાં અવિનાશ

બાબુ સાથે કામમાં રોકાયલો હતો. એવામાં ચાકર રામચન્દ્રે હાક મારીઃ "અતુલભાઇ ?"

સંચો ચલાવતાં ચલાવતાં અતુલે પૂછયુંઃ "કેમ, શું છે ?"

રામુએ જણાવ્યુંઃ "મા તમને બોલાવે છે. એક વાર ઉપર આવી જાઓ."

સંચો છોડીને અતુલ એકદમ બીજે માળે ગયો અને જુએ છે તો તેના અચંબાનો પાર ન રહ્યો. પુરન્દરપુરથી મહામાયા આવી હતી અને સાથે વનમાળી પણ!

અતુલે સાશ્ચર્ય પૂછ્યુંઃ "તું અહીં કેમ આવી, બા ?"

વનમાળી તરફ જોઇને પૂછયુંઃ "તમે લઇ આવ્યા લાગો છો ! ભલા માણસ છો ને ?"

વનમાળી ઘરડું પાન હતો. ટ્રેનના આખા રાતના ઉજાગરાથી તે હેરાન થઇ ગયો હતો. એટલે શેતરંજી પર ભીંતને ટેકીને આંખો મીંચી તે આરામ લેતો હતો. અતુલનાં વેણ સાંભળીને તે બેઠો થયો અને મોઢું મલકાવી બોલ્યોઃ "હું તો ઘરડો થયો. લઢવુંવઢવું હોય તો પછીથી તેમ કરજો ! પહેલાં ચાપાણીની ગોઠવણ થવા દો, પછી કહીશું કેમ આવ્યાં તે !"

ચાનો પ્યાલો અને નાસ્તો લઇને પરિમલ હસતી હસતી આવી પહોંચી. વનમાળી આગળ તે રાખી દઈને અતુલ ભણી નજર કરી પૂછ્યુંઃ "તમે ફરી ચા લેશો, અતુલભાઇ ?"

અતુલે કહ્યુંઃ "ના."

"તે મેં એવો શો અપરાધ કર્યો છે કે મારી સામું આમ મોં ચઢાવો છો ?"

"ના, ના. મારે ફરી ચા નથી પીવી. તમે તમારે જાઓ !"

મહામાયા હેમાંગિની નજીક જ ઊભાં હતાં. તેમની પાસે પહોંચીને પરિમલ બોલીઃ "કેમ જોઈ લીધો ને આપના દીકરાને ? બસ, દીકરાએ

જોઈ લીધી માને, અને માએ જોઈ લીધો દીકરાને ! હવે આપને પાછા ફરવાની ટ્રેન કઈ, મા ? ખાવાપીવા જેટલો સમય તો રહેશે ને ?"

હેમાંગિનીએ રીસ દેખાડી: "આ છોકરી તો ભારે બટકબોલી છે !"

પછી મહામાયા ભણી જોઇ કહ્યું: "ચાલો, ચાપાણી કરી લઇએ. બચકાંપોટલાં ખૂણામાં મૂકી દો. અતુલ, જાઓ ભાઇ, નીચે કામે લાગી જાઓ !"

એમ કહીને ત્રણે જણીઓ ત્યાંથી ચાલી ગઇ.

વનમાળી ચા પીતો પીતો એ દિશામાં તાકી રહ્યો હતો. તેણે હવે અતુલને પોતાની પાસે બોલાવી લઈને કાનમાં પૂછયું: "આ લોકો શું બ્રહ્મોસમાજી છે ?"

અતુલે કહ્યું: "ના, બ્રાહ્મણ !"

"ત્યારે તો અહીં રહે છે અને ખાયપીએ છે તેમાં વાંધા જેવું નથી. તમારો કાગળ મળતાં જ માએ કહ્યું કે 'ચાલ, મારી સાથે તારે આવવું પડશે.' મેં કારણ પૂછયું તો કંઈ જ કહ્યું નહિ. ઘણા દહાડાથી તને જોયો નહોતો. માનું મન. ગુસ્સો ન લાવીશ, અતુલ ! કાલિઘાટવાળી માતાજીનાં દર્શન કર્યે આજ કંઈ નહિ તો—"

વનમાળીને બોલતો અટકાવીને અતુલ બોલી પડયો : "પણ મેં માને હમણાં તો કાગળ લખ્યો જ નથી !"

વનમાળીએ આશ્ચર્ય દર્શાવ્યું: "લખ્યો છે ને, કેમ વારુ ? પરબીડિયું આવેલું અને તે મેં મારે હાથે જ માને પહોંચાડેલું !"

"એ કાગળ તમે પોતે વાંચી જોયો હતો ?"

"ના."

અતુલ હવે વનમાળીની સોડમાં જઇ બેઠો. પૂછયું : "ત્યાંની ખબરો કેવીક છે, સરકાર મહાશય ?"

"કયાંની ખબર પૂછે છે, તારાં સાસરિયાંની ?"

"હા !"

"એ વાત મને શાને પૂછે છે? એ તો તું સારી પેઠે જાણે છે."

એટલું કહીને વનમાળી ગંભીર મોઢે પ્યાલામાં બાકી રહેલી ચા પૂરી કરવા લાગ્યો. એમ કરીને એણે એવો ભાવ દર્શાવ્યો કે એ લોકો સંબંધી તે કંઇ જ કહેવા ઇચ્છતો નથી.

પણ અતુલને ય કંઇ વિશેષ બોલતો ન જોઈને આસ્તે રહીને વનમાળી જ ફરી બોલ્યોઃ "ચોધરીઓનું જે અપમાન અશ્વિને કર્યું છે તેનો બદલો જો ન લઇ શકાય તો બહેતર છે કે પુરન્દરપુરને રામરામ કરીને આપણે બીજે કયાંક જઇને વસવું."

અતુલે પૂછ્યું: "હું બીજું લગન કરું તેથી બદલો વળી જશે એમ તમે કહેવા માગો છો ?"

"ખચીત !"

અતુલ મૂગે મોઢે કંઈક વિચારવા લાગ્યો.

વનમાળી ટહૂકયોઃ "બદલો લેવાયો હોત, જો તમે વહુને પિયરથી પરાણે ઘસડી લાવી શકયા હોત તો. પણ એ તો બની શકયું નહિ. એટલે પછી અપમાનમાં બાકી શું રહ્યું? સાંભળો છો ?"

અતુલ ધીરેધીરે ઊઠી ઊભો થયો અને બોલ્યોઃ "તમે હવે જરા આરામ કરો, સરકાર મહાશય! હું આવું છું."

"હવે શું કરવા ધાર્યું છે ?"

"મને હજી પણ થોડા વધારે પૈસાની જોગવાઈ કરી આપી શકો તો એક નાનકડી દુકાન ખોલવાનો વિચાર રાખું છું. પણ તમારી આગળ વધારે પૈસાની માગણી કરતાં મને શરમ આવે છે."

વનમાળીએ ટકોર કરીઃ "પરણી જા ! જા, પરણે તો દુકાન કાઢવાના પૈસા મારે જરૂર આપવા !"

અતુલ હસી પડયો. હસતાંહસતાં એણે પૂછયું: "અને ના પરણું તો નહિ આપો ?"

"ના, સાફ ના !" એમ કહીને વનમાળીએ આંખો બંધ કરી થોડી વાર વિચાર કર્યા પછી પૂછયું: "અહીં તમાકુ ન મળે ?"

"મળશે. હું મોકલી આપું છું."

"રામચંદ્ર ! અરે રામુ !" એમ હાક મારતો અતુલ ત્યાંથી ચાલ્યો ગયો.

પેલી તરફ હેમાંગિનીને રસોડામાં મોકલી દઇને પરિમલે મહામાયા તરફ ફરીને કહ્યું: "આપ મારી સાથે ચાલો. પહેલાં નાહીધોઇને સ્વસ્થ બનો. પછી વહુને જુઓ !"

મહામાયા આછું સ્મિત કરીને નાહવાની ઓરડીમાં પેઠી. એટલે પરિમલ દોડતી શતદલને ઓરડે પહોંચી ગઈ. આજ તેની દોડાદોડી અને ધમાલ સૌના કરતાં વિશેષ હતાં.

શતદલ અરીસા પાસે ઊભી ઊભી ચોટલો હોળતી હતી. પરિમલ ઓરડામાં દાખલ થતાં જ તેનું પ્રતિબિંબ અરીસામાં પડ્યું, તે જોતાં જ શતદલ ટહૂકી પડી: "સવારની આમ ઘૂમાઘૂમ કરે છે તે એ લોકો શું ધારશે, કહે જોઉં ?"

હસતીહસતી પરિમલ મોટીબેનની પાસે પહોંચી ગઇ અને એના હાથમાંથી કાંસકો ખૂંચવી લઈને તેનો ચોટલો હોળવા માંડયો. હોળતાં હોળતાં જ બેનના પ્રશ્નનો જવાબ દઈ દીધો: "મારે કયાં એમની વહુ બનવું છે કે એમનાથી બીવાનું હોય ?"

એમ કહીને શતદલના કાનમાં એણે ધીમેથી કહેવા માંડ્યું: "તમારો અંબોડો આજે એવો તો સરસ લઈ આપું કે જોનારાં છક થઇ જાય. પછી લાલ રંગની સાડી પહેરી લેજો ! મારું પેલું શેલું કાઢી દઉં ?"

શતદલે કહ્યું : "ના."

પરિમલે પાછું સુણાવ્યું : "તે પછી તમે એક કામ કરજો, મોટી-બેન! સાડીકબજો પહેરી માની પાસે રસોડામાં જઇને બેસજો!"

"બહુ સારું, ના જોઇ હોય તો મોટી દાદી! તું તારે જા અહીંથી."

એમ કહીને શતદલ છાનું છાનું હસવા લાગી.

આરસામાં એનું પ્રતિબિંબ જોઈને પરિમલે સવાલ કર્યો : "શું હસો છો, મોટીબેન?"

શતદલે કહ્યું : "કપાળ તારું! તું ટળ અહીંથી!"

"ના, એ તો તમારે કહેવું જ પડશે, મોટીબેન, કેમ હસ્યાં?"

શતદલે છણકો કર્યો: "મૂઈ રે તું! એટલુંયે નથી સમજતી કે શૉકનું સાલ છે!"

"તે છોને શૉક રહી!"

"ખાસ્સી વાત! તું યે ખરી કંઇની! ઊભા રહેજે ને! તને પણ એક ભૂંડી શૉક ન લાવી દઉં તો!"

પરિમલે સુણાવી દીધું: "તે મને કંઈ શૉકની બીક લાગતી નથી, હો કે મોટીબેન!"

શતદલે સામે ટહૂકો કર્યો: "હા! ન જોઇ હોય તો મોટી શૉકથી ન ડરવાવાળી! શૉકથી ન બીએ એવી કઠણ કાળજાવાળી સ્ત્રી તો—"

તેને પૂરું બોલવા ન દેતાં હસતાં હસતાં પરિમલે પોતે જ કહી નાખ્યું: "વાહ રે ભાઇ વાહ! સામા પક્ષનું લાવલશ્કર છે નહિ, તોપો-બંદૂકો છૂટતી નથી, અને એવું યુદ્ધ જીતવા તમારે જવાનું છે! અરે! દેશની રાણી થઇ બેસશો, રાણી! લહેર જ લહેર!"

શતદલ સાડી બદલતી હતી. હસતી હસતી તે બોલી: "યુદ્ધમાં તને મારો સેનાપતિ બનાવીશ. મારી એકલીથી—"

"અરે! બધું ય બની શકશે, મોટીબેન! લ્યો ત્યારે, તમે તૈયાર થઈને આવી પહોંચો. હું જાઉં છું." એમ કહીને પરિમલ ત્યાંથી બહાર નીકળી ગઈ.

સ્નાનપૂજા પરવારી લઈને મહામાયાએ પરિમલને પોતાની પાસે બોલાવી પૂછ્યું: "તમે મને કાગળ લખ્યો, તે અતુલ જાણતો નથી?"

પરિમલે જણાવ્યું: "ના."

મહામાયાએ સૂચવ્યું: "જાઓ ત્યારે, તમારી મોટીબેનને હવે મારી પાસે લઈ આવો!"

પરિમલ તૈયાર જ હતી. તરત જ રસોડામાં પહોંચી ગઈ અને બોલી: "ચાલો મોટીબેન! તમારાં સાસુજી બોલાવે છે."

હેમાંગિની તડૂકી: "છિઃ! આવું તે કહેવાય, પરિમલ? સગપણ નક્કી થયા પહેલાં ગમે તેમ બોલાય ખરું કે?"

પરિમલે છણકો કર્યો: "તારે તો બોલવું જ નહિ, મા! મારી ખાતરી છે કે બેન ત્યાં ગોઠવાઈ જશે જ."

"ચાલ, હું પણ આવું છું." એમ કહીને હેમાંગિની પણ શતદલની સાથે ચાલી.

શતદલ પ્રણામ કરીને ઊભી થઈ, એટલે મહામાયાએ તેને પગથી માથા સુધી ધારી ધારીને જોઈ લીધી. પછી હાથ પકડીને પોતાની પાસે બેસાડતાં કહ્યું: "હું તને કેટલીક વાત પૂછું, તેનો જવાબ આપીશ ને?"

પરિમલ બોલી ઊઠી: "મોટીબેન નહિ આપે તો હું આપીશ."

મહામાયાએ જણાવ્યું: "ના, ના, તારે તો અહીંથી જતાં રહેવું પડશે."

પરિમલે પોતાની મા સામે જોઈને કહ્યું: "મા ભલે જાય, હું તો નહિ જાઉં."

હેમાંગિની સાચે જ ચાલી ગઈ. પરિમલ બારણાં ઢાંકી આવીને

મહામાયાની પાસે બેસતાં બોલી: "કહો હવે, શું પૂછો છો?"

મહામાયાએ શતદલનું મુખ ઊંચું કરીને કહેવા માંડયું: "મારા અતુલને એક વાર તો મેં પરણાવેલો છે. પણ એ વહુ કેમે કરતાં ઘેર આવતી નથી. તેથી બીજા લગન કરવાની હું ઇચ્છા રાખું છું. તને જો જરા ય વાંધો હોય તો તે સ્પષ્ટ જણાવી દે!"

પરિમલે ચટ દેતોક જવાબ દીધો: "વાંધો નથી. હું કહી દઉં છું!"

મહામાયાએ વાંધો લીધો: "એને જ બોલવા દે. પરિમલ! તને વાંધો ન હોય, પણ તારી મોટી બેનને—"

શતદલ ઊંધું ઘાલીને કંઇક વિચારતી લાગી.

મહામાયાએ આગળ ચલાવ્યું: "એ વહુ માટે પણ મારો જીવ કંઈ ઓછો બળતો નથી. પણ શું કરું? છોકરાને મારે બીજી વાર પરણાવવો જ પડે તેમ છે. એ બધી વાત અત્યારે તને કયાં કરવા બેસું? પછી તું બધું જ જાણી શકીશ."

પરિમલે કહી નાંખ્યું: "મને બધા જ ખબર છે. તેથી જ કહું છું કે મોટીબેનને એનો વાંધો મુદ્દલ નથી."

"તારું પણ શું એમ જ કહેવું છે?"

શતદલે સહેજ માથું હલાવી પોતાની મૂગી સંમતિ દર્શાવી.

## [ ૨૩ ]

શતદલની સાથે પોતાનું સગપણ થશે એવી સ્વપ્નામાં પણ અતુલને કલ્પના નહોતી. પરંતુ કોણ જાણે કેવી રીતે એ વાત બની ગઇ તેની એને કંઇ જ સમજણ પડી નહિ. ઊંડા ઊતરીને તપાસ કરવાનો વખત પણ એને મળ્યો નહિ. કોઇ પણ જાતની વિધિ, કોઇ પણ જાતનો ઠાઠ, કોઈ પણ જાતનાં વાદ્ય કે વિવાહ વખતના કોલાહલ વગર શતદલની સાથે અતુલનો વિવાહસંબંધ નકકી થઇ ગયો. આ ઘેર વિવાહનો પ્રસંગ છે

એવા કશાં જ ચિહ્નનો સાવ અભાવ હતો.

આ ઘટનાના મૂળમાં કોણ રહ્યું છે એની ખબર આટલે દહાડે અતુલને પડી તો અવશ્ય ગઇ; પણ હવે ખબર પડે કે સમજ પડે તેથી લાભ શો ?

અવિનાશબાબુના દરજીવિદ્યાલયમાં આઠ દહાડાની રજા પડી. મોટી છોકરીનું સગપણ નક્કી થઇ જવાથી અવિનાશબાબુના હૈયાનો ભાર ઘણે અંશે ઓછો થઇ ગયો. એટલે હવે નિરાંત જીવે તેઓ રાત ને દહાડો હુક્કો ગગડાવવા લાગ્યા. બુઢ્ઢા વનમાળીમાં જુવાનીનો જુસ્સો આવી ગયો. એનો આનંદ બીજાં બધાંના કરતાં ટપી જતો હતો.

પરિમલ પણ કોઇથી ઊતરે તેવી નહોતી. એ એકલી સૌને ટપી જતી.

લગ્નપ્રસંગને લગતી તમામ વ્યવસ્થા કેડ બાંધીને એણે એક-લીએ જ કરી દીધી. લગ્નવિધિ પતાવતાં ગીતો ગાવામાં, હાસ્યની છોળો ઉડાડવામાં અને નિશાળની આમંત્રિત બેનપણીઓ સાથે મોટીબેનનું શયનગૃહ ગજાવી મૂકવામાં પણ એનો નંબર પહેલો આવ્યો. કોઈ પણ વાતમાં એ પાછી પડી નહિ કે થાકતી જણાઇ નહિ.

લગ્ન પછીની ખુશાલીમાં દશ દિવસો જોતજોતાંમાં વીતી ગયા. મહામાયાએ હવે વરવહુ સાથે દેશમાં પાછા ફરવાની મરજી દેખાડી.

વનમાળીનો વિચાર માત્ર વહુને એકલીને જ લઈને દેશમાં જવાનો નહોતો. એની ઇચ્છા તો વહુનાં માબાપ અને બેનના સથવારા સાથે ખૂબ ધામધૂમ સાથે રાયના દરવાજા પર રહીને ઘરભેગા થવાની હતી. અશ્વિન જુએ, એની સ્ત્રી પણ જુએ કે કેવી ખૂબસૂરત વહુ લઈ આવ્યાં છે !

પરિમલ પણ અતુલના વતનમાં જવાને તલપાપડ થઈ રહી હતી. પરંતુ અતુલે હાલ તરત કોઇને પણ લઈ જવાની ના પાડી કહ્યું: "ના બા, હાલ તો કોઇને પણ ત્યાં લઇ જવાં નથી. જવું હોય તો તમે એકલાં સરકાર મહાશય સાથે ભલે જાઓ !"

અચંબા સાથે મહામાયાએ પૂછ્યું: "હું એકલી જાઉં? તું પણ નથી આવવાનો? વહુ પણ નહિ આવે?"

અતુલે જવાબ આપ્યો: "ના બા, હાલ તરત તો અમે કોઇ જ નહિ આવીએ. આવીશું થોડા દહાડા પછી."

મહામાયા હતાશ ભાવે બોલી: "ત્યારે તો હું પણ શીદને જાઉં? હું પણ અહીં જ રહી પડું. હાં રે અતુલ! તેં કરવા શું ધાર્યું છે? વહુદીકરાનો ઓરિયો ભોગવવા દેવો નથી મને? એક વહુની તો વાટ જોવાય છે, અને વળી આને પણ નથી લઇ જવા દેવી?"

અતુલે તેના મનનું સમાધાન કરતાં જણાવ્યું: "કેમ નહિ જઈએ બા? જરૂર જઈશું. પણ જરા ખમી જા, પહેલાં મને દુકાન કાઢી લેવા દે. પછી બધાં જ જઈશું."

આખરે એમ જ ઠર્યું. ત્યાં પુરન્દરપુરના મકાનમાં ચાકરમાણસોનું ઠેકાણું નહોતું એટલે વનમાળીએ સૂચવ્યું: "હું જરાક પુરન્દરપુર એક આંટો મારી આવું."

લગ્નપ્રસંગે લાલ રંગે છંટકાયો હતો તે જ અંગરખો ચઢાવીને વનમાળી પુરન્દરપુર ઊપડી ગયો. અતુલના બીજા લગનની વાત અશ્વિનને કાને પહોંચાડ્યા વગર એને શાંતિ વળે એમ હતું જ નહિ!

[ ૨૪ ]

આ બાજુ 'રેન્જર્સ'નું ફારમ આવી પહોંચ્યું. લગનની ધમાલમાં ટિકિટો વેચવાની વાત ખોરંબે પડી હતી.

તે જ દહાડે બાપના ટેબલનું ખાનું ખોલીને પરિમલે જોયું તો 'રેન્જર્સ ટિકિટ'ની મુદત પૂરી થવા આવી હતી. માત્ર બે જ દહાડા બાકી રહ્યા હતા.

આવેલું ફારમ હાથમાં લઈ હસતી હસતી પરિમલ મેડે ગઇ અને

હાક મારી: "અતુલપ્રસાદ !"

એટલું જ બોલી જીભ કાઢીને એના મુખ સામે ટીકતી ઊભી રહી.

અતુલે પૂછ્યું: "શો હુકમ છે, બોલો !"

પરિમલ કંઇ જ ન બોલતાં માત્ર હસતી જ રહી.

અતુલે વળી પૂછ્યું: "કહેતાં શરમ આવે છે? પણ તમારે શું કહેવું છે તે હું સમજી ગયો છું."

પરિમલે પૂછ્યું: "શું સમજ્યા છો, કહો જોઇએ ?"

અતુલે જણાવ્યું: "તમારી મોટીબેન તો જાણે ઠેકાણે પડી ગઇ. હવે તમારે પોતાનું ઠેકાણું પાડવું છે, ને તેનો ભાર મારે માથે નાખવા માગો છો, એ જ ને ?"

પરિમલે ટહૂકો કર્યો: "ના જી, મને ઠેકાણે પડી જવાની જ્યારે પણ મરજી થશે, ત્યારે હું જાતે જ ફોડી લઇશ. આપને જરા ય તસ્દી નહિ આપું !"

અતુલે પૂછ્યું: "હાથમાં આ કાગળ શાનો છે ?"

પરિમલે કહ્યું: "એને માટે તો આવી છું, જોઇ લ્યો જાતે જ !"

એમ કહીને ફારમ એણે અતુલના હાથમાં મૂકી દીધું અને એમ કરતાં કરતાં ટકોર કરી: "સ્ત્રીના ભાગ્યનું ધન એ કહેવત કંઈ ખોટી પડશે ? એક વાર અજમાવી જુઓ 'નોમ–ડિ–પ્લૂમ'—તખલ્લુસ શું રાખીશું, કહો ?"

અતુલે જણાવ્યું: " રાખો 'શતદલ.' "

એમ કહીને એ પણ હસવા લાગ્યો.

પરિમલે છેવટ લગી કેડો લીધો. શતદલના નામની એક ટિકિટ અતુલ પાસે ખરીદાવી બીજો વધારે વકરો કરવા માટે ફારમ હાથમાં લઈને તે નીચે ઊતરવા લાગી. દાદરના બેએક પગથિયાં ઊતરીને તે થંભી

ગઇ અને મોઢું પાછું ફેરવી બોલી : "પણ ઇનામ પાકે તેમાં મારો ભાગ હોં કે, મહાશય !"

અતુલ સ્વાભાવિક રીતે જ બોલ્યો : "મળતાં પહેલાં જ ?"

પરિમલ મુખ દાબી થોડુંક હસી. પછી બોલીઃ "જે કંઇ મળી ચૂકયું છે, તે પણ કંઇ ઓછું કીમતી નથી, હોં ! એ માટે તો તમારે મને જ ધન્યવાદ આપવો ઘટે છે."

જવાબમાં અતુલ બોલ્યો : "અસલ વસ્તુની સાથે ઉપરથી વધારાનું જે મળે છે તે મને વધારે ગમે છે. તેને માટે તો તમને ખાસ ખાસ ધન્યવાદ આપું છું."

પરિમલ હવે વિશેષ કંઇ ન બોલતાં હસતી હસતી દાદરો ઊતરી ગઇ.

## [ ૨૫ ]

આણી તરફ વનમાળીને કેમે કરતાં ચેન પડતું નહોતું.

પુરન્દરપુરના સ્ટેશન પર પગ મૂકતાં સુધીમાં જે કોઈ ઓળખીતું દેખાઇ આવ્યું તે દરેકને જાતે બૂમ પાડી પાડીને એણે પૂછવા માંડયું: "કેમ રે ! ગામની ખબરો તો બધી રીતે સારી છે ને ?"

"હા જી, બધાં રૂડાં વાનાં છે. આપ કયાં જઈ આવ્યા ?"

જવાબમાં વનમાળી પોતાનો રંગછંટાયલો અંગરખો દેખાડી પૂછતો: "આ અંગરખા પર રંગ છંટાયલો જોઇને પણ સમજી શકતા નથી ? અતુલને પરણાવી આવ્યો !"

"હેં ! બીજું લગન કર્યું ?"

વનમાળી અભિમાનભેર જવાબ દેતો: "હાસ્તો ! એમાં વાંક કોનો ? વહુ આવે ત્યારે જોજો ને કે એનો જોટો આપણા ગામમાં તો છે જ નહિ. અશ્વિન ભલે હવે બાડી આંખે જોયા કરે. એને ઘેર જવાનું થાય ત્યારે આ ખુશખબર એને કાને નાખવાનું ભૂલતા નહિ, હોં કે ?"

આમ જેનેતેને કહેતો કહેતો મનસા તળાવનું લાંબું ચક્કર લઇને તે ગામમાં પેઠો. આમ ચક્રાવો લઇને આવવાનો ઉદ્દેશ એ હતો કે રાયજીના ઝાંપા આગળ રહીને જવાનું થતાં ભોગજોગે અશ્વિનનો ભેટો તેને પોતાને જ થઈ જાય તો આ ખબર તે પોતે જ તેને મોઢામોઢ કહી સંભળાવે.

પરંતુ ચમત્કાર એ થયો કે જેમજેમ તે રાયજીના ઝાંપા નજીક આવવા લાગ્યો તેમતેમ તેની ખાતરી થવા લાગી કે રાયજીને ઘેર કશો ઉત્સવ ઊજવાઇ રહ્યો છે. ઝાંપાથી હજી બહુ દૂર હતો ત્યાંથી જ તેને કાને શરણાઇઓના સૂર પડવા લાગ્યા. નજીક આવી પહોંચતાં તો તેની ખાતરી થઈ ગઈ કે એ સૂરો અશ્વિનરાયની હવેલીની દેવડી પરથી જ આવે છે.

રસ્તામાં કોઈ કરતાં કોઇ માણસ મળતું નહોતું. એટલે પૂછે પણ કોને ?

વનમાળી ઉતાવળે ડગલે રાયજીના ઝાંપા તરફનો રસ્તો કાપવા લાગ્યો.

અશ્વિનના દરવાજા આગળ માણસોની ઠઠ જામી હતી. શી બાબત છે તે જાણવા સારુ વનમાળી ત્યાં થંભી ગયો. કેશવ ભટ્ટાચાર્ય એ જ દિશામાંથી આવતો હતો. તેની નજરે વનમાળી પડતાં જ તે ઝપાટાબંધ તેની પાસે જઇ પહોંચીને એકદમ તેને ભેટી પડયો અને પછી ઘસડીને તેને રાયજીની હવેલીની અંદર લઈ ચાલ્યો.

વનમાળી જેમજેમ પૂછે કે "બાબત શી છે તે તો કહો" તેમ તેમ તે એને વધારે ઘસડવા માંડતો, અને એટલું જ કહેતો કે "એક વાર અંદર તો ચાલો, ત્યાં બધું જ જાણવાસાંભળવા મળશે."

ભટ્ટાચાર્યના મનમાં એમ હતું કે "આજે આ આનંદના દિવસે વનમાળીને જોઇને અશ્વિન ખચીત ખુશી થઇ જશે. એટલે અશ્વિન નજરે પડતાં જ તે પોકારી ઊઠયો: "આ જુઓ તો ખરા, કોને પકડી લાવ્યો છું તે!"

અશ્વિને અવાજની દિશામાં નજર ફેરવીને એક વાર જોઇ લીધું અને

કહ્યું: "આવો ! પણ એ કયાં છે ?"

વનમાળીએ પૂછ્યું: "એ તે કોણ ?"

અશ્વિને કહ્યું: "અતુલ, અતુલ—અમારા ગુણિયલ જમાઇ! બીજું કોણ ?"

પુત્રજન્મની ખબર સાંભળીને વનમાળી પંડે આવી પહોંચ્યો હશે, એવી જ અશ્વિનની ધારણા હતી. કેશવ ભટ્ટાચાર્ય તેને પરાણે ખેંચી લાવ્યો એ વાતમાં એને વિશ્વાસ પડયો નહિ. તેથી વનમાળીને ઉદ્દેશી અશ્વિને કહ્યું: "હું બોલાવવા આવું નહિ, માણસ પણ મોકલું નહિ, સમજ્યા વનમાળી ? અતુલ પોતે થઈને આવે અને તેના છોકરાને જોઇ જાય. હું કોણ ? બાબુ અશ્વિનરાય—બીજું કોઇ નહિ !"

વનમાળી તો મૂગે મોઢે તેના મોઢા સામું જ ટીકી રહ્યો.

અશ્વિન પાછો બોલ્યો: "આમ ટીકી શું રહ્યા છો ? કહો તો વેવાણને માટે ગાડી મોકલી આપું. આવવાની ઇચ્છા હોય તો પૂછીને મને કહેવરાવજો !"

વનમાળીએ પ્રશ્ન કર્યો : "પણ કોનો છોકરો ? તમે શું કરી રહ્યા છો તેની કશી સમજ મને પડતી નથી."

અશ્વિન હોહો કરતો હસી પડયો અને બોલ્યો : "સમજો છો બધું—જાણો છો ય બધું. ઘરડી ઉમ્મરમાં તો સાફ દાનત રાખો ! હું અશ્વિનરાય ! આવો, આપ બધા જ આવો, જે હો તે બધા જ આવો, જરા મીઠું મોઢું કરાવી બાળકની ચરણરજ લઇ જાઓ, આવો !"

એમ કહીને હાજર બ્રાહ્મણમંડળીની આગળ આગળ આંગણું વટાવી તે દાદરો ચઢવા લાગ્યો.

શું અતુલને છોકરો થયો છે ?—એમ વિચારતો વિચારતો વનમાળી પણ બ્રાહ્મણોની સાથે સાથે અશ્વિનના અંદરના ઘરમાં જઇને ઊભો. પિત્તળની એકેકી રકાબીની અંદર થોડાક સંદેશ અને એકેકો રૂપિયો

મૂકી દરેકના હાથમાં એકેક રકાબી મૂકવામાં આવી. વનમાળી બ્રાહ્મણ નહોતો. એટલે જે માણસ રકાબીઓ આપવાનું કામ કરતો હતો તે વનમાળીની પાસે જઈને ખમચી ગયો. તે જોઇ અશ્વિન બોલી ઊઠયો : "હાં, હાં, એને પણ આપ! જરૂર આપ!"

વનમાળીએ હાથ લંબાવીને રકાબી લીધી.

હવે પાસેના ઓરડામાં જઇને વિમળાના નવા અવતરેલા બાળકને આશીર્વાદ આપવાની વારી આવી.

એકસામટા ચચ્ચાર જણ જવા લાગ્યા. જમીનદારનો દૌહિત્ર એટલે ચરણરજ સિવાય બીજું પણ ઉપરથી આપવું પડે જ. દક્ષિણાના રૂપિયા કોઈ કોઇના હાથમાં ખખડવા લાગ્યા, ત્યારે કેટલાક વળી બાળકના હાથમાં કંઇક મૂકીને તેને આશીર્વાદ આપવા લાગ્યા.

રૂપિયા આપીને જેઓ આશીર્વાદ દેતા હતા, તેમનાં નામની નોંધ એક કાગળમાં કરી લેવામાં આવતી હતી. અશ્વિનનો મોટો છોકરો એ કામ કરતો હતો. તેની પાસે જ છોકરાને ખોળામાં લઈને ઢાળેલે મસ્તકે વિમળા બેઠી હતી. વનમાળી ઓરડામાં પેસતાં જ અતુલના છોકરાનું મોઢું એકીટસે જોઇ રહ્યો. હસતે મોઢે દેવાની રકમ ત્યાં રાખેલા એક ચાંદીના તાટમાં રાખી દેવાની હતી. બીજા સૌ એકેકો રૂપિયો મૂકીને ચાલ્યા ગયા. વૃદ્ધ વનમાળીએ વિચાર્યું કે તે પોતે પણ એક જ રૂપિયો મૂકે એ બરાબર નહિ. તેથી તેણે પોતાના ખિસ્સામાંથી પાંચ રૂપિયા કાઢીને તાટમાં રાખી દીધા. એટલે સુધીરે 'વનમાળી સરકાર' એમ બોલીને એનું નામ ટપકાવી લીધું. વનમાળીનું નામ સાંભળીને નીચું ઘાલીને બેસી રહેલી વિમળાએ ચમકીને પોતાનું માથું ઊંચું કરી જોવા માંડયું. પરંતુ વનમાળી તે વખતે ઝપાટાબંધ ઓરડો છોડી બહાર નીકળી ગયો હતો અને જોડા પહેરતો હતો. ફરી પાછી આંખો ઢાળી દઈને વિમળા બાળકનું મુખ એકીટસે જોવા લાગી.

વનમાળીને શું થયું એ તો રામ જાણે! પણ એકે અક્ષર કોઈની

સાથે બોલ્યા વગર ત્યાંથી તે ચાલ્યો ગયો અને ધીમે ધીમે ચાલતો બહુ વારે ચોધરીની હવેલીએ જઇ પહોંચ્યો.

બહારના ભાગમાં બેએક ગ્રામજનો સૂઈ રહેતા. બેઉ જણા એ જ ઠેકાણે રાંધવાખાવાનું કરતા, અને ઘરબાર તથા ઘાસપાલાની સંભાળ રાખતા. વનમાળીને એકાએક આવી પહોંચેલો જોઇને તેમાંનો એક જણ તો ખરેખરો અચંબામાં પડી ગયો અને બોલી ઊઠયોઃ "મા કયાં, સરકાર મહાશય? અને આ શું? આપણા અંગરખા અને ઉપરણા પર આ રંગના છાંટા શા!"

વનમાળીએ જવાબ દીધો: "એ તો કંઇ નહિ. તું એક કામ કર જોઉં. તારું રાંધવાખાવાનું આટોપાઇ ગયું?"

હરીશે જણાવ્યું: "આ પેલા ચૂલા પર ચઢે!"

"ત્યારે તો મારે માટે પણ તારા ભેગું જ—"

એને પૂરું બોલવા દીધા વગર જ હરીશ બોલી ઊઠયો: "એ તો હવે આપને કહેવાનું જ ન હોય, સરકાર! અહીં આપણા અતુલભાઇને ત્યાં છોકરો અવતર્યો છે, સાંભળ્યું? જે દહાડે આપ અહીંથી ગયા, તેને બીજે જ દહાડે અમે એ સાંભળ્યું. આજે ફરી સાંભળ્યું છે કે ગામના પચાસ બ્રાહ્મણોને જમવા નોતર્યા છે. આજ બાવીસ દિવસ થયા. અમને નોતરું દીધું નથી, સમજ્યા? અમે તો અતુલભાઇના માણસ ખરા ને?"

વનમાળી પોતાની ખોલી ઉઘાડીને હાથમાંની લાકડી ખૂણામાં રાખી દઇને ચુપચાપ બેઠો. તેની સાથે જ કલકત્તા એક કાગળ લખી નાખવાનો વિચાર એને આવ્યો.

પરંતુ હરીશ શાંત બેસી રહ્યો નહિ. વનમાળીને માટે હુક્કો તૈયાર કરતો કરતો તે બોલ્યો: "અતુલભાઇ કયારે આવશે, સરકાર?"

વનમાળીએ બાઘાની માફક જવાબ આપ્યો: "હા, આવશે."

હરીશ બોલ્યો: "આવશે તો ખરા જ, એની ના કોણ પાડે છે,

સરકાર મહાશય !"

એમ બોલતો બોલતો અને ચલમમાં ફૂંક મારતો મારતો હરીશ ખોલીની અંદર આવી ઊભો. એક વાર ફૂંક મારીને ફરી બોલ્યો: "સાસુસસરા ઉપર રીસાઈને તે ક્યાં સુધી આઘા રહેવું ? કેમ બોલતા નથી ? હવે તો છોકરો થયો. એટલે છોકરાને જોવાને–રમાડવાને તો એક વાર આવવું જ પડશે ને ? માજી હવે અતુલભાઈને પોતાની સાથે તેડી લાવ્યા વગર રહેશે જ નહિ. નેહ હાથમાં લો, હું પણ રસોઇપાણીનું કરું."

એમ કહી હુક્કો વનમાળીને સ્વાધીન કરી હરીશ રસોઇપાણીનું સંભાળવા ચાલ્યો ગયો.

બપોરે આહારપાણી કર્યાં પછી વનમાળીએ કલકત્તા કાગળ લખવાનો વિચાર કર્યો. પરંતુ મનની ભાંજગડને લીધે છેવટ લગી તેનાથી કાગળ લખવાનું બન્યું નહિ.

સાંજે હરીશે કહ્યું: "રાતના વાળુ માટે માછલીબાછલી મળે તો લઇ આવું. બેચાર પૈસા હોય તો આપો !"

વનમાળીએ જણાવ્યું: "ના રે, ના. રાતના વાળુની મારે માટે કંઇ ખટપટ કરીશ નહિ. રાત્રે તો હું પાછો કલકત્તા જવાનો છું."

"આજે આવ્યા અને આજે જ પાછા જશો ? પૈસાટકા લેવા આવ્યા હશો, નહિ ?"

પૈસાટકાનું નામ સાંભળતાં જ તેને અતુલે પોતાની પાસે દુકાન કાઢવા સારુ માગેલા પૈસાની વાત સાંભરી આવી. એટલા સારુ તો તે અહીં આવ્યો હતો. એટલે ચાવીઓનો ઝૂડો લઇને વનમાળી ઉપર ગયો.

રાત્રે જ વનમાળીને કલકત્તા પાછું ફરવું હતું. પરંતુ ખાલી હાથે તે પાછો ફરે એ ઠીક નહિ, એમ લાગવાથી એણે નીચે ઊતરી આવીને હાક મારી: "હરીશ ?"

હરીશ તે વખતે હુક્કો પીતો હતો. એણે જવાબ આપ્યો : "એ આવ્યો !"

"ના તારે આવવાની જરૂર નથી. હું જ આવું છું."

એમ કહી વનમાળી હરીશની પાસે આવી પહોંચ્યો અને બોલ્યો: "આજે રાત્રે સનાતન માઝીને મારી પાસે બોલાવી લાવજે. આજ રાત્રે હું કલકત્તા પાછો નહિ ફરું. કાલે જઈશ."

હરીશે પૂછ્યું: "તળાવમાંથી માછલાં પકડાવવાનો વિચાર છે?"

"હા ભાઇ, જતી વખતે સંગાથે બેએક માછલાં વગેરે લેતાં જવાનો વિચાર છે."

બીજે દિવસે સવારમાં જ પદ્મ તળાવમાંથી હરીશ બે મોટાં માછલાં પકડાવી લાવ્યો. વનમાળીએ ગામમાં ઘૂમીઘૂમીને એક દૂધી, એક કોળું, બીજાં કેટલાંક શાકભાજી અને થોડીક કાચી કેરીઓ એકઠી કરી લીધી.

વનમાળીની આ બધી તૈયારીઓ જોઈ હરીશે અચંબો દર્શાવ્યો: "ત્યારે તો આપ કોઇ હવે કલકત્તાથી અહીં આવવાનાં નહિ હો!"

વનમાળીએ તેવો જ જવાબ આપ્યો: "ન આવીએ તો તો તને મઝા જ પડી જાય ને! ચોધરીજીની આલિશાન હવેલીમાં રહેવાનું અને બાઝીપી લહેર કરવાની!—"

હરીશ વચ્ચે જ બોલી ઊઠયો: "ના, ના, સરકાર મહાશય! મા નથી એટલે અમને તો કંઇ જ ચેન પડતું નથી."

તે જ દહાડે બે દાગીનામાં ચાર મણ ચોખા રેલ્વે પાર્સલથી કલકત્તા ચઢાવી દીધા. પછી બેએક મોટી માછલીઓ અને થોડીક શાકભાજી લઈને વનમાળી આગગાડીમાં બેસી કલકત્તા રવાના થઈ ગયો.

શતદલને સાસરેથી માછલી આવી, શાકભાજી આવી, કેરીઓ આવી, એ જોઇને પરિમલના આનંદનો પાર ન રહ્યો. એ તો ગજ ગજ છાતી ફુલાવતી માની પાસે અને બાપાજીની પાસે અતુલપ્રસાદના ઐશ્વર્યની વાતો કરવા બેઠી—બધાં જ સાંભળે એમ!

પરિમલની વાતો સાંભળીને પાસેના ખંડમાં શતદલ હસવા લાગી,

અતુલ પણ હસવા લાગ્યો. ચોગરદમ આનંદ અને હાસ્યના જ ફુવારા!

પેલી તરફ એ જ વખતે બીજા ખંડમાં મહામાયા ગંભીર મુખે બેઠી હતી અને વનમાળી તેની પાસે જ ઊભો હતો. એ બેનાં મુખ પર આનંદહાસ્ય નહોતાં.

વનમાળી બોલ્યો: "જુઓ, આ વાત અહીં કોઈની પણ આગળ કરવા જેવી નથી, મા!"

મહામાયાએ સહેજ મોઢું મલકાવીને લાંબો નિસાસો નાખી કહ્યું: "વારુ, તમે તમારે જાઓ!"

વનમાળી ચાલ્યો ગયો એટલે મહામાયા એક જાળિયા પાસે જઈને થોડી વાર ચૂપચાપ ઊભી રહી. તે પછી બહાર નીકળી હાક પાડી: "અતુલ!"

પાસેના ખંડમાંથી અતુલ ઝટપટ બહાર નીકળ્યો.

મહામાયાએ કહ્યું: "આમ આવ તો!"

એમ કહીને તેને પોતાના ઓરડામાં લઈ જઈને મહામાયાએ પૂછવા માંડયું: "મોટી વહુને છોકરો સાંપડયો તેની ખબર અમને તેં કાં ન આપી?"

અતુલને માથે જાણે આકાશ તૂટી પડયું! એણે સામો સવાલ કર્યો: "શું કહ્યું? કોને છોકરો થયો?"

મહામાયાએ કહ્યું: "આસ્તે બોલ! સરકાર મહાશય નજરોનજર જોઈ આવ્યા છે. વિમળાને છોકરો થયો છે."

માથું નીચું ઘાલી અતુલ કશાક વિચારમાં પડી ગયો.

મહામાયાએ સવાલ કર્યો: "તને પણ આ વાતની ખબર નથી પડી, ભાઈ?"

અતુલે જવાબ આપ્યો: "ના બા, હું એ બાબતમાં કશું જ જાણતો નથી."

મહામાયા તડૂકી : "ત્યારે આપણે શું ખોટું કર્યું કહેવાય ?"

"શેનું ખોટું, બા ?"

"તને ફરી પરણાવવામાં ?"

અતુલે કહ્યું : "ના, બા ! ખોટું કંઈ જ થયું નથી, તું એવા એવા વિચાર જ ન કરીશ."

મહામાયાએ એક લાંબો નિસાસો નાખી પૂછ્યું: "વિચાર ના કરું ?"

"ના, બા !"

બેઉ જણા પછી થોડી વાર મૂગાં રહ્યાં. પછી મહામાયા ફરી બોલી: "ચાલો, ઠીક જ થયું છે. વિમળાનો બિચારીનો શો દોષ ? એના મનના સાંત્વન માટે એકાદા બાળકની જરૂર હતી જ. ભગવાને એટલા વાસ્તે જ લાગે છે—"

એનું બોલવાનું પૂરું થાય તે પહેલાં જ અતુલે સંભળાવ્યું: "હવે તારે પુરન્દરપુર જવાનું નહિ, હો બા !"

મહામાયાએ પૂછ્યું: "ત્યારે શું અહીં જ રહી પડું ? તારે સાસરે ? મારે શરમાવું ન પડે ?"

અતુલે જણાવ્યું: "ના બા, એવી ખોટી શરમ ધર્યે નહિ ચાલે. સરકાર મહાશય ગાળે ગાળે દેશમાં જઈને ભાળ લાવતા રહેશે. હું પોતે અહીં એક દુકાન કાઢીશ. તે પછી આપણો દહાડો કંઈક સુધરે એટલે શતદલને લઈને તમે ભલે દેશમાં જઈ આવજો."

મહામાયા કંઈ બોલવા જતી હતી તેવામાં હેમાંગિની બહારથી ડોકિયું કરીને ચાલી ગઈ. પરિમલ પણ તેની સાથે જ આવી હોય એમ લાગ્યું. એ તો બારણું ઉઘાડીને અંદર આવી અને બોલી: "માદીકરો શેની મસલત કરી રહ્યાં છો ?"

મહામાયા કશું બોલી નહિ, તેમ અતુલ પણ કંઈ બોલ્યો નહિ.

પરિમલે જાહેર કર્યું: "હવે ચૂપ રહેશો તેથી શું ? હું બધું જ

સાંભળી ગઇ છું."

મહામાયા છોભીલી પડી તેના મોં સામું તાકી રહી.

અતુલે પારખું લેવા માંડયું: "શું સાંભળી ગયાં છો, કહો જોઇએ ?"

પરિમલે કહ્યું : "બધું જ સાંભળી લીધું છે, મહાશય ! ઠીક મા, અમારે ત્યાં રહેતાં આપને શરમ આવે છે ? તો શું આપ અહીંથી ચાલી જવા માગો છો ?"

મહામાયાના ચહેરા પર હાસ્યનું મોજું ફરી વળેલું જણાયું. પરિમલને તેણે પોતાની સોડમાં ખેંચી લઇને સ્નેહ દેખાડતાં કહ્યું : "ત્યારે હજી કેટલા દહાડા અહીં પડી રહું, કહે જોઇએ ?"

પરિમલે પ્રશ્ન કર્યો : "કયાં જશો ? દેશમાં ? ભલે, તો અમે પણ સાથે જ આવીશું. અહીં તો પછી એ—"

એમ કહેતી આંગળી વતી અતુલને દેખાડતી હસતી હસતી તે કહેવા લાગી: "એ એકલા જ ભલે રહે. બાપાજીની સ્કૂલ ચલાવે ને પોતાની દુકાન પણ ચલાવે."

અતુલને તો ભાવતું હતું ને વૈદ્ય કહ્યા જેવું થયું. તે બહાર નીકળી ગયો અને સીધો વનમાળીની પાસે પહોંચી જઇને હાથ લંબાવી માગવા લાગ્યો: "લાવો, રૂપિયા લાવો ! કાલે જ હું દુકાન ખોલી દઉં !"

વનમાળીએ તેના મોઢા સામે નજર માંડી ધીમે સાદે પૂછયું : "સાંભળ્યું કે ?"

અતુલે તેની વાત પર લક્ષ ન આપતાં કહ્યું: "સાંભળ્યું. એ કંઇ નહિ. બોલો, કેટલા પૈસા લઈ આવ્યા છો ?"

"તમારે કેટલા જોઈએ છે ?"

અતુલે જવાબ આપ્યો: "બીજા સો ! એટલે આપના કુલ બસો થશે."

હસીને ફરી ઉમેર્યું: "આપના એ રૂપિયા હું પાછા વાળી દઇશ."

વનમાળીએ પૂછ્યું: "દુકાન કદી ન ચાલી તો?"

"ચાલશે જ, મારો દૃઢ વિશ્વાસ છે."

"વારુ!" એટલું બોલી વનમાળીએ દસ દસ રૂપિયાની દસ નોટો તેના હાથમાં મૂકી હસતાં હસતાં કહ્યું: "તારા જ પૈસા તને આપું છું, અતુલ! પાછા વાળવાની વાતનો વિચાર જ ન કરીશ. તને આજે હું જે આપી શકું છું—" એટલું કહેતાંકહેતાંમાં તો તેની બન્ને આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં એટલે તેનું કહેવાનું અધુરું જ રહી ગયું.

ત્રણ દિવસની તનતોડ મહેનત પછી અતુલે પોતાની પાસેની નાનીશી મૂડી વડે એક નાનકડી દુકાન જમાવી દીધી. બહુ જ નાની દુકાન. ગમે તેવી પણ એ સ્વતંત્ર દુકાન હતી. વનમાળીને એ દુકાનમાં બેસાડીને અતુલ બોલ્યો: "તમે બેસજો, હું જરા બાને બોલાવી લાવીને આ દુકાન બતાવું."

હસીને વનમાળીએ જણાવ્યું: "આવડી નાનીશી દુકાન માને બતાવવાની ન હોય. બા એટલે કોણ? ભવાની ચોધરીના ધર્મપત્ની! તેનો છોકરો આજે આટલી નાની દુકાન કાઢે છે એ જોઇ તેને હર્ષ કરતાં કષ્ટ જ વધારે થવાનો સંભવ, શું સમજ્યો?"

અતુલે પણ હસીને જવાબ વાળ્યો: "એ ગમે તેમ હોય, સરકાર મહાશય! હું પણ ભવાની ચોધરીનો પુત્ર છું. મને પણ કંઈ ઓછું દુઃખ થાય છે એમ ન સમજશો. છતાં એક વાર માને મારી આ નાનકડી શરૂઆત દેખાડ્યા વગર મને ચેન નહિ પડે. માની ચરણરજ મારી દુકાને પડતાં આજની આ નાનકડી દુકાન જોતજોતાંમાં મોટી થઇ જશે."

એમ કહીને તે માને તેડી લાવવા માટે જ જાણે બહાર નીકળી ગયો.

અવિનાશબાબુના મકાનના બારણાંમાં પગ મૂકે છે, ત્યાં જ કોઇ એક મારવાડી ગૃહસ્થ હાથમાં કાગળ લઈને મકાનનો નંબર ખોળતો જણાયો.

અતુલે પૂછ્યું: "આપને કોનું કામ છે? કયા નંબરનું મકાન આપ ખોળી રહ્યા છો?"

મારવાડી ગૃહસ્થે જવાબ આપ્યો: "આપ જરા જુઓ ને કે અતુલ ચોધરી નામનો કોઇ માણસ અહીં રહે છે?"

પોતાનું નામ સાંભળીને અતુલ એકદમ અવાક્ બની ગયો. આગંતુકના ચહેરા સામું જોતાં જોતાં એણે સવાલ કર્યો: "અતુલ ચોધરીનું આપને શું કામ છે ભલા?"

મારવાડીએ જવાબ આપ્યો: "છે, કંઈક ખાનગી કામ છે."

"ખાનગી તે એવું શું છે? બોલો, હું પોતે જ અતુલ ચોધરી!"

મારવાડી ગૃહસ્થે અતુલના મોઢા સામે સાશ્ચર્ય તાકી રહી પૂછ્યું: "આપ પોતે જ અતુલ ચોધરી? ચાલો, બહુ જ સારું થયું! આવો આપણે અહીં બેસીએ અને વાતચીત કરીએ."

એમ કહીને રસ્તાની બાજુ પર પડેલા પથ્થર ઉપર મારવાડી પોતે બેઠો અને અતુલને પણ બેસાડયો. તે પછી ધીરે ધીરે વાતનો આરંભ કરી પૂછ્યું: "આપે રેન્જર્સની ટિકિટ ખરીદી છે કે?"

અતુલે કહ્યું: "હા, ખરીદી છે ખરી!"

"સારું ત્યારે! આપના નામ પર એક ઘોડો લાગ્યો છે. પણ એ ઘોડો સારો નથી. સાળો એકદમ બેતાલ ઘોડો છે. બેટાની ચૌદ પેઢીમાં કોઈએ કદી રેસ જીતી નહિ હોય! એ ઘોડો તમારા નામ પર લાગ્યો છે, તો બહુ બહુ તો વળી બસેંત્રણસેં રૂપિયા કદાચ અપાવે તો અપાવે. તેનાં કરતાં આપ એક કામ કરો. આપની ટિકિટ મને વેચાતી આપી દો. હું આપને એના બે હજાર નગદ દામ ગણી દઉં. તે પછી મારા ભાગ્યમાં જે લખ્યું હશે તે થશે. આવા સટ્ટા ખેલવાનું મને વ્યસન પડી ગયું છે, શું સમજ્યા મહાશય? આવા સટ્ટા ખેલતાં ખેલતાં તો હું જુવાનનો બુઢ્ઢો થવા આવ્યો."

અતુલને આનો શો જવાબ આપવો તેની મૂંઝવણ થઇ પડી. છેવટે એકદમ ઘરમાં જઇને બધાંને સમાચાર આપી તેમની સલાહ લેવાનું એને ઠીક લાગ્યું.

એ વિચારને અમલમાં મૂકતાં પહેલાં એણે એક વધુ પ્રશ્ન પૂછી જોયો: "આ વાતની ખબર આપને કયાંથી અને કેવી રીતે મળી, ભલા ?"

મારવાડીએ પોતાના હાથમાંનું છાપું બતાવીને કહ્યું: "આ છાપામાં છપાયલા પત્રક પરથી. આ જુઓને, આપનું નોમ–ડિ–પ્લૂમ (તખલ્લુસ) 'શતદલ' ! આપના ઘરનું ઠેકાણું શોધી કાઢતાં મને કેટલું કષ્ટ પડયું છે તે તો મારું મન જ જાણે ! આપો, આપની ટિકિટ મને સોંપી દો અને નગદ નાણાં ગણી લો ! નાણાં હું સાથે જ લેતો આવ્યો છું."

અતુલે તેના હાથમાંથી છાપું ઝૂંટવી લઇને કહ્યું: "આપ જરા બેસો, હું આવું છું."

એવું કહી તે દોડતો દોડતો મેડો ચઢી ગયો. અને "પરિમલ ! પરિમલ ! બા ! બા !" એમ મોટેથી બૂમો પાડવા મંડયો.

કંઇ આફત આવી પડી છે કે શું એમ માની ઘરનાં બધાં જ ઝટ-પટ બહાર દોડી આવ્યાં.

અતુલને ખરી તકે જ પૈસા આવી મળ્યા ! આવી રીતે કોઈને જ મળે. ભગવાને જ જાણે અપાવ્યા. હર્ષાવેશથી અતુલની બન્ને આંખોમાં આંસુ છલકાવા લાગ્યાં.

રેન્જર્સનો નવો નિયમ તે વખતે ઘડાયો નહોતો. પહેલું ઇનામ તે વેળા એક જ જણને મળતું. અતુલને મળ્યું પહેલું ઇનામ—પંચોતેર હજારનું !

શતદલ હસતી હસતી ટહૂકી: "એ તો સ્ત્રીભાગ્યે ધન ! જાણ્યું કે ?"

અતુલ પણ હસ્યો ને જવાબમાં સામો પ્રશ્ન કર્યો: "એટલે કહેવા શું માગે છે ? તારી સાથે લગ્ન ન કર્યાં હોત તો મને આ પૈસા ન મળત, એમ ?"

પરિમલે પરભારો એનો જવાબ દઈ દીધો: "કદાપિ નહિ! મેં તેથીસ્તો તખલ્લુસ રાખ્યું'તું 'શતદલ.'"

ગમે તેમ હોય. પણ પૈસા મળી જવાથી ઘરમાં આનંદ–ઉત્સવ મચી રહ્યો.

વનમાળી કહેવા લાગ્યો: "હવે તો એક વાર દેશમાં જવું જોઇશે જ ને?"

અતુલે ડોકું ધુણાવીને કહ્યું: "ના!"

વનમાળીએ પૂછ્યું: "હજી ના કેમ? સસરાને મળવાની ઇચ્છા નથી થતી?"

અતુલે જવાબ આપ્યો: "હજી જરા થોભો! હજી થોડીક વાર છે."

ઈનામના પૈસા હાથમાં આવતાં જ અતુલ પોતાની એ નાનકડી દુકાન ઉઠાવીને ચૌરંગી બજારમાં ખસેડી ગયો. ધોરી રસ્તા ઉપરની વિશાળ દુકાન ભાડે રાખી લીધી. અનેક કારીગરો અને અનેક બીજાં કામ કરનારાઓ રોકી લીધા. અવિનાશબાબુએ હવે પોતાનું વિદ્યાલય બંધ કરી દીધું. અતુલે તેમને કહી દીધું: "ચાલો આપણી ચૌરંગીની દુકાન પર. ત્યાં આપને બધી દેખરેખ રાખવાની છે."

હેમાંગિનીને આ બધી ધમાલમાં કંઇ સમજ પડી નહિ. તેથી અતુલને બોલાવીને તે કહેવા લાગી: "જુઓ, હાથમાં હવે પૈસા આવ્યા, તમારી ઉંમર હજી નાની છે, હજી તો બાળક છો. જોજો, આવી હુંફાદમાં ને ફુંફાદમાં પૈસા ખોઈ ન બેસો!"

સાસુની વાત પર અતુલ સહેજ હસ્યો ને પછી બોલ્યો: "મારી જે ઇચ્છા હતી તે ભગવાને ખરે વખતે પૂરી પાડી છે. આપ નિરાંત જીવે જોયા કરો કે હાથે લાગેલા પૈસાનો હું કેવો સદુપયોગ કરું છું! વેડફી નહિ નાખુ તેની ખાતરી રાખજો!"

અને વખતે બતાવી આપ્યું કે અતુલ પૈસાનો દુરુપયોગ કરતો નહોતો. ભારે ખર્ચ કરી ભારે પગારના ઉત્તમ કારીગરો રાખી ગોરાઓના

લતામાં અદ્યતન સગવડોવાળી એક સુંદર દુકાન એણે ખોલી. અવિનાશબાબુ એ દુકાનમાં કામકાજ કરવા લાગ્યા.

થોડા દહાડા રહીને મહામાયાએ પૂછ્યું: "હાં રે અતુલ! હજી પણ આપણે પુરન્દરપુર નહિ જઇએ?"

અતુલે લાગલો જવાબ આપ્યો: "ના બા, હજી પણ થોડાક દહાડા ખમી જવું પડશે."

વનમાળી તડૂકયો: "ભારે કરી ભાઇ! હવે તો મારાથી અહીં નહિ રહ્યું જાય. મારા મનમાં તો થઇ આવે છે કે એક વાર ત્યાં જઇને ત્યાંના બધાંને ઝટ દેતો ને કહી આવું!"

અતુલે હસીને તેને વિનવ્યો: "મારા સમ છે તમને, એવું કંઇ કરો તો!"

વનમાળીએ પૂછ્યું: "પણ ત્યારે ગામમાં તમે કંઇ જ કરવા માગતા નથી?"

જવાબમાં અતુલે જણાવ્યું: "અલબત, કરીશ. પરંતુ જરા થોભો. હજી થોડાક વધારે પૈસા હાથમાં આવી જવા દો. અશ્વિનરાયની સામે ઝીક ઝીલવા માટે છે તેટલા પૈસા હજી બસ નથી."

અતુલના આ જવાબથી વનમાળી ખુશ થઈ ગયો ને બોલ્યો: "તો ખરું! ઠીક બોલ્યા ભાઈ, સાવ સાચી વાત કરી!"

એટલું બોલીને ફરી પાછો કશાકનો વિચાર આવતાં તે ગંભીર બની ગયો અને કહેવા લાગ્યો: "પણ મારા મનમાં બીક એ છે કે હવે હું ઝાઝું જીવી નહિ શકું, અતુલ, અને તેથીસ્તો હું આટલી ઉતાવળ કરું છું."

અતુલે હસતાં હસતાં જવાબ દીધો: "હું તમને મરવા દઇશ ત્યારે ને? એ બાબતમાં તમે બેફિકર રહો! ખાઇપીને લહેર કરતા રહો—એટલે આવરદા લંબાયું જ સમજો!"

વનમાળી હસવા લાગ્યો. અતુલ પણ હસવા લાગ્યો.

અતુલને હવે પૈસાની જાણે લગની જ લાગી રહી. રાતદહાડો માત્ર પૈસા અને પૈસાની જ ધૂન! હજી પણ જોઇએ! હજી પણ જોઇએ! ભગવાન જ વહારે ધાયા છે તો પછી ગમે તે રીતે પણ એણે મોટા માણસ–માલદાર માણસ બનવું જ રહ્યું. અશ્વિનરાયે તેનું જે અપમાન કર્યું છે તેનો બદલો લેવો જ રહ્યો.

વનમાળી પણ છાનોમાનો બેસી રહ્યો નહિ. ચોધરીના ઘરની આટલી મોટી જમીનદારીનો કારભાર એક દહાડો એને હસ્તક ચાલતો હતો, એનું ગુમાન હજી એને હતું. બુઢ્ઢો થયો તેથી શું થયું? પૈસા વધારવાની તરકીબો એનાથી કંઈ અજાણી નહોતી. દાકતરની કાળજીભરી સારવારથી તેની તબિયત બિલકુલ સુધરી ગઇ. રોગ નામે એના શરીરમાં રહ્યો નહિ. તેમાં વળી અતુલે દાંતનું ચોકઠું બંધાવી આપ્યું.

જુવાનીનું જોર અને જુવાનીનો જુસ્સો વનમાળીમાં આવી ગયેલાં દેખાયાં. અતુલને પૈસે એણે કલકત્તા શહેરમાં સ્થાવર મિલ્કતની દલાલીનો ધંધો કરવા માંડયો.

વર્ષેક પછી માલમ પડયું કે ચૌરંગીવાળી દુકાનમાંથી અતુલને માસિક એક હજાર રૂપિયાની પેદાશ થવા લાગી છે. કલકત્તા શહેરમાં એની માલિકીનાં ત્રણ ત્રણ તો આલિશાન મકાન થઇ ગયાં છે. એક મકાનમાં એ પોતે રહે છે અને બીજાં બે ભાડે આપવામાં આવે છે.

વનમાળી હવે કહેવા લાગ્યો: "હજી બે વર્ષ ભગવાન મને ખેંચાવી કાઢે, અતુલ! તો તો બીજાં દશ મકાન તારે નામે ચઢાવી દઉં! પરંતુ જો, હવે તો આપણે એક વાર દેશમાં જઈ આવવું જ જોઇએ. દેશમાં જઇ એક વાર ખૂબ ધામધૂમપૂર્વક માતાજીનો ઉત્સવ ન ઊજવીએ, તો તે સારું ન કહેવાય."

અતુલે તેને પાનો ચઢાવતાં કહ્યું: "શાબાશ, સરકાર મહાશય, શાબાશ! કલકત્તા શહેરમાં હજી પણ મારા થોડાંક વધારે મકાન જરૂર કરી આપો!"

આમ ને આમ પૈસા ભેગા કરવાની ધૂનમાં ને ધૂનમાં બીજાં ચાર વર્ષ પાણીના રેલાની માફક કલકત્તા શહેરમાં જ વીતી ગયાં.

ચાર વર્ષમાં તો ઓળખી શકાય નહિ એવા અતુલના દેદાર થઇ ગયા ! એનો ચહેરો રાજપુત્રના જેવો તેજસ્વી બની ગયો, બોલવા-ચાલવાની લઢણ પણ બદલાઈ ગઇ !

વનમાળીના માથાના બધા જ વાળ સફેદ બની ગયા છે. એક વાર ફરીને દેશમાં જવાની તેને ધૂન ભરાઈ આવી. અતુલને પકડીને એક દહાડો તેણે ખૂબ આગ્રહ સાથે પોતાને જવા દેવાની રજા માગી.

તેના સમાધાન ખાતર અતુલે જણાવ્યું: "ભલે, જાઓ ! આ વખત અશ્વિનરાયનો હાલોચાળો બરાબર જોતા આવજો ! મારા મામાના સમાચાર પણ લેતા આવજો ! સમજ્યા ને ?"

એમ કહીને તે હોહો કરી હસવા લાગ્યો.

પરિમલ નજીકમાં જ ઊભી હતી. તેણે પૂછ્યું: "કેમ કંઇ બહુ હસવું આવે છે ? શી બાબત છે ?"

અતુલે જણાવ્યું: "તમારી જ વાત છે."

એમ કહી હસતો હસતો તે એના મુખ સામે જોઇ રહ્યો અને ઉમેર્યું: "આટલી મોટી ઉંમરની થતાં લગી જે છોકરી લગ્ન ન કરે, તેની વાતો તો થાય જ ને ?"

હસતીહસતી પરિમલ બોલી: "ઓહો ! એ જ વાત છે કે ? પરંતુ કહો ભલા, પરણું તે કોની સાથે ? મનને ગમતું કોઈ પાત્ર તો મળવું જોઇએ ને ? એવું પાત્ર મેળવી આપો, પછી જુઓ કે હું પરણી જાઉં છું કે નહિ ?"

અતુલે ટાણો માર્યો: "પાત્ર તો કંઈ ઓછાં આવી ગયાં નહિ; પણ

તમને એકે પસંદ ન પડયો એટલે અમે શું કરીએ? હવે તો તમે તમારી જાતે જ ખોળી કાઢો ત્યારે !"

હસતાંહસતાં વનમાળીએ વિનોદ કર્યો: "ન્યાતજાતનો વાંધો ન હોય તો હું પોતે એક ઉમેદવાર છું, હોં ! બુઢ્ઢી કન્યાને બુઢ્ઢો વર જ ભલો, કેમ ખરું ને અતુલ ?"

આમ પરિમલની સાથે તેઓ બન્ને જણા હાસ્યવિનોદ કરવા લાગ્યા.

આખરે મૂળ વાત પર આવી જઈ વનમાળીએ જણાવી દીધું: "તો પછી એવી જ ગોઠવણ કરી નાખું છું. તરતમાં જ એક આંટો દેશ તરફ ફરી આવું છું."

આટલા દહાડા પછી વનમાળી સાચેસાચ પુરન્દરપુર સિધાવ્યો. નીકળતી વખતે કહેતો ગયો કે "ત્રણેક દિવસમાં જ પાછો ફરી જઇશ."

વાયદા મુજબ ત્રણ દિવસમાં તે પાછો પણ ફર્યો. પરંતુ ત્યાંના જે સમાચાર તે લેતો આવ્યો તે ખરેખર અણધાર્યા તેમજ વિસ્મયજનક હતા.

પુરન્દરપુરથી વનમાળી પાછો ફરતાં ફરી પાછી આનંદની હેલી ચઢી.

મહામાયાએ એકએક કરીને બધી વાતો પૂછી લેવા માંડી. પૂછ્યું: "આપણાં ઘરબાર તો હજી સાજાંસમાં છે ને? પડીઆખડીને ખંડિયેર તો નથી બની ગયાં ને ?"

જવાબમાં વનમાળીએ કહ્યું: "ના મા, કશું જ ભાંગ્યુંતૂટયું નથી. એનો બંદોબસ્ત તો હું અહીં રહ્યોરહ્યો જ કરતો રહું છું."

મહામાયાએ પૂછ્યું: "રાયના ઘર તરફ ફરકયા હતા ખરા કે ?"

"ગયો નથી, પરંતુ તે તરફની ખબર બધી જ મેળવી લીધી છે."

"છોકરો કેવો છે ?"

"સારો છે."

"કેટલો મોટો થયો છે, એ તો જોતાં આવવું હતું ને ?"

વનમાળીએ હસતાંહસતાં જવાબ દીધોઃ " ચાહીચલાવીને જોવા જાઉં અને ન દેખાડે તો ? એ બીકે જ ન ગયો, મા !"

લાંબો નિસાસો નાખી મહામાયાએ કહ્યું: "એ પણ સાચું છે. પરંતુ મને પોતાને તો એક વાર જોઇ આવવાની ઇચ્છા થાય છે ખરી !"

"ઇચ્છા થાય છે તો પછી જઈ આવો ને એક વાર !"

વનમાળીના આ જવાબમાં રહેલો ઠઠ્ઠાનો ભાવ મહામાયા સમજી ગઇ. તેથી વિનવણી રૂપે કહેવા લાગી: "અતુલને એક વાર ફરી સમજાવી જુઓ ને, ભાઇ ! આ ઠેકાણે હવે મને સાચે જ ગોઠતું નથી."

વનમાળી કંઇ જ બોલ્યો નહિ.

મહામાયાએ ફરી પાછું પૂછયું: "કંઈ ખુશી થવા જેવા સમાચાર લાવ્યા હો, તો કહો ને ! એવા કંઇ ખબર ?"

વનમાળીએ કહ્યું: "એવા ખબર પણ છે. પરંતુ તે હું હમણાં નહિ કહું. અતુલને આવવા દો, પછી બધાં સાથે જ સાંભળજો !"

મહામાયા હસવા લાગી.

શતદલ પાસે જ ઊભી હતી. તે હસતીહસતી બોલી પડી: "ઘરડા થયા તો પણ સરકાર મહાશયના છોકરવેડા ગયા નહિ !"

વનમાળીએ તેને જવાબ આપ્યો: "છોકરવેડા નથી, વહુમા ! હું એકલો જ ખુશ નથી થયો, પરંતુ તમે પણ સાંભળશો ત્યારે ખુશ થશો જ. અતુલભાઈ ક્યારસોરા પાછા ફરશે ?"

શતદલે જવાબ દીધો: "કંઇ કહી શકાય નહિ; પણ દુકાને ફોન કરીએ તો તેમને ખબર પડે કે આપ આવી ગયા છો."

વનમાળીએ કહ્યું: "ત્યારે તેમજ કરો ને, વહુમા ! વાત કહી નાખ્યા વગર મને ચેન જ નહિ પડે."

ફોન કરવા સારુ શતદલ ત્યાંથી ગઈ. તે તકનો લાભ લઇ મહામાયાએ કાકલૂદી કરવા માંડીઃ "મને કહેવામાં કંઇ વાંધો છે, સરકાર મહાશય?"

વનમાળીએ જણાવ્યુંઃ "ના મા, વાંધો શેનો હોય? લ્યો, ત્યારે સાંભળો!"

એમ કહી વનમાળી ત્યાં આગળ જ બેસી ગયો અને નિરાંત જીવે કહેવા લાગ્યોઃ "મનુષ્યનો અહંકાર લાંબો કાળ ટકતો નથી, મા! માથા ઉપર ભગવાન બિરાજે છે. ઠીક ત્યારે, હું જો આપને એમ જણાવું કે અશ્વિનરાય આજે ખાખી બંગાળી બની જઇને રસ્તાના ભિખારી જેવી દુર્દશામાં આવી પડ્યો છે, તો આપની ખુશીનો પાર ન રહે ને?"

હસતાંહસતાં મહામાયાએ કહ્યુંઃ "એ આપણા ઉપર દુસ્મનદાવો રાખીને ગમે તેવું વર્તન ચલાવતો હતો, પરંતુ તેથી કરીને 'તે પાયમાલ થઈ જાઓ' એવી ઇચ્છા તો મેં સ્વપ્નામાં ય સેવી નથી—ભગવાન પાસે એવી માગણી મેં ભૂલેચૂકે પણ કરી નથી, ભાઇ! કેમ, એવું કશુંક બન્યું છે?"

તડાક દઇને વનમાળી બોલી ઊઠ્યોઃ "કેમ ન બને, મા? મારી જેવી ઇચ્છા હતી તેવું જ થયું છે. દેશમાં ઉપરાછાપરી બે વર્ષ દુકાળનાં આવ્યાં. એને પરિણામે ગઈ સાલ મહેસૂલ ભરવા ટાણે સાંભળેલું કે, રાયના બૈરાંના અંગ પર વાલની વીંટી સરખી રહેવા પામી નહિ. આ વર્ષ પણ એવું જ નબળું પડયું છે! રાયનાં પાંચપાંચ મકાનો હરાજીમાં મૂકાયાં છે! તેમાં વળી પાંચપોતાના એક રહીશને પોતાને ઘેર બોલાવી મંગાવીને અશ્વિને પોતાને હાથે ચાબુકવતી ફટકારેલો. તેનો કેસ આજ છ મહિનાથી જોરશોરથી ચાલી રહ્યો છે. આણી તરફ અશ્વિનરાય અને પેલી તરફ ફરિયાદી તરફે આપણા રાધારમણ મામા—બંને સરખા—એકમેકના મોંમાં થૂંકે એવા! પછી શું પૂછવું? એને લઇને અશ્વિનરાય છેક જ ખલાસ થઈ ગયો છે. પાસે કોડી પણ રહી નથી. મા, તમને આશ્ચર્ય થશે કે જે અશ્વિનરાય આપણે ઘેર દુર્ગોત્સવ બંધ પડ્યો ત્યારે આનંદથી નાચી

ઊઠ્યો હતો, તેના જ ઘરનો દુર્ગોત્સવ ગઇ સાલથી બંધ પડી ગયો છે–બોલો ત્યારે, હવે આપણે શું કરવું યોગ્ય છે?"

મહામાયાએ જવાબ આપતાં જણાવ્યું: "હું તે શું કહેવાની હતી, ભાઈ? તમને જેમ સારું લાગે તેમ કરો! અતુલને આવવા દો, તેને વાત કરીને—"

વનમાળીએ તેને વચમાંથી જ અટકાવી દઇને કહ્યું: "એટલા માટે જ તો હું અત્યાર લગી...તો પછી સાંભળી લ્યો મા! અતુલની પાસેથી પૈસા લઇને હું કાલે જ પાછો ઊપડી જઇશ. અશ્વિનરાયના એ પાંચે મકાનો આપણે હરાજીમાં રાખી લેવાં છે. ત્યાર બાદ આ વર્ષે દેશમાં જઇને આપણે પહેલાંની માફક પૂરા ઠાઠમાઠથી દુર્ગોત્સવ ઊજવવો છે. એ પછી મારું મોત આવશે તો મને જરા ય સંતાપ નહિ રહે."

ટેલિફોનનું રિસિવર કાન આગળ લઇ જઇ શતદલે અતુલની સાથે વાત કરી લીધી. તે એ જ ઘડીએ હસતી હસતી પાછી ફરીને બોલી: "એઓ આવે છે."

એટલું કહીને શતદલે વનમાળી સામે જોઈ સૂચવ્યું: "આપ એટલી વારમાં કપડાંવસ્ત્ર ઉતારીને હાથમોઢું ધોઈ લ્યો સરકાર મહાશય!"

આનંદના અતિરેકમાં વનમાળી એ વાત તો અત્યાર લગી ભૂલી જ ગયો હતો. તેણે કહ્યું: "હા રે! ઠીક યાદ અપાવ્યું, વહુમા! ગાડીમાં આખી રાતનો ઉજાગરો થયો છે; એટલે નાહીધોઇ લેવાથી ઠીક લાગશે."

એમ કહેતો કહેતો વનમાળી પોતાને ઓરડે ચાલ્યો ગયો.

આટલે દહાડે અતુલની ખાતરી થઇ કે હવે કોઇ જાતનો વાંધો નથી. રાયનાં મકાનો ખરીદવામાં ય વાંધો નથી, તેમ દુર્ગોત્સવ ઊજવવામાં પણ વાંધો નથી.

બીજે જ દિવસે વનમાળી પૈસા લઈને ફરી પાછો પુરન્દરપુર ઊપડી ગયો. એની આ દોડાદોડી જોઇને કોઇને પણ થઇ આવતું કે જુવાનીનું જોમ એનામાં ફરીથી પ્રગટી નીકળ્યું છે.

વનમાળીને આમ ઉપરાછાપરી પુરન્દરપુરના આંટાફેરા કરતો જોઇને અશ્વિનને લાગ્યું કે તેની પોતાની આવી દુર્દશાની ઘડીએ આનંદ મેળવવા સારુ ફરીથી એ લોકો ગામમાં આવી વસવાનો વિચાર કરતા લાગે છે. પરંતુ વનમાળીએ જ્યારે કોરટ તરફથી થતી હરાજીમાં રાયનાં પાંચે મકાનો રાખી લીધાં ત્યારે તો તેના અચંબાનો પાર ન રહ્યો. અચંબાનો માર્યો ઘડીભર તો તે જ્યાંનો ત્યાં જ થંભી ગયો. એ પાંચે મકાનો વનમાળીએ અતુલ ચોધરીને નામે રાખી લીધાં હતાં. પરંતુ એટલા પૈસા એ લાવ્યો ક્યાંથી ? એ અશ્વિનને મન કોયડો થઇ પડયો.

બહુ બહુ વિચારને અંતે અશ્વિને મન મનાવ્યું: “ આ વનમાળી બડો પાજી માણસ છે. એણે કલકત્તાના કોઇ શ્રીમંતને શીશામાં ઉતારી મને બેહાલ કરવાની આ બાજી રચી હશે.”

શ્રાવણ માસ ચાલતો હતો. દુર્ગોત્સવને હવે માત્ર મહિનામાસની વાર હતી. તે દરમ્યાન વનમાળીએ મિસ્ત્રીને કામે લગાડી દઈ ચોધરીની હવેલીનું સમારકામ ઉપાડ્યું. કુંભાર અને સુતારને ત્યાં વર્દી અપાઈ ગઇ કે આ વર્ષે ચોધરીજી માટે પ્રતિમા તૈયાર કરવાની છે.

ગામના લોકો તો ડઘાઇ જ ગયા !

બધાના જ મુખમાંથી એક જ વાકય સરી પડતું: “આટલા પૈસા અતુલે મેળવ્યા ક્યાંથી ?”

હવે તો થોકબંધ લોકો વનમાળીને મળવા આવવા માંડ્યા. રાય અને ચોધરી વંશોની ચઢતીપડતીનો ઇતિહાસ—એ ખરેખર રોમાંચક નવલકથા જેવો હતો. ગામના લોકો હજી પણ માની શકતા નહોતા કે અશ્વિનરાય કંગાલ બની જવાની સાથે સાથે જ અતુલ ચોધરી ફરી પાછો ધનાઢ્ય બની ગયો છે ! ભવાની ચોધરીના અવસાન પછી તરત જ જેની

દુર્દશાનાં મંડાણ બેસી ગયાં હતાં, અને જેની હાલાકીનો પાર નહોતો રહ્યો; પેઢીઘરથી ચાલી આવેલી દુર્ગાપૂજા બંધ કરીને આબરુનો માર્યો જે ગામ છોડીને ભાગી ગયો હતો, તે જ અતુલ આજે અશ્વિનરાયનાં પાંચપાંચ મકાનો એકસામટાં ખરીદી લઇને દુર્ગોત્સવ પણ ઊજવવાને ફરી વાર ગામમાં આવે છે—એ સમાચાર ગામલોકને માટે જેટલા નહિ માનવા જેવા તેટલા જ વિસ્મયજનક હતા !

કેશવ ભટ્ટાચાર્યનો અજંપો સહુના કરતાં વધારે હતો. એક દિવસ સવારના પહોરમાં તે ચોધરીના આંગણામાં આવીને બૂમો પાડવા લાગ્યો: "અરે, ઓ સરકાર ! અરે, ઓ વનમાળી ! હજી ઊંધ્યા કરો છો કે શું ?"

બીજા માળના એક ઓરડામાં બેઠોબેઠો વનમાળી તે વખતે અતુલને પત્ર લખી રહ્યો હતો. ગામનો એક વાળંદનો છોકરો થોડાક દહાડાથી ઘરનું કામકાજ કરવા રહ્યો હતો. વનમાળીએ મુખ ઊંચું કરીને તેને બોલાવ્યો: "શ્રીપતિ !"

બૂમ સાંભળી શ્રીપતિ દોડી આવ્યો એટલે વનમાળીએ તેને કહ્યું: "જાળીમાંથી જો તો, કોણ બોલાવે છે ?"

શ્રીપતિએ જણાવ્યું: "જી, કેશવ ભટ્ટાચાર્ય આવેલા છે."

વનમાળી મનમાં ને મનમાં હસવા લાગ્યો અને બોલ્યો: "એમને અહીં બોલાવ !"

ભટ્ટાચાર્ય આવતાં બરાબર વનમાળીનું મોઢું એકીટસે જોઈ રહ્યા. એ બુઢ્ઢાનો ચહેરો છેક જ ફરી ગયો હતો ! મોઢામાં દાંતનું ચોકઠું, કેડે સફેદ દૂધ જેવી દેશી ધોતી, અંગ પર સિલ્કનું ગંજીફ્રાક, આંખો પર સોનેરી ફ્રેમના ચશ્મા, અને હાથે નંગજડિત વીંટી–શું કહેવાય આ તે !

ચોધરીની જાહોજલાલી વખતનો એક સુંદર ગાલીચો ઓરડામાં પાથર્યો હતો. તેના ઉપર બેઠો બેઠો વનમાળી કાગળ લખતો હતો. ભટ્ટાચાર્યને કુતૂહલ દષ્ટિએ તાકી રહેતો જોઇ વનમાળીએ પૂછ્યું: "આમ તાકીને

શું જોઇ રહ્યા છો, ભટ્ટાચાર્ય ? આવો, બેસો. ”

કેશવ ભટ્ટાભાર્ય હાથમાંની લાકડી હેઠે મૂકી દઈને બેસી પડયા. પછી પૂછવા લાગ્યાઃ “ત્યારે તો આ વર્ષે પૂજા નક્કી જ થવાની લાગે છે. એ લોકો પણ આવશે ખરાં ને ?”

વનમાળીએ જવાબ આપ્યોઃ “નક્કી આવવાનાં.”

“વાહ, કેવું સારું ! ગામ છોડીને, પોતાનાં ઘરબાર છોડીને કાયમ જ કંઇ પરદેશમાં પડી રહેવાય ? એ સારું પણ દેખાય ખરું ? ત્યારે ચોધરાણીજી તેમના ભાઇને ત્યાં પાંચપોતામાં જ રહ્યાં લાગે છે, નહિ વારુ ?”

વનમાળીએ જવાબમાં જણાવ્યું : “પાંચપોતામાં શાને રહે ? એઓ પણ કલકત્તા જ છે.”

ભટ્ટાચાર્ય એ સાંભળી મોઢાનો ચાળો કરી હસવા લાગ્યા. હસતાં હસતાં જ એ બોલ્યાઃ “મને ખબર છે, સરકાર ! બધી જ ખબર છે. રાધારમણની પાસે પહેલાં કશું જ નહોતું. બેનને જ પૈસે તો તે માલમસ્ત બન્યો છે ! એટલે આજે તે એ જ બેનને કંઇક પાછું કાઢી આપે તો તેમાં ખોટું પણ શું ? કાઢી આપવું જ જોઈ એ ! અશ્વિનરાયનાં મકાન હરાજીમાં તમે રાખી લીધાં એ તો બહુ જ ડહાપણનું કામ કર્યું, સરકાર ! એ તો ઘણું સારું થઇ ગયું !”

વનમાળીએ પૂછયું: “આવી ખબર તમને કયાંથી મળી, ભટ્ટાચાર્ય ?”

ભટ્ટાચાર્યે હસીને જવાબ આપ્યોઃ “મળી ગઇ વળી, કયાંકથી ! અશ્વિનરાય તો કહે છે કે કલકત્તાના કોઇ મારવાડી શ્રીમંતને પૈસે આ કામ થયું છે; પણ તે મારા મગજમાં નથી ઊતરતું. મને તો એ કામ રાધારમણનું જ લાગે છે. એમાં અમારે શું, ભાઇ ? મારવાડીના પૈસા હોય કે રાધારમણના હોય, અમારે મન તો બન્ને સરખા !”

વનમાળીએ તેનો રદિયો આપતાં જણાવ્યું: “પણ જુઓ, ભટ્ટાચાર્ય ! પૈસા નથી મારવાડીના કે નથી રાધારમણના, જે થયું છે અને થાય છે

તે અતુલને પૈસે જ થયું છે ને થાય છે.''

ખિલખિલ હસતો ભટ્ટાચાર્ય બોલ્યો: ''ત્યારે તો સોનાથી પીળું શું ? પણ કહે છે ને કે અતુલની પાસે તો પૈસા નહોતા રહ્યા. હશે, એમાં કોઇને શું ? પરંતુ હાં ! પૂજા આ વખત કોની પાસે કરાવવા ધારી છે, સરકાર ? એ જાણવા જ હું આવ્યો છું. તમારા ઘરની પૂજા કરાવતો હતો દેવેન ભટ્ટાચાર્ય. એ તો ગુજરી ગયો છે. એનો છોકરો હજી નાનો છે. તેથી મારું કહેવું એમ છે કે મારી પાસે એ કાર્ય કરાવવું હોય તો, હું બીજે ઠેકાણે—''

ભટ્ટાચાર્યને આગળ બોલવા ન દેતાં વનમાળીએ પોતાનું ડોકું ધુણાવી તડ ને ફડ સુણાવી દીધું કે ''તમારી એ ખટપટ નકામી છે. ચોધરીના ઘરની પૂજા કેશવ ભટ્ટાચાર્યને હસ્તે ન કરાવાય.''

વનમાળીનો આ સણસણતો જવાબ સાંભળીને ભટ્ટાચાર્યના મુખ પરનું હાસ્ય એકાએક ઊડી ગયું, અને જબાન પણ શિવાઇ ગઇ.

કેશવ ભટ્ટાચાર્યને આમ રોકડું પરખાવી વનમાળીએ અતુલને લખવા માંડ્યું—

''અગાઉ જ્યાં આપણા ખજાનદારની કચેરી હતી ત્યાં આપણી સામાન્ય કચેરી રાખી છે. મકાનદુરસ્તીનું કામકાજ શરૂ કરી દીધું છે. આપણી પાસે પૈસા કેવી રીતે આવ્યા તે બાબતમાં ગામલોકો કંઈ કંઈ ઉટાંગો બાંધે છે. કેશવ ભટ્ટાચાર્ય હજી હમણાં જ મારી પાસે આવી ગયો, એનો વિચાર આ વર્ષના દુર્ગોત્સવનો પૂજાવિધિ આપણે એને હાથે કરાવીએ એવો હતો; પણ મેં એને એના લાયકનો જવાબ દઈ દીધો છે. એને મોંઢે જ આપણે પૈસા ક્યાંથી મેળવ્યા તે બાબતમાં તમારા સસરા શું ધારે છે તે જાણી શકાયું છે. તમારા સસરા એમ માને છે કે પોતાને ઝાંખા પાડવા સારુ આપણે કલકત્તાના કોઈ મારવાડી શ્રીમંતને સાધીને તેને પૈસે આ બધી ધમાલ આરંભી છે; અગર તો પછી તમારો મામો રાધારમણ તમારે નામે આ ખેલ ખેલી

રહ્યો છે. તમે કલકત્તામાં જ રહો છો એ વાતમાં કોઈને જ
વિશ્વાસ પડતો નથી. બધાં એમ જ માને છે કે તમે તમારા
મામાને ઘેર પાંચપોતામાં જ આશ્રય લીધો છે.”

કાગળ હજી પૂરો લખાઇ રહ્યો નહોતો; એવામાં શ્રીપતિ ત્યાં આગળ આવીને ખડો થયો, અને બૂમ પાડીઃ “બાબુજી !”

વનમાળીએ ડોકું ઊંચું કરીને પૂછ્યું: “કેમ, શું છે?”

પણ તરત જ તેના લક્ષમાં આવી ગયું કે શ્રીપતિ એકલો નહોતો આવ્યો. તેની સાથે બીજો એક યુવક પણ ત્યાં આવેલો હતો. છોકરાને કોઇ ઠેકાણે અગાઉ જોયો હોય એમ વનમાળીને લાગ્યું ખરું, પણ બરાબર ઓળખ પડી નહિ. એને ક્યાં જોયો છે તે નક્કી કરી શકાયું નહિ; તેથી થોડી વાર એના મોઢા સામું તાકી રહ્યા બાદ ચોખ્ખેચોખ્ખું જણાવી દીધું: “તમને હું બરાબર ન ઓળખી શક્યો, ભાઇ! તમે ક્યાં રહો છો, ભલા ?”

છોકરાએ જવાબ દીધોઃ “હું અશ્વિનરાયનો છોકરો થાઉં. મારું નામ સુધીર.”

હવે શું બોલવું કે શું કરવું તેની સમજ એકાએક વનમાળીને પડી નહિ; તેથી પ્રથમ તો વિવેક ખાતર તે બોલ્યોઃ “બેસો, બેસો.” અને પછી થોડી વારે પૂછ્યું: “કેમ આવ્યા છો ?”

સુધીરે ખુલાસો કર્યોઃ “મારી બાએ આપને ગુપચુપ એક વાર મળી જવા બોલાવ્યા છે.”

વનમાળી હસવા લાગ્યો. હસતાંહસતાં જ કહ્યું: “હવે તો બોલાવે જ ને ? પણ તમારા બાપાએ એક દહાડો—પણ જવા દો એ વાત ! તમારા જેવા છોકરા!! આગળ એ બધા પાછલા પોપડા ઉખેડવામાં શો માલ ? વારુ, તમારા બાપાજી શું કરે છે ?”

સુધીરે જવાબ આપ્યોઃ “બાપુજીની તબિયત સારી નથી.”

વનમાળીએ થોડી વાર વિચાર કરીને ફરી પૂછ્યું: "અમારાં વહુજી કેમ છે?"

સુધીરે કહ્યું: "કોણ? વિમળા? એનું શરીર પણ સારું નથી રહેતું."

"તમારો ભાણેજ? અમારા અતુલનો છોકરો?"

સુધીરે જણાવ્યું: "એ તો મઝામાં છે."

વનમાળીએ પૂછ્યું: "તેનું નામ શું પાડયું છે? કેટલા વરસનો થયો ?"

સુધીરે થોડોક વિચાર કરી જોઈ જવાબ આપ્યો: "પાંચેક વર્ષ થયાં ખરાં!"

તે પછી સહજ મલકતે મોઢે તેણે ઉમેર્યું : "અમે તેનું નામ પાડયું છે, તો વિજય, પરંતુ વિમળાબેન એને 'દુઃખીરામ' કહીને બોલાવે છે."

વનમાળીએ કહ્યું: "વારુ, વારુ! પણ જુઓ ભાઈ, મારાથી આવવાનું તો બનશે નહિ. તમારે ઘેરથી તમારા બાપાએ એક દહાડો મને અપમાન કરીને કાઢી મેલ્યો હતો. મારું અપમાન કર્યું છે, અતુલનું અપમાન કર્યું છે, અમારા માજીનું અપમાન કર્યું છે. કરવામાં કશું જ બાકી નથી રાખ્યું. અતુલની સ્થિતિ આજે પણ એવીને એવી જ ગરીબ રહી હોત, અને તમારા બાપની સ્થિતિ પહેલાંના જેવી સમૃદ્ધ હોત તો તો તમે આ ઠેકાણે આજે આવ્યા પણ ન હોત! તમારી બાને આ વાત જણાવજો!"

સુધીર થોડી વાર તો ચુપચાપ ત્યાં આગળ ઊભો રહ્યો. વનમાળીનો સણસણતો જવાબ સાંભળી તરત જ તે સ્થાન છોડી જતાં એને શરમ આવી. વનમાળી તેની આ મનોદશા પામી ગયો અને બોલ્યો: "હું મારી પોતીકી ઇચ્છા મુજબ તો કંઇ જ કામકાજ કરી શકું નહિ, ભાઇ! એટલે અતુલને હું લખી જણાવીશ. તેમની રજા આવશે તો વળી આવી જઇશ."

આ છેલ્લો જવાબ લઈ સુધીર ગુપચુપ ચાલ્યો ગયો.

વનમાળીને વળી કંઈક સૂઝી આવતાં તેણે બૂમ મારી: “શ્રીપતિ !”

શ્રીપતિ નજીકમાં જ ક્યાંક ઊભો હતો. તે લાગલો બારણા પાસે આવી પહોંચ્યો. એટલે વનમાળીએ સૂચવ્યું: “જો, બોલાવ તો એને પાછો—આહા ! શું નામ એનું ?—અશ્વિનરાયના છોકરાનેસ્તો !”

સુધીર હજી લગી મકાનની બહાર નીકળી ગયો નહોતો. એટલે થોડી જ વારમાં તે શ્રીપતિની સાથે પાછો આવી પહોંચ્યો. એટલે વનમાળીએ કહ્યું: “જુઓ ભાઈ, તમારાથી એક કામ થઇ શકશે ? તમારા ભાણેજને એટલે કે અમારા અતુલભાઈના દીકરાને એક વાર અહીં આગળ લઇ આવશો ?”

સુધીરે જવાબ દીધો: “તો પછી આપ જ ચાલો ને ? એને જોતા પણ અવાશે.”

વનમાળીએ કહ્યું: “હાલ તો એ બાબતમાં હું નિરુપાય છું, નહિ તો વળી આવી જાત. તમે એક વાર એ બાળકને છાનામાના અહીં લઇ આવજો. પછી વળી જોયું જશે, સમજ્યા ?”

એટલું કહી સુધીરને વિદાય કરી દઇને વનમાળી ફરી પાછો કાગળ લખવા બેઠો.

લખ્યું કે—

> “તમારો સાળો સુધીર હજી હમણાં જ મારી કને આવી ગયો. તમારી સાસુજીએ એને ગુપચુપ મારી પાસે મોકલીને મને મળવાને તેડયો હતો; પણ હું મળવાને ગયો નથી. તમારી જો પરવાનગી હોય તો વળી જઈ આવીશ. સુધીરને મોઢે ત્યાંના બધા સમાચાર સાંભળી લીધા છે. બધાં જ કુશળક્ષેમ છે.”

હવે બીજું કશું વધારે ન લખતાં કાગળ પોસ્ટ કરાવી દીધો. વનમાળી તેના જવાબની રાહ જોતો બેઠો.

વનમાળીના મનમાં હતું કે આજે નહિ તો કાલે પણ સુધીર અતુલના છોકરાને લઇને એની પાસે આવશે ખરો. પરંતુ એ આશામાં ને આશામાં

બેત્રણ દિવસ પસાર થઇ ગયા. પરંતુ ન આવ્યો સુધીર કે ન આવ્યો અતુલનો કાગળ !

છોકરાને તેડીને સુધીર ન આવ્યો તેનું કારણ તો સમજી શકાય એમ હતું. અશ્વિનરાયે વખતે તેમ ન કરવા દીધું હોય એ બનવા જોગ છે; પરંતુ અતુલનો જવાબ ન મળવાનું કારણ કેમે કર્યું વનમાળીથી સમજી શકાયું નહિ.

આણી તરફ હવે પ્રતિમા સારુ મટોડી આવી પડી. પૂજાને હવે વધારે દિવસ બાકી નહોતા રહ્યા. બધાંને મકાન દુરસ્તી અને રંગરોગાન થઇ ગયાં છે. દરવાજા પર દરવાન ગોઠવાઈ ગયો છે. કચેરીના ખંડમાં નોકરચાકરો કામ કરી રહ્યાં છે. ચોધરીનો અસલ વૈભવ ફરી પાછો આવી ગયો છે.

હવે તો એ લોકોએ કલકત્તાથી આવી જવું જ ઉચિત છે. અશ્વિનરાય એક વાર જુએ તો ખરો !

અતુલનો જવાબ ન મળવાથી વનમાળીએ રાતની ગાડીમાં કલકત્તા જવાની તૈયારી કરી. પુરંદરપુરના સ્ટેશન પર ગાડીની રાહ જોતો વનમાળી ઊભો હતો. તેવામાં પ્લેટફોર્મ ઉપર સુધીર આંટાફેરા કરતો તેની નજરે પડયો. એટલે વનમાળી તેની પાસે ગયો અને આગળની વાત સંભારી આપતાં પૂછયું: "પછી તમે તો ખરા આવ્યા, ભાઈ?"

પોતે જાણે બીજા કશાક વિચારમાં હોય તેવા ભાવે ભમ્મરો ચઢાવીને તેણે જવાબ વાળ્યો: "આપ ન આવ્યા તો પછી હું શાનો આવું?"

જવાબ સાંભળી વનમાળી સહજ અમસ્થો હસ્યો. હસીને તેના મુખ સામું ભાળી પ્રશ્ન કર્યો: "સ્ટેશને કેમ આવવું થયું છે? ક્યાંક જવા નીકળ્યા લાગો છો."

સુધીરે જણાવ્યું: "ના. ટ્રેનમાંથી બરફ લેવા આવ્યો છું."

વનમાળીએ કુતૂહલભાવે પૂછયું: "બરફ કોને માટે?"

સુધીરે કહ્યું: "વિમળાને માટે."

વનમાળીએ પૂછ્યું: "વિમળા માટે? તો શું અમારાં વહુજીની તબિયત વધારે બગડી છે?"

"તે તો તમને ભાવતી વાત છે ને?" એવું ગણગણતો સુધીર આઘે નીકળી ગયો.

વનમાળીને સમજાઇ ગયું કે તે એના પર ગુસ્સે ભરાયલો છે; એટલે તે પણ વધુ ન બોલતાં ત્યાંથી ખસી ગયો.

કલકત્તા પહોંચતાં બરાબર વનમાળીએ અતુલને ઊધડો લેવા માંડયો: "મારા કાગળનો જવાબ કાં ગળી ગયા, વારુ?"

અતુલે જવાબ વાળ્યો: "વખત ન મળ્યો તેથી."

એમ કહેતો તે હસી પડયો, અને પછી પૂછ્યું: "છાનામાના જઇ આવ્યા ને તમે મારી સાસુજીની પાસે?"

"ગાંડો થયો શું?" વનમાળીએ જવાબમાં જણાવ્યું: "રીસ જાણે તને એકલાને જ હશે, મને જાણે તે નહિ હોય, એમ ને?—ચાલો, આ વખત તો હું તમોને બધાંને લઇ જવાને જ આવ્યો છું."

એ મુદ્દાને ગળી જઇને અતુલે પૂછ્યું: "પુરન્દરપુરની જમીનદારી હવે કોની, સરકાર મહાશય?"

વનમાળીએ ખુલાસો કર્યો: "અશ્વિનરાયનો અડધો હિસ્સો, તેમજ આપણો અડધો હિસ્સો પ્રથમ તો રાધારમણે પોતાને ઘેર કરી લીધો. પણ પછી લોકલાજથી તેણે આખી જ જમીનદારી મહાદેવપુરના મંડલ દેને વેચાણ આપી દીધી છે. અશ્વિનરાયના કબજામાં હવે રહેણાક ઘર છે ફક્ત, બીજું કંઈ જ નથી."

અતુલે પોતાનો વિચાર જણાવ્યો: "ગામની જમીનદારી આપણે ઘેર લાવવાનું બને ખરું?"

વનમાળીએ ખુલાસો કર્યો: "અશ્વિનરાયવાળા હિસ્સાની બાબતમાં

કંઇ કહી શકાય નહિ. બાકીનો આપણુવાળો અર્ધો ભાગ તો આપણે ખરીદવો જ રહ્યો."

ભારપૂર્વક અતુલે જણાવી દીધું: "ખરીદવો રહ્યો નહિ, પણ ખરીદી જ લ્યો! ગમે તેટલા દામ આપવા પડે તેની ફિકર નહિ. અમે અહીંથી નીકળીશું પાંચમને દહાડે. તે પહેલાં કોઈ પણ ઉપાયે જમીનદારી આપણે ઘેર પાછી ફરવી જોઇએ. એટલે આ વેળા અહીંથી જઈને એની જ તજવીજમાં પડી જાઓ!'"

"ભલે." એમ કહીને વનમાળી ચાલી જવા લાગ્યો. એ જ સમયે મહામાયાએ આવી તેને રોકયો અને ધીમે અવાજે પૂછ્યું: "છોકરાને જોતા આવ્યા કે, સરકાર મહાશય?"

"ના રે ના! જોવા કોણ દે? ચાલો, હવે તો પોતે જ આવીને જોઇ લેજો! અને જોજો તો ખરાં, કે આપણાં ઘરબાર કેવાં નવાં જેવાં બનાવી દીધાં છે!"

મહામાયાએ પૂછયું: "અતુલે શું કહ્યું? કયારે નીકળવાનું જણાવ્યું?"

"પહેલાં પુરન્દરપુરની જમીનદારી પાછી ખરીદી લેવાની છે, તે પછી જ પાંચમને દહાડે તે અહીંથી નીકળશે."

નજીકના ઓરડામાં પરિમલ બેઠી બેઠી કંઇક સીવણકામ કરતી હતી. તે એકદમ બહાર નીકળી આવી અને બોલી: "આ વેળા અમોને પણ લઇ જશો ને, સરકાર મહાશય?"

વનમાળીએ જણાવ્યું: "ચોક્કસ લઇ જઈશું."

હેમાંગિની પણ નજીકમાં જ કામકાજ કરતી હતી. તેને કાને આ વાતચીત પહોંચતાં તે બોલી ઊઠી: "બધાં જ જો અહીંથી જતાં રહેશો, તો પછી અહીં રહેશે કોણ—એકલાં મા?"

એમને પુરન્દરપુર જવાની વાત તો ઘણા વખતથી ચાલતી હતી. હેમાંગિનીની ઇચ્છા હતી કે જો જવાનું જ હોય તો શતદલ ભલે એમની

સાથે જાય, પરિમલને જવાનું કામ નથી. એની આ માન્યતાનું કારણ એણે પોતાના મનમાં જ અત્યાર લગી દાબી રાખ્યું હતું. પણ બટકબોલી પરિમલે તો લાગલું બોલી નાખ્યું: "આટલી મોટી લડધા જેવી છોકરી હજી કુંવારી છે, એ વાત ત્યાં કોઇને જાણવા દેવાની મરજી નથી, એ જ ને કે બીજું કંઈ?"

હેમાંગિનીએ ઉત્તર દીધો: "હા, એ જ. એટલા માટે જ કહું છું કે એ સાસુવહુ ભલે જાય. તું અહીં મારી કને રહેજે!"

પરંતુ પરિમલ જવા ઇચ્છતી હતી બીજા જ કારણસર. તેની મોટી બેન શતદલને જે ઠેકાણે જવાનું છે તે ઠેકાણે તેની શોકય છે, શોકયનો છોકરો છે. ગામના લોકો તેને મીઠી નજરે જોશે કે કેમ તે કોણ જાણે! એવે ઠેકાણે મોટી બેનની સાથે રહેવાની ખાસ જરૂર એને લાગતી હતી.

પરિમલે ચોખ્ખું પરખાવી દીધું: "નાહકનું ધાંધલ મચાવવાનું છોડી દેજે, બા! હું તારી રોકી રોકાવાની નથી. હું તો બસ જવાની અને જવાની જ!"

આખરે તેમ જ થયું.

વનમાળી ભારે ઉસ્તાદ હતો. કેટલી ય વાર અવરજવર કરી મહાદેવપુરના મંડલદે પાસેથી પુરન્દરપુરની જમીનદારીનો લગભગ અડધો હિસ્સો તેણે ખરીદી લીધો.

અતુલે કલકત્તામાં એક નવી મોટર ખરીદી. એની ઇચ્છા કલકત્તાથી મોટરમાં બેસી પુરન્દરપુર પહોંચવાની હતી.

મહામાયાએ જણાવ્યું: "આપણે બધાં ય જઇશું. થોડા દહાડા ગામડામાં લહેર કરીશું."

પરિમલે એ વિચારને તોડી પાડયો: "નહિ, નહિ. બાપાજી અને મા અહીં જ રહેશે. એ લોકો આ વખતે ત્યાં આવે તે સારું ન લાગે."

અતુલે તેને અનુમોદન આપ્યું: "હા, એ બરાબર છે."

[ ૨૬ ]

આખરે એવું ઠર્યું કે પૂજાની સરસામગ્રી લઈને વનમાળીએ ટ્રેનમાં જવું અને અતુલ, મહામાયા, શતદલ તથા પરિમલે મોટરમાં જવું.

વનમાળી ચારપાંચ દિવસ અગાઉથી જ વિદાય થઈ ગયો.

પરિમલે એક દહાડો મોટી બેનને ઓરડે પહોંચી જઇ છાનું છાનું પૂછી જોયું: "શું ધારો છો, મોટીબેન?"

શતદલે જણાવ્યું: "મને તો કંઇ ઠીક નથી લાગતું, ભાઈ! એ ઠેકાણે શોકય બેઠી છે. શું થશે તે કોને ખબર?"

પરિમલે તેને સધિયારો આપતાં જણાવ્યું: "એટલા માટેસ્તો હું તમારી સાથે આવવા તૈયાર થઇ છું, મોટીબેન! તમે જરા યે ચિંતા ન કરશો. ઝગડવાલડવાનો પ્રસંગ આવે તો તમે તમારે ગુપચુપ બેસી રહેજો. હું કેડ બાંધીને ઊભી રહીશ."

શતદલ ગ્લાનિભર્યું સહેજ હસી.

દુર્ગોત્સવ ટાંકણે પ્રતિમાની સ્પર્ધા અંગે રાયવાળા સાથે ચોધરીવાળાઓને જે ટંટાબખેડા થતા તેવું કંઇ થવાની ભીતિ આ વરસે નથી. રાયવાળાને ત્યાં આજે પ્રતિમાની સ્થાપના નથી. દેવઘર સૂમસામઅંધકારમય છે. ત્યારે ચોધરીનું વર્ષો થયાં અંધકારમાં ડૂબેલું દેવઘર આજે ઝાકઝમાળ બની ગયું છે. ચોધરીની હવેલીની દેવડીથી માંડીને ચોગરદમ રોશની ઝળહળી રહી છે. નોબતખાનામાં નોબતો ગડગડી રહી છે. લોકમેદની અહીંથી તહીં દોડાદોડ કરી રહી છે. પહેલાંના જેવાં જ શોરબકોર અને ધમાલ ચોધરીની હવેલી આગળ આજે નજરે પડે છે.

પેલી તરફ જેની હવેલી આટલો વખત થયાં દર વર્ષે ઝાકમઝોળ ઊડતી હતી, જે ઐશ્વર્યના અહંકારમાં તણાઇને અશ્વિનરાય જમાઇનું હડહડતું અપમાન કરી દેતાં ખંચાયો નહોતો તે રાયજીની હવેલીનો સદર દરવાજો આજે સમૂળો બંધ છે. ઐશ્વર્ય અને વૈભવનું ચિહ્ન સરખું

જણાતું નથી. જાણે બધું જ ઊડી ગયું છે. રાયજીની આવડી મોટી હવેલીમાં કોઈ માણસેય રહેતું હશે કે કેમ તેની પણ શંકા થાય છે!

કલકત્તામાંથી પુષ્કળ સરસામાન લઇને વનમાળી ચોથને દહાડે ગામમાં આવી પહોંચ્યો. પાંચમને દહાડે નવી વહુ સાથે અતુલ આવવાનો હતો!

એ વાત આખા ગામમાં સારી પેઠે પસરી ગઇ, એટલે તે દિવસે સવારથી જ કયાંય કંઈ પણ અવાજ સંભળાય કે નાનાં નાનાં છોકરાં-છોકરીઓ 'એ આવ્યાં!' એમ કહેતાં ઘરબહાર દોડી આવે છે અને રસ્તા પર ઊભાં રહી જાય છે. પણ અતુલ કયાં?

સવાર વીતી. બપોર પણ વિત્યા. પણ અતુલ દેખાયો નહિ. વનમાળીના સ્વભાવ પ્રમાણે તે તળેઉપર થઈ ગયો.

સાંજે ચારને શુમારે, વનમાળીએ એક ચપરાશીને બોલાવી ફરમાવ્યું: "જાઓ ભૈયા, તમે નયાનજૂલિના પુલ સુધી આગળ જઇને જોઇ આવો કે કલકત્તાથી કોઇ મોટર આવતી જણાય છે? એ પુલ બહુ ખરાબ થઇ ગયો છે. કંઇ જોખમબોખમ તો—"

વનમાળીનું કથન હજી પૂરું થયું પણ નહોતું, એટલામાં જ ગામના આઘેના ભાગમાંથી મોટરના ભૂંગળાના જેવો અવાજ સંભળાયો. એટલે વનમાળીએ કહ્યું: "ઊભા રહો, હવે તમારે જવાની જરૂર નથી. એ લોકો આવી પહોંચ્યાં છે."

મોટરના ભૂંગળાનો અવાજ ગામની મોટા ભાગની વસ્તીએ સાંભળ્યો હતો.

મહોલ્લેમહોલ્લેથી છોકરાંઓનાં ટોળેટોળાં રસ્તા ભણી દોડી આવવા લાગ્યાં. કેટલાંક ચોધરીની હવેલી તરફ દોડવા લાગ્યાં અને કેટલાંક સ્ટેશનની દિશામાં દોડયાં!

સૌ કશીક અદ્ભુત વસ્તુ જોવાની આશા રાખતું હતું.

ગામના રસ્તા પર જબરી ભીડ જામી ગઈ. અતુલની મોટી મોટરને

આગળ વધવાની પણ મારામારી થઈ પડી. રસ્તાને પડખે પડખે ક્યાંક નાનાં નાનાં ઈંટેરી ઘરો, તો ક્યાંક કામડાં કે ઘાસની ઝૂંપડીઓ આવેલી હતી. મોટરનો અવાજ કાને પડતાં જ એ મકાનોમાંથી બૈરાં સુદ્ધાં બહાર આવી ઊભાં રહ્યાં. બધાં જ ડોકાં ઊંચાં કરીને અતુલની નવી વહુને નિરખવાને તલપાપડ બની ગયાં છે! પરંતુ ગાડીની અંદર પાસે પાસે બે યુવતીઓ બેઠેલી જણાય છે. બન્નેએ એક જ જાતની સાડી પહેરી છે, બન્નેની સેંથીમાં સિંદુર પૂરેલું છે કે નહિ તે આઘેથી બરાબર જોઈ શકાય તેમ નથી, બેઉ જણી સરખી રૂપાળી છે, એટલે એ બેમાંથી અતુલની વહુ કઈ એ કોઈથી જ સમજી શકાતું નથી.

હવે રસ્તામાં મોટરને પસાર થવા જેટલી જગા થઈ. સામે આવેલી રાયજીની આલિશાન હવેલી નજરે પડી.

પરિમલે પૂછયું: "આ જ આપણું ઘર લાગે છે, નહિ?"

અતુલે ડોકું હલાવી 'ના' પાડી.

મહામાયાએ ખુલાસો કર્યો: "એ તો રાયની હવેલી."

શતદલને એક ચૂંટી ખણી પરિમલ ઊંચી ડોકે એ જ દિશામાં જોઈ રહી.

આ બાજુ વિમળાની તબિયત પહેલાં કરતાં કંઈક સુધરી આવી હતી. ઊઠીને હરીફરી શકતી ખરી, છતાં દુબળી બહુ જ પડી ગઈ હતી.

મોટરનું ભૂંગળું સાંભળીને તે પણ ઝબકી ઊઠી. અરે! આજ તો માં...ચે...મ! કલકત્તાથી એ લોકો આજે જ ગામમાં આવવાની વાત ચાલે છે, એવો ખ્યાલ આવતાં તે લાગલી ઊઠી ને ઊભી થઈ ગઈ. લૂગડાનો છેડો ભોંયે ઘસડતી ઘસડતી તે રસ્તા બાજુના એક ઓરડાની બારી પાસે પહોંચી ગઈ. પણ બારીનું બારણું બંધ હતું. દુર્બળ હાથે બહુ યે ખેંચ્યું પણ બારણું કેમે કર્યું એનાથી ખુલ્યું નહિ. એટલે ઝટપટ તે ઓરડામાંથી બહાર નીકળી પડી અને ધાર્યું કે નીચે ગયા વગર કોઈને પણ બરાબર નિરખી શકાશે નહિ. એ વિચારની સાથે જ તે ગાંડીની

માફક ઉતાવળી ઉતાવળી દાદર ઊતરવા લાગી. પણ તેના દુબળા પગ ધ્રૂજવા લાગ્યા. મોટરનો બીજો અવાજ કાને પડતાં એને સમજાઇ ગયું કે મોટર એનો ઝાંપો વટાવીને બહુ દૂર ચાલી ગઈ છે. એટલે એના ટાંટિયા વધારે ધ્રૂજી ઊઠયા. તે ધબ દઇને દાદરેથી ગબડી પડી તે ઠેઠ નીચે આવીને જ થંભી.

પેલી તરફ ચોધરીની હવેલી સામે અતુલની મોટર થોભી ગઈ છે. વહુને નીરખવાને લોકો પડાપડી કરી રહ્યા છે. બે હિંદુસ્થાની ભૈયાઓ મોટર પાસે કોઇને ફરકવા દેતા નથી. એક પછી એક મોટરમાંથી ઊતરીને બધાં ય હવેલીમાં ચાલ્યાં ગયાં. બીજે મજલે જે ખંડમાં ભવાની ચોધરીનું મોટું તૈલચિત્ર હતું, તે ખંડમાં સૌથી પહેલાં મહામાયા બધાંને લઇ ગઇ. તસ્વીરની સામે ગળે લૂગડાનો છેડો લપેટીને સજળ નયને તેણે ભાવભર્યાં પ્રણામ કર્યાં. પછી શતદલને કહ્યું: "પ્રણામ કરો બેટા ! આ તારા સસરા !"

અતુલ, શતદલ તેમજ પરિમલ–ત્રણે યે ભોંયે માથું અડકાડીને ભાવભેર પ્રણામ કર્યાં.

છઠને દહાડે પ્રભાતના પહોરમાં શરણાઇઓ વાગવા લાગી. આખું ગામ આનંદનું માર્યું ગાંડુંઘેલું બની ગયું. આનંદ નહોતો કેવળ અશ્વિનરાયની હવેલીમાં.

અશ્વિનરાય પંડે પથારીવશ હતો. વાએ તે એકાએક રહી ગયો હતો. છેક જ પાંગળો બની ગયો હતો. પથારી છોડવાની તેનામાં બિલકુલ આય નહોતી. જાહ્નવીને રાતદહાડો બધો જ વખત તેની પથારી પાસે જ રહેવું પડતું. બીજા ઓરડામાં પડેલી વિમળાની બરાબર સંભાળ લેવા જેટલો વખત પણ એને માંડ મળી શકતો.

પુરન્દરપુરથી દસ માઇલને અંતરે આવેલા શા'નગરના એક ગૃહસ્થને ઘેર સુધીરને પરણાવ્યો હતો; પરંતુ લગ્ન પછી તરત જ વેવાઇની સાથે કંઇક ભાંજગડ પડવાથી, વહુ હજી સુધી ઘરભેગી થઈ શકી નહોતી.

જાહ્નવીને આ બાબતનો ભારે બળાપો હતો. ઘણીય વાર તે રડતી અને પતિને વિનવતી: "કંઇક તો સમજો. બધાની જ સાથે આમ કરવાનું ?"

અશ્વિન તેને સંભળાવી દેતો: "બસ કર ! એ ઠેકાણે તો મેં છોકરો પરણાવ્યો છે, નહિ કે છોકરી !"

જાહ્નવી પછી એકે શબ્દ આગળ બોલી શકતી નહિ. મનનો બળાપો મનમાં જ છુપાવી રાખી તે પોતાના દહાડા ગુજારતી.

તે દિવસે સવારના પહોરમાં અશ્વિને પૂછ્યું: "આજ તો છઠ ને ?"

જાહ્નવીએ જવાબ દીધો: "હા, આજે છઠ !"

શરણાઇના સૂર સાંભળીને અશ્વિનના મુખમાંથી ઉદ્દ્ગાર નીકળી પડયા: "ચોધરીને ત્યાં ઉત્સવ ઊજવાતો લાગે છે!"

જાહ્નવીએ એ વખતે પણ માત્ર સહજ ડોકું હલાવી કહ્યું: "હૂં !"

"અતુલ આવ્યો છે ?"

"સાંભળ્યું તો છે કે આવ્યા છે."

"અતુલની મા ?"

"તે પણ આવ્યાં છે."

અશ્વિન હજી પણ કંઇક વિશેષ પૂછવા જતો હતો; પણ વળી થંભી ગયો. ડોળા ચઢાવી જાહ્નવીના મોઢા સામું થોડી વાર તાકી રહ્યા પછી ફરીથી તે બોલ્યો: "જો, સુધીરને એ બાજુ ફરકવાની મના કરી દેજે !"

જાહ્નવીની આંખોમાં અશ્રુ ભરાઈ આવ્યાં. અશ્રુભરી આંખે પતિદેવને પૂછ્યું: "હજી પણ શું તમારે અતુલની સાથે એવું ને એવું જ વર્તન રાખવું છે ?"

અશ્વિને વિના વિલંબે જવાબ દઈ દીધો: "બેશક ! હું મરી જાઉં

તે પછી તમારે જેમ કરવું હોય તેમ કરજો !"

જાહ્નવીથી હવે સહન ન થઇ શકયું. એટલે તે ઊઠીને ત્યાંથી ચાલી જવા લાગી. એ વખતે અશ્વિને એને પૂછયું: "વિજય કયાં? આપણો દાદુ કયાં?"

જાહ્નવીએ કહ્યું: "હશે એની મા પાસે. બોલાવું?"

અશ્વિન બોલ્યો: "ના, રહેવા દે!"

સાતમ અને આઠમ એ બન્ને દિવસો ભારે ધામધૂમ સાથે પસાર થઈ ગયા.

નોમની સવાર ઊગી. ચોધરીને ઘેર મહાપૂજા ચાલે છે. ચોગરદમ લોકોની ઠઠ જામી છે. ભોગ વધેરવાના પાડાઓને સ્નાન કરાવી હેડના લાકડે બાંધી રાખ્યા છે.

રેશમી અબોટિયું પહેરીને અતુલ આમતેમ ઘૂમાઘૂમ કરી રહ્યો છે. પ્રતિમાની સન્મુખ બેસીને પુરોહિત ચંડી પાઠ કરે છે:

**जयन्ती मंगला काली भद्रकाली कपालिनी।**
**दुर्गा शिवा क्षमादात्री स्वाहा स्वदा नमोस्तुते॥**
**मधुकैटभ-विध्वंसि विधात्रि वरदे नमः।**
**रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि॥**
**महिषासुर-निर्नाशि भक्तानां सुखदे नमः।**
**रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि॥**
**देहि सौभाग्यमारोग्यं देहि देवि परम सुखम्।**
**रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि॥**

આંગણામાં એક ઠેકાણે સરખી ઉમ્મરનાં કેટલાંક બાળકો ગરબડ મચાવતાં હતાં. તેમની ગરબડનું કારણ એવું કંઈ ખાસ મહત્ત્વનું નહોતું. ફાટેલું એક પહેરણ અને મેલી ચડ્ડી પહેરીને એક નાનકડો બાળક કયારનો અતુલ તરફ આંગળી કરી કરીને કહેતો હતો: "આ મારા બાપા થાય."

ટોળે મળેલાં બાળકો એની વાત માનતા નહોતાં. તેઓ કહેતાં:

"ના, ના, બાપા નહિ, પણ બીજું કંઈક થતા હશે. તારો બાપો તો રહી ગયો કંઈ પેલી તરફ ! બોલાવ જોઇએ, 'બાપા' કહીને !"

લોકોની ભીડમાં માથું મારી મારીને છોકરો આગળ વધવા લાગ્યો.

આગળ જઈને એક થાંભલાની પાસે ઊભા રહી તે આમતેમ ડાફરિયાં મારતો હતો, એટલામાં ભોગ વધેરવાનો વખત થયો. હાથમાં ખાંડું પકડીને અને આશીર્વાદી માળા પહેરીને વધેરવાના કામ માટે નક્કી થયેલો મારો ચાલ્યો આવતો હતો. એ જ વખતે લોકોએ ઊભા થઇ જઇને ચોગરદમથી ધક્કામુક્કી અને ઠેલાઠેલી કરવા માંડી. બધા જ ઊભા થઇ ગયા. બલિદાન અપાતું જોવાને હાથ જોડીને બધાએ એકસામટો ચિત્કાર કરવા માંડયોઃ "મા ! મા ! મા !"

થાંભલા પાસે ઊભેલો બાળક ભારે મુસ્કેલીમાં આવી પડયો. એક તો બિચારો છેક નાનો હતો; તેમાં વળી તેની નજર આડે મોટો થાંભલો આવ્યો હતો. અને મોટા મોટા લોકોનાં ઓથાં પણ તેને કંઇ જ જોવા દેતાં નહોતાં. એટલે બલિદાન જોવાને વાસ્તે તે આમથી તેમ દોડાદોડ કરીને આગળ જવાનો લાગ શોધી રહ્યો હતો. એવામાં અતુલની સાથે અથડાઈને તે ગબડી પડયો. અતુલે નીચા વળીને તેને ઊંચકી લીધો અને માયાળુ અવાજે પૂછયુંઃ "આહા ! વાગ્યું કે ?"

એમ કહીને આઘુંપાછું જોયા બાદ તે ફરી બોલ્યોઃ "તું અહીં કયાંથી આવી ચઢયો, છોકરા ? અહીંથી તો તારાથી કંઇ જ દેખી શકાશે નહિ. જોવું હોય તો નીચે જઇને ઊભો રહે !"

બાળક એકીટસે અતુલના મોં ભણી જોઇ રહ્યો હતો. ગામના એક ઘરડેરાની નજર એ બે જણાની ઉપર પડી એટલે તે બોલી ઊઠયોઃ "જુઓ તો ખરા, બાપબેટો કેવી વાતચીત ચલાવી રહ્યા છે !"

અતુલને કાને એનો અણુસારો જતાં તેના દિલમાં કંઇ કંઇ થઇ ગયું. માથું નીચું કરીને અને છોકરાના મુખ પાસે પોતાનું મુખ લઇ જઇને પૂછયુંઃ "તારું નામ શું, છોકરા ?"

છોકરાએ ફટ દઇને જવાબ આપ્યો: "વિજય."

અતુલના હાથ હવે થરથર કંપવા લાગ્યા, આંખોના ડોળા ચકળવકળ થવા લાગ્યા. વિજયને પગથી માથા લગી બરાબર નીરખી લઈ આમતેમ નજર ફેરવીને જોયું તો આઘે તેનો એક સેવક ઊભેલો જણાયો. તેણે લાગલી બૂમ પાડી: "નિવારણ!"

એ જ વખતે બધાંએ ફરી પાછો હાકોટો પાડયો: "મા! મા!" એ હાકોટામાં અતુલની હાક નિવારણથી સાંભળી શકાઈ નહિ.

અતુલના મોઢા સામુ જોઈ રહીને અને તેનો ઉપરણો જોરથી પકડી લઇને વિજયે પૂછયું: "તમે મારા બાપા થાઓ ને?"

તે આવો પ્રશ્ન પૂછી બેસશે એવું અતુલે ધાર્યું નહોતું. તેને એણે ઓળખ્યો શી રીતે? એ વાત એ છોકરાને પૂછવાનું પરવડે એમ નહોતું. સંભવ છે કે કોઇએ એને ઓળખાણ કરાવી આપી હોય.

અતુલનો ચહેરો જોવા જેવો બની ગયો. હોઠને ખૂણે મંદ મંદ હસીને અને માથું હલાવીને તેણે છોકરાના પ્રશ્નનો જવાબ આપ્યો: "હા!"

અતુલની બન્ને આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. પેલી બાજુ પાડો પણ વધેરાઇ ગયો. એટલે ટકોરખાનાનાં બધાં જ નગારાં એકસામટાં ગડગડી ઊઠયાં. અતુલથી પોતાની જાતને હવે વધુ વાર સંભાળી શકાઇ નહિ. આંખો ઝટપટ લૂછી વિજયને હાથ પર તેડી લઇને તે પોતે જ નિવારણની પાસે પહોંચી ગયો અને તેને થોડેક છેટે લઇ ગયો.

હવે બીજો ભોગ આપવાની તૈયારી થવા માંડી. વાજિંત્રો થંભી ગયાં.

અતુલે નિવારણને પૂછયું: "અહીં આ ગામમાં કપડાં–જોડા વેચાતાં જોઇતાં હોય તો મળી શકે કે નહિ?"

નિવારણે જણાવ્યું: "મળી શકે. હરિશની દુકાને મળી શકે. પરંતુ પૈસા વધારે લે ખરો!"

"ભલે વધારે લે! બલિદાન પતી ગયા પછી આને તે દુકાન પર લઇ જઇને સારાં સારાં કપડાં તથા બૂટ અપાવી આવજે, સમજ્યો ને, વેચાતાં અપાવી આવજે."

એમ કહીને વિજયને તેના હાથમાં સોંપી દેતાં દેતાં અતુલે સૂચના કરી: "નીચે લઈ જઇને આને બલિદાન બતાવ! અહીંથી એનાથી કંઇ જ દેખી શકાતું નથી."

એટલું કહીને તે ત્યાંથી ચાલ્યો ગયો.

આ બાજુ બલિદાનનાં વાજિંત્રો વાગે છે, ત્યારે તે તરફ એ જ ઘડીએ રાયના ઘરમાં એક બિછાના પર પડી પડી વિમળા ડૂસકાં ખાઈ ખાઈને રડી રહી છે.

ક્યારથી તે આમ રડયા કરતી હતી તે તો રામ જાણે! પણ ઘણી વારે બારી ભણી મોઢું ફેરવીને તે બહારની બાજુ ઉદાસીન દૃષ્ટિએ જોતી જોતી કંઇ વિચારમાં પડી ગઇ હતી, તેવામાં પાછળથી વિજયે બૂમ મારી : "બા!"

બૂમ સાંભળીને વિમળા ચમકી પાછી નજર ફેરવીને જુએ છે તો નવો ડગલો, નવી પાટલૂન અને નવાં બૂટમોજાં અને નવીનકોર ટોપી પહેરીને એનો છોકરો સાહેબડો બની આવ્યો છે!

એનો વેશ જોઈને વિમળા ચકિત બની ગઇ અને એના મોં સામે જોતી જોતી પૂછવા લાગી: "આ બધું તને કોણે અપાવ્યું રે!"

વિજયે ફટ દઇને જણાવી દીધું: "બાપાએ!"

વિમળાના મુખમાંથી ઉદ્દગાર સરી પડયા : "બાપાએ! કોણે...તારા બાપાએ અપાવ્યું? તને ત્યાં કોણ તેડી ગયું? તેં એમને શી રીતે ઓળખ્યા?"

આ પ્રશ્નો પૂછતાં પૂછતાંમાં તો એની આંખો આંસુથી ઊભરાઇ જવા લાગી.

વિજયે કહ્યું: "હું જાતે જ ગયો હતો."

વિમળાની આંખોમાંથી હવે તો દડદડ આંસુ સરવા લાગ્યાં.

વિજય તો એ જોઇ અવાક્ બની ગયો ! એની બા આમ રડે છે કેમ ? એ એને મન એક કોયડો બની ગયો.

રડતી રડતી વિમળા તેનો છૂટી ગયેલો પાલવ ભોંયે ઘસડાવા દઈને બારણા પાસે રહીને બૂમ પાડવા લાગી: "બા ! અરે ઓ બા !"

જાહ્નવી અશ્વિનના ઓરડામાં બેઠી હતી. છોકરીની બૂમ સાંભળતાં બરાબર તે ઓરડામાંથી બહાર ધસી આવી.

વિમળાએ તેના છોકરા તરફ આંગળી ચીંધીને કહ્યું: "જોઇ લે, બા, આ છોકરાનાં કારસ્તાન જોઈ લે તું !"

જાહ્નવી પ્રથમ તો હરખની મારી ઘેલી બની ગઇ અને વિજયને પોતાની સોડમાં તાણી લઇને કહેવા લાગી: "વાહ રે, ભાઈ વાહ ! આ બધું તને કોણે અપાવ્યું, બેટા ?"

હસતે મોઢે વિજયે જવાબ દીધો: "બાપાએ."

મા–દીકરી પરસ્પરનાં મોઢાં જોઈ રહ્યાં !

આખરે જાહ્નવી બોલી: "જોયું ને ? છોકરા ઊપર એમનો કેવો ભાવ છે ? ત્યારે તું એમને તારી સાથે કેમ ન તેડી લાવ્યો, બેટા ?"

એમ કહીને જાહ્નવીએ અશ્રુ ઉભરાતી આંખે વિજયને પોતાની સોડમાં ખેંચી લીધો.

પરંતુ વિમળાને એવા લાડ પસંદ પડયાં નહિ. એટલે વિજયને એક-દમ માની સોડમાંથી તાણી લઈને એ ફફડી: "હતભાગી છોકરા, ઉતારી કાઢ આ બધા તારા વેશ અને જઇને પાછા આપી આવ ! આ બધું લેવાનું તને કોણે કહ્યું ? કેમ તેં લીધું ? કે...મ લીધું ?"

એમ છોકરાને ધમકાવતાં ધમકાવતાં તેનો દુબળો અવાજ વિશેષ દુબળો બની ગયો, અને આંખોમાંનાં પાણી હવે ખાળી શકાયાં નહિ. આજકાલ

એની સ્થિતિ એવી થઇ ગઈ હતી કે જોર કરીને બોલવા જતાં તેને હાંફ ચઢી આવતી.

જાહ્નવીએ તેને ઠપકો આપવા માંડયો: "આ તું શું કરી રહી છે, બેટા? આવા શરીરે આવડો બધો ધગારો કેમ કરે છે?"

એમ કહીને જાહ્નવી વિમળાને બરડે હાથ ફેરવતી ફેરવતી કહેવા લાગી: "એ તે શું સારું દેખાય? છોકરાને માટે છેક કલકત્તાથી લેતા આવ્યા છે. શરમને લીધે બિચારા જાતે હજી નથી આવી શકતા. હવે છોકરાની સાથે એક વાર એમનો મેળાપ થયો છે એટલે—"

વિમળા વચ્ચે જ તડૂકી ઊઠી: "ના મા! ના મા! તું એમાં ન સમજે! તું તારે મૂગી રહે! ચાલ, કાઢી નાખ આ બધું! એમના આટલા બધા વહાલની જરૂર નથી."

સોસવાઇ ગયેલા અને દુબળા બની ગયેલા પોતાના હાથો વતી જ વિમળાએ પંડે જ વિજયના અંગ પરથી ડગલો, પાટલૂન, ટોપી ઉતારવા માંડયાં.

વિજયને ઘણે ઘણે દિવસે આવો સારો પોશાક પહેરવા મળ્યો હતો. મા ખિજવાઇને તે ઉતારી નાખે છે એ જોઇને બિચારો બાળક રોવા લાગ્યો. રોતો રોતો તે આજીજી કરવા લાગ્યો: "ના, બા, રહેવા દે! ઉતારી ન કાઢીશ. મારે હજી પૂજા જોવા જવું છે."

વિમળાની આંખોમાંથી પણ ટપ ટપ આંસુ નિગળતાં હતાં. આંસુ નિગળતી આંખે જ તેણે ચાળો કર્યો: "ભાઇ બોલ્યા : ઉતારીશ ના!"

પરાણે પરાણે બધું જ ઉતારી કાઢયું અને ફરી પાછાં જૂનાં કપડાં પહેરાવીને વિમળાએ હુકમ છોડયો: "જા હમણાં ને હમણાં જ આ બધું તેમને પાછું દઇ આવ! કહેજે કે મારે નથી જોઇતું."

વિજયની ઇચ્છા જવાની તો નહોતી જ. તે આઘોપાછો થવા લાગ્યો; પણ વિમળા તેને કયાં જંપવા દે એમ હતી? ફરી તડૂકી: "જા, કહું છું. કેમ નથી સાંભળતો? નીકર મારું માથું ફોડી નાખીશ."

ભયથી ધ્રૂજતો વિજય બારણા લગી આગળ વધ્યો. વિમળાએ તેને પાછો બોલાવી કહ્યું: "જરા સાંભળતો જા!"

વિજય પાછો ફર્યો એટલે વિમળા ઝટપટ કાંસકો લઈ આવી. પછી તેના વાળ હોળતી હોળતી બોલી: "ઢંગ તો જુઓ છોકરાના! શું કહીશ, કહે જોઉં?"

વિજયે કહ્યું: "કહીશ કે મારી બાએ પાછું મોકલાવ્યું છે."

વિમળાએ પોતાની માના ભણી મોઢું ફેરવીને સહેજ ફિક્કું હસી કહ્યું: "સાંભળ્યું બા? જોઈ આ છોકરાની અક્કલ?"

"હું કંઈજ ન જાણું તારી વાતમાં!" એટલું કહી જાહ્નવીએ પોતાનું મોઢું ફેરવી લીધું અને પોતાની રીસ દેખાડવા જાળિયા પાસે જઈ ઊભી રહી.

વિમળાએ હવે છોકરાને પોતાની સોડમાં તાણી લીધો. પોતાના પાલવથી તેનું મોં લૂછતી લૂછતી તે સમજાવવા લાગી: "સારી રીતે કહેજે સમજ્યો? કહેજે કે 'આ બધું મારે નથી જોઇતું, પાછું લઇ લ્યો!' એમ કહીને તું તારે એમના પગ આગળ મૂકી દેજે! કેમ, કહેશે ને? જોજે, મારું નામ વચ્ચે ન લાવતો!"

વિજયે ડોકું હલાવી કહ્યું: "સારું!"

એમ કહીને ધીમે ડગલે તે ઓરડાની બહાર ચાલી ગયો.

વિમળાની છાતીમાં ડૂમો ભરાઈ આવ્યો. તેના મુખમાંથી એક લાંબો નિસાસો નીકળી ગયો.

વિમળાએ બૂમ પાડી કહ્યું: "બા! મને એક ગ્લાસ પાણી તો પા! મારી છાતીમાં કંઇક થાય છે."

જાહ્નવીએ સંભળાવ્યું: "રાતદહાડો આવો ને આવો બળાપો કર્યા કરે, પછી શું થાય? આમ જ કરતી રહીશ તો ઝાઝું નહિ જીવે, હો!"

વિમળાએ જવાબ દીધો. "હવે ક્યાં રડું છું, બા? તને તો બસ, મારું રૂદન જ દેખાયા કરે છે!"

જાહ્નવી ફફડી: "ના! હું નાની કીકી ખરી ને! મને શેનું સમજાય! રડી રડીને તો આ દશાએ પહોંચી છું! બાકી આ રોગ કેવો?"

ઊંડો નિસાસો નાખી વિમળા બોલી: "હશે, બા! મારે હવે વધારે જીવીને કામે શું છે? રાત ને દહાડો મારા હૈયામાં કેવી સગડી બળી રહી છે! મને તો ઘણી વાર એમ થઇ જાય છે કે હમણાં જ મરી જાઉં!"

"દાક્તરને એક વાર બોલાવી મંગાવું?"

"ના મા! દાક્તરને મારે સારુ બોલાવવાની મુદ્દલ જરૂર નથી. જેનો છોકરો છે, તે પોતે થઈને એને સંભાળી લે એટલે બસ—"

આગળ એનાથી બોલી શકાયું નહિ. તેનું કડક અભિમાન ગળી જઈને હૈયાની વરાળ રૂપે તેના કંઠમાં આવીને ભરાઇ બેઠું. તેનો કંઠ રૂંધાઇ ગયો. ધીરે ધીરે તે બારીની પાસે ગઇ અને ત્યાં બેસી પડી.

જાહ્નવી બોલી: "તેં એક ગ્લાસ પાણી માગ્યું, નહિ? જોયું ને મારું મન પણ કેવું બાવરું બની ગયું છે! વાતમાં ને વાતમાં એ વાત તો હું ભૂલી જ ગઈ! આ હમણાં જ આણી દઉં છું."

પાણી લઇ આવવાને જાહ્નવી બહાર ગઈ, તે તકનો લાભ લઇ વિમળાએ પોતાના પાલવ વતી આંખમાંનાં ઝળઝળિયાં લૂછી કાઢયાં. ને મનમાં ને મનમાં તે પ્રભુને વિનવવા લાગી: "હે ભગવાન! મેં તારો કશો જ અપરાધ કર્યો નથી. મારા આવા ભલા સ્વામીને, હે મા દુર્ગા! એક વાર તું મારી આગળ આણી દે! મારાથી જાતે જઇ શકાય તેમ નથી. શું એ નથી જાણતાં?"

ફરી પાછાં તેની બન્ને આંખોમાંથી દડદડ આંસુ સરવા લાગ્યાં. મા તે જોઇ ન જાય એટલા માટે ફરી વાર પાલવથી આંખો લૂછતી હતી

એ જ ઘડીએ પાણીનો ગ્લાસ લઇને જાહ્નવી ઓરડામાં પાછી ફરી.

પાણી પીને ગ્લાસ ભોંયે મૂકતી મૂકતી વિમળાએ મા આગળ આજીજી કરવા માંડી: "બાપાજીની વાત તું હવે ન સાંભળ, મા! આપણી વહુને તું છાનીમાની તેડાવી લે! મોટાભાઈની તો સોળેસોળ આના એ બાબતમાં સંમતિ છે; પણ બાપાજીને ધાકે તે કશું કરી શકતા નથી."

જાહ્નવીએ પૂછયું: "આજે એકાએક વહુની વાત તને કયાંથી સાંભરી આવી, કહે જોઉં?"

વિમળાએ ખુલાસો કર્યો: "વહુ આવે તો ઘરના કામકાજનો ઘણો ભાર તારે માથેથી ઊતરી જાય. નહિ તો પેલી બાજુ બાપાજી પથારીવશ, અને આ બાજુ હું—અમારી આળપંપાળ કરતાં કરતાં તું કેવી લેવાઇ ગઈ છું, બા!"

વિમળાની સામે નજર માંડીને જાહ્નવી કંઇક બોલવા તો ગઈ, પણ તેની આંખો ભરાઈ આવવાથી તેના બન્ને હોઠ થરથર કંપવા લાગ્યા. તેનાથી એકે અક્ષર બોલી શકાયો નહિ.

પેલી બાજુ ચોધરીની હવેલીમાં તે વખતે ભારે મોટો કોલાહલ મચી રહ્યો!

નવમીનું પૂજન સમાપ્ત થતાં બધાં અંદરના ઘરમાં ચાલ્યાં ગયાં છે. દેવઘરમાં એકલો વનમાળી બેઠો છે. તેની સાથે તડાકા મારતા ગામના કેટલાક ઘરડા પણ બેઠા છે. એવે વખતે બહારથી આવતો અવાજ સાંભળીને સૌને લાગ્યું કે કયાંકથી ઘોડાગાડી આવીને આંગણામાં ઊભી રહી. વનમાળીનો ચાકર પાસે જ ઊભો ઊભો હુક્કો પેટાવતો હતો. વનમાળીએ તેને ફરમાવ્યું: " કોણ આવ્યું છે? કલકત્તાથી કોક આવ્યું હોય તો તેમને અહીં—"

વનમાળીનું સૂચન પૂરું થાય તે પહેલાં જ હુક્કા પર ચલમ ચઢાવી

દઈને ચાકર દોડતો દોડતો બહાર પહોંચ્યો અને વળતે પગલે જ પાછો આવીને ધીમેથી બોલ્યોઃ "મામા" !

એટલું જ કહીને તેણે દેવઘરના બારણા તરફ મોઢું ફેરવી લીધું. તે ત્યાં જ આવતો હતો.

વિસ્મયથી સૌ કોઇએ બારણા તરફ નજર કરી તો પાંચપોતાવાળો રાધારમણ મામો પોતે જ !

અતુલનું બધું ખેદાનમેદાન કરી નાંખીને આ મામો સમૂળો અદૃશ્ય બની ગયો હતો. માત્ર એક જ વાર—અતુલના લગ્નની રાત્રિએ વીજળીની પેઠે ઝબકી ગયો હતો. તે પછી તો અતુલને માથે દુઃખનાં ઝાડવાં ઊગી નીકળ્યાં; છતાં કાગળની એક કરચ મારફત પણ એણે બેનભાણેજની ભાળ લીધી નહોતી. તે હવે અતુલ ફરી પાછો ગામભેગો થયો છે, ખૂબ કમાણી કરીને જમીનદારી પણ પાછી ઘેર કરી લીધી છે અને ધામધૂમથી દુર્ગોત્સવ પણ ઊજવે છે—એવું સાંભળીને ફરી વાર ઝબકી પડયો છે !

વનમાળી આ વખત તો તેને ખરેખરો ઝાટકી કાઢવા તૈયાર થઈ બેઠો. આ માણસ પર એને ઘણા દહાડાની રીસ હતી. એણે એટલું બધું બગાડયું હતું—એટએટલો અન્યાય કર્યો હતો—છતાં અત્યાર લગી એને કંઇ પણ કહેવાનો લાગ એને મળ્યો નહોતો. ભગવાને એ તક આજે કેટલા ય દહાડા પછી એને મેળવી આપી છે તો પછી વનમાળી તેને ઝડપી લીધા વગર શેનો રહે ?

રાધારમણ હવે પહેલાંના જેવો મુફલિસ નહોતો રહ્યો. હવે તો તે બહુ મોટો માણસ બની ગયો હતો. કસબી કિનારનું ધોતિયું, પંજાબી ફેશનનો રેશમી ડગલો, રેશમી ખેસ, પગમાં કાળા રંગનાં ચકચકતાં પંપશુ, હાથમાં ચાંદીની મૂઠની મોટી લાકડી—એવો એનો પહેરવેશ હતો. ખિસ્સામાંથી ઘડિયાળની સોનેરી ચેઈન ઝૂલતી હતી અને ચેઇનને છેડે એક કીમતી હીરો લટકી રહ્યો હતો !

રાધારમણ ઠમકતી ચાલે ડોલતો ડોલતો આગળ આવ્યો અને પગમાંના બૂટ કાઢીને દેવમૂર્તિ આગળ ઝૂકીને પ્રણામ કર્યાં. તે પછી વનમાળી સમિપ આવીને હસતો હસતો બોલવા લાગ્યો: "વાહ, વાહ! ઘરડપણમાં તો તમને ઓળખવા ય ભારે થઈ પડે છે ને? ભલે, ભલે! તમે ખબર આપો કે ન આપો પણ મને તો તે કયારની ય પડી ગઇ હતી. તે પછી અશ્વિનરાયની બધી મિલકત તમે લીલામમાં રાખી લીધી તેની પણ ખબર મળી ગઇ. સરસ કર્યું, બહુ જ ડહાપણનું કામ કર્યું! વળી અતુલને મોટે ઘેર બીજી વારનો પરણાવીને તો તમે કમાલ કરી દીધી! એમાં તો તમને કોઇથી જ દોષ દેવાય એમ નથી. અશ્વિનરાયને મેં કેવી રીતે જેર કર્યો તે તો સાંભળ્યું જ હશે ને? આ ઘોપાલ દેના મામલામાંસ્તો! બેટમજી મને ચાબુકથી ફટકારવાની ડંફાસ મારતો હતો; પણ એને જ કેવો સપૂચો ધૂળભેગો કરી દીધો!"

વનમાળીએ ગંભીરભાવે હૂંકારો પૂરી જણાવ્યું: "એ જશરેખા તો તમારા હાથમાં કંઇ આજકાલની નથી. સગીર ભાણેજને જેણે એ પંથે ચઢાવી દીધો, તે અશ્વિનરાયને ધૂળચાટતો કરી દે તેમાં શી નવાઈ! પરંતુ અશ્વિનરાયે તો તમને ચાબુકે ફટકારવાનો મનસૂબો જણાવ્યો હતો, અતુલે તો એવું કંઇ જ કહ્યું નહોતું!"

સત્યાનાશ! વનમાળીની વાતચીત એને અસભ્ય લાગી. આજ આટલે દહાડે તે એ જરીપુરાણી વાતો ઉકેલવા બેસશે એવો ખ્યાલ સુદ્ધાં એને નહોતો. રાધારમણના ડીલે જાણે ભાલા ભોકાવા લાગ્યા. છતાં પણ કૃત્રિમ હાસ્ય લાવી તે બોલ્યો: "અમારો વનમાળી તો બધી જ બાબતમાં રસિકનો રસિક રહ્યો! એ રસિકતાને કારણે જ તો તમને હજી લગી બુઢાપો સ્પર્શી શકયો નથી! નીકર તમારી ઉંમર તો કંઇ ઓછી નથી. કેટલાં થયાં? બરાબર ગણીને કહો, જોઉં?"

વનમાળીએ રોકડું પરખાવી દીધું: "વાતને કેમ પલટાવી નાખવી એ તો મને પણ આવડે છે, હો રાધારમણ! ઉંમર મારી ગમે તેટલી

થઇ હશે, પણ હવે હું તમને છોડવાનો નથી. આ દુર્ગોત્સવની ધમાલમાંથી પરવારી લઉં એટલી જ વાર; પછી તમારી સામે વિશ્વાસઘાતનો એક દાવો માંડી દેવાનો છું અને તે પછી જ મરવાનો છું. કાગળપત્તર તો મેં તૈયાર કરી રાખ્યા છે. ભવાની ચોધરીનું લૂણ મેં બહુ ખાધું છે. તેને હવે હલાલ કરી દેખાડીશ. તમારી જેમ ભાણેજની ખાનાખરાબી તો કોઇ જ ન કરે. આટલા દિવસ હું કંઇ જ ન કરી શક્યો, તેનું કારણ એ કે મા મને એ પગલાં ભરતાં અટકાવતાં હતાં. પરંતુ હવે હું નથી રોકાવાનો. હસો નહિ, રાધારમણ! હું જે કહું છું તે સાચું જ કહું છું. મરતાં પહેલાં હું જોતો જઇશ કે પાંચપોતાનો રાધારમણ પહેલાંના જેવો રસ્તાનો ભિખારી બની ગયો છે કે નહિ.”

જે થોડાક ઘરડેરા ત્યાં આગળ બેઠા હતા તેઓ બધા જ રાધારમણની કીર્તિકથાથી વાકેફગાર હતા, કોઈ જ અજાણ્યું નહોતું. છતાં બધાંના દેખતાં વનમાળીએ આમ એને ઉતારી પાડયો એ તેને રૂચ્યું નહિ. બેઠેલા ઘરડેરાઓમાં જનાર્દન અધિકારી સ્પષ્ટવકતા તરીકે પ્રખ્યાત હતો. તેનાથી ચૂપ બેસી રહેવાયું નહિ. તેણે સુણાવી દીધું: “અરે રાધારમણ! તમે ભલા થઈને આવ્યા છો તેમ સિધાવી જાઓ! અતુલ આજે માજીની કૃપાથી મોટે ઘેર ફરી વાર પરણીને કે પછી બીજે કોઇ રસ્તે પોતાનો પુરાણો વૈભવ પાછો ઘેર કરી લાવ્યો છે, પરંતુ તમે તો તેના સગા મામા થઇને પણ એને ગરદન જ માર્યો હતો એ વાત શું કોઇથી ભૂલી શકાય એમ છે? એવું ધારતા હો તો તે ભૂલ છે, સમજ્યા?”

વનમાળીએ બધાંની ભૂલ ભાંગતાં જણાવ્યું: “તમે બધા જ ભીંત ભૂલો છો, અધિકારી! અતુલનાં આ બીજાં લગન તો છેક ગરીબ ઘેર થયાં છે. પૈસો એની પાસે કોઇનો જ દીધો આવ્યો નથી. એણે પોતે જ પેદા કરેલો છે. પેલાં માતાજીએ એને આપ્યો છે.”

એમ કહી પ્રતિમાને ઉદ્દેશી બેઉ હાથ કપાળે ટેકવી વનમાળી ફરી બોલ્યો: “શું બોલ્યા, અધિકારી? ભૂલી શકાય, એમ? અતુલ ભલે ભૂલી

જઇ શકે, એમનો એ સગો મામો છે. મા પણ ભલે ભૂલી જઈ શકે, એમનો એ ભાઈ છે. પરંતુ આ વનમાળી સરકારના તો તમે કાંઇ જ સગા નથી થતા, રાધારમણ! તેથી આ વનમાળીથી તો તમારાં અપકૃત્ય ભૂલી જઇ શકાય એમ છે જ નહિ. જુઓ, જે પાપ તમે કર્યાં છે તેના બદલામાં તમને પેલા હેડને લાકડે બાંધીને વધેરી દેવામાં આવે તો પણ કશો અપરાધ થાય નહિ. ઘરની અંદર તમે તમારા પગ લઈ જશો નહિ, સમજ્યા? આ કાળું મોઢું હવે કોઈને પણ દેખાડશો નહિ. આવ્યા છો તે જ રસ્તે ધીરે ધીરે પલાયન કરી જાઓ! તે પછી નવરાત્રિની રજાઓ બાદ કોરટકચેરીઓ ખૂલી જશે એટલે આપણો ભેટો ત્યાં જ થતો રહેશે."

રાધારમણનો ગુસ્સો અંદર અંદર ધુંધવાઈ તો રહ્યો જ હતો, તેમાં વળી વનમાળીનાં મહેણાંટોણાંરૂપી ઘી હોમાતાં તે એકદમ પ્રજવળી ઊઠ્યો. તે બોલ્યો: "હવે બીજું કંઇ કહેવાનું છે, વનમાળી? ઘરડે ઘડપણ તારું જીવન અહીં આ ઠેકાણે જ મારે હાથે ખતમ થશે. માંહ્યલી વાત કંઇ જાણેબુજે નહિ અને આટઆટલા લોકો વચ્ચે આમ ફાવેતેમ બોલે તે મેં જાણ્યું કે સહેજ મજાક કરે છે. એમ માનીને અત્યાર લગી હું સાંખી રહ્યો; પરંતુ તારા જેવા એક સામાન્ય ચાકરની મારી સાથે આવી ઠઠ્ઠામજાક કરવાની શી મજાલ?"

આ વેણો તે ખૂબ મોટે ઘાંટે બોલ્યો.

વનમાળી પણ એ જ રીતે કંઈક જવાબ દેવા જતો હતો, પરંતુ રાધારમણનો કંઠસ્વર અંદરના ઘરમાં પહોંચી ચૂક્યો હતો; એટલે દેવઘરમાંથી અંદરના ઘરમાં જવાનું જે બારણું હતું તેમાંથી એક નોકરડી આવી પહોંચી અને બોલી: "સરકાર મહાશય, આપને તેમજ મામાને મા અંદર બોલાવે છે, પધારો!"

વનમાળી તડૂક્યો: "લે સાંભળ! ચાલ, જે કંઇ કહેવુંકરવું હોય તે ત્યાં આગળ જાહેર કરી દેજે!"

રાધારમણે સામો ફુંફાડો કર્યો: "તેનો વિચાર તારે કરવાનો નથી. મારી બેન છે, મારો ભાણેજ છે, અમે અમારે સમજી લઈશું. તારે તેની શી પંચાત?"

એમ બોલતો બોલતો તે દેવઘરને મેડેથી નીચે ઊતરી આવીને બૂટ ઘહેરી અંદરના ઘર ભણી ચાલવા લાગ્યો. વનમાળી પણ ધીરે ધીરે ઊઠીને ઊભો થયો અને બેઠેલા લોકોને કહ્યું: "આપને બેસવું હોય તો બેસજો. હું આવું છું."

અધિકારીએ કહ્યું: "ઝટપટ આવી જજો, દાદા! અમારે સારુ તંબાકુપાતરાં મોકલાવતા જજો!"

તંબાકુપાતરાં મોકલવાની વ્યવસ્થા કરી વનમાળી પણ અંદરના ઘરમાં દાખલ થયો.

બીજા માળના છજામાં ઊભેલી મહામાયાએ પૂછયું: "કોની સાથે ધાંધલ થઇ તારે, ત્યાં આગળ?"

મને કહે કે "જા!" એમ કહેતો રાધારમણ દાદરો ચઢી ઉપર આવવા લાગ્યો.

મહામાયાએ બૂમ મારી: "અતુલ, અતુલ, તારા મામા આવ્યા છે, ભાઈ!"

"એ આવ્યો, બા!" કહેતો અતુલ બહાર આવ્યો. શતદલ તથા પરિમલે મામાને કદી જોયેલ નહિ એટલે તે બન્ને જણીઓ પણ ઘૂમટામાં મોઢાં છુપાવીને બહાર નીકળી બારણાના પડદા ઓથે ઊભી રહી.

દાદરો ચઢતો ચઢતો વનમાળી બોલ્યો: "હું પણ આવ્યો છું, મા! મારા આવ્યા વગર વાતની શરૂઆત ન થાય, હોં કે!"

બધાં જ એક ઠેકાણે આવીને ઊભાં રહ્યાં. એ જ ઘડીએ એક નાનકડો બાળક ઠમુક ઠમુક કરતો દાદરો ઝાલીને ઉપર ચઢી આવ્યો અને બધાંની પાસે જઇ ઊભો રહ્યો. પોશાકની ચીજો લઇને ચઢતાં ચઢતાં બિચારાને ખૂબ તકલીફ પડી હોય એમ લાગ્યું. પોશાકની ચીજો બેઉ હાથે છાતીસરસી ચાંપી રાખવા

છતાં તે બધીને તે સમાલી શકતો નહોતો.

બાળકને જોઈને બધાં જ અવાક બની ગયાં અને તેના મોઢા સામું ટગર ટગર જોઇ રહ્યાં. આખરે મહામાયાએ બોલવાની પહેલ કરી પૂછ્યું: "આ છોકરો કોણ? કોનો છોકરો?"

પરંતુ છોકરો કોઇની જ પાસે ન જતાં સીધો અતુલની પાસે પહોંચી ગયો અને પોશાકનો ઢગલો તેના પગ આગળ રાખી દઇને બોલ્યો: "આ બધું હું નહિ લઉં!"

એટલું જ ફક્ત બોલીને તે ખંચાઈ ગયો અને ચૂપ થઇ જઇ ચાલી જવા લાગ્યો. અતુલથી હવે રહેવાયું નહિ. મહામાયા સામે આવીને તે બોલી ઊઠ્યો: "બા, આ જ વિજય, તારો પૌત્ર."

આમ અચાનક આવે ભાવે પૌત્રનો ભેટો થશે એવી કલ્પના સરખી મહામાયાને કદાપિ આવી નહોતી. તરત તે આગળ ધસી ગઈ અને બેઉ હાથે તેને ઊંચકી લઇને છાતીસરસો ચાંપી દીધો.

રાધારમણની વાત તત્કાળપૂરતી દબાઈ ગઇ. રાધારમણે છૂટકારાનો દમ ખેંચ્યો.

વિજયને બાથમાં જ લઇને મહામાયા ઓરડામાં પેઠી.

પરિમલે પૂછ્યું: "ક્યાં મળી ગયો, મા?"

શતદલ પણ પાસે જઇને ઊભી.

વિજયને હેઠો મૂકી એ ત્રણે જણીઓ તેને વિંટળાઈ વળી અને સવાલ પર સવાલ પૂછવા મંડી.

પરિમલે પૂછ્યું: "આ પોશાક તું પાછો આપી દેવા આવ્યો છે?"

વિજયે સહેજ માથું હલાવી કહ્યું: "હૂં!"

તારી માએ તને તેમ કરવાનું કહ્યું છે, નહિ વારુ?"

"હૂં" કહેવાઇ ગયા પછી તેને લાગ્યું કે ખોટું થયું છે; એટલે

પાછું તેણે ફેરવી તોળ્યું: "ના."

પરિમલે તેને હો હો કરી હસતાંહસતાં પોતાની સોડમાં તાણી લીધો, અને પૂછ્યું: "અમે તારાં શું થઇએ તે જાણે છે?"

વિજય ભારે મુશ્કેલીમાં આવી પડયો. આવી રીતે એને અહીં આગળ કેદમાં પુરાવું પડશે એવી એને કલ્પના સરખી નહોતી. એક વાર આનું તો બીજી વાર તેનું મુખ ફાટેલે ડોળે એ જોઈ રહ્યો.

પરિમલે ફરી સવાલ કર્યો: "આ ડગલો, ટોપી—એ બધું તારા બાપાએ તને કયારે અપાવ્યું?"

વિજયે જવાબ દીધો: "કોઈ એક માણસે દુકાનેથી અપાવ્યું હતું."

પરિમલ બોલી: "એમ! મને લાગેલું કે દરજી બાપ અમોને કોઇને પણ ખબર પડવા દીધા વગર કલકત્તેથી જ છાનામાના લઈ આવેલા!"

એટલું બોલીને તે હસતીહસતી એક વાર શતદલનું મોં તાકી રહી અને બીજી વાર બહાર છજામાં નજર કરીને જોવા લાગી કે અતુલ હજી પણ ત્યાં જ ઊભો છે કે નહિ? છજામાં તો કોઇ જ નહોતું જણાતું. રાધારમણ, વનમાળી અને અતુલ ત્રણે જણા નીચે ઊતરી ગયા હતા.

મહામાયાએ વિજયને પૂછ્યું: "બાપાને તેં શી રીતે ઓળખી કાઢયા, ભાઇ?"

જવાબમાં વિજયે કહ્યું: "નેડૂએ મને કહેલું કે આ તારા બાપા!"

પરિમલ વિજયને ખૂબ જ ચાહવા લાગી ગઇ. તેનો આ જવાબ સાંભળીને તે ફરી હસી પડી અને હસતાંહસતાં જ બોલી: "સાંભળ્યું ને, મા, કેવું સાચું કહી દે છે!"

એમ કહીને ફરીથી તેણે વિજયને પોતાની બાથમાં ભીડી લીધો અને પૂછ્યું: "અમે હવે તને જવા ન દઇએ, તો તું શું કરે?"

વિજયે ચટ દઇ જવાબ આપ્યો: "દોડીને ચાલ્યો જાઉં!"

પરિમલે કહ્યું: "બહારને દરવાજે પહેરેગીર બેઠેલો છે, તે હડફ

કરીને ઝાલી લે તો ?"

વિજયને હવે સાચેસાચ બીક લાગવા માંડી. તે વિચારવા લાગ્યો: "ત્યારે શું આ લોકો મને મારી બાની પાસે પાછો જવા જ નહિ દે ?"

વિજયનું મોઢું એ વિચારથી કરમાઈ ગયું. કેવળ નિરાધારની માફક આમતેમ કેટલી ય વાર નજર ફેરવતો ફેરવતો પરિમલની બાથમાંથી છૂટવાનો એ પ્રયત્ન કરવા લાગ્યો.

પરિમલ હસીને બોલી: "ના રે, ગાંડા ના ! અમે તને નહિ રોકી રાખીએ. અમે પણ તારી સાથે આવીશું."

એમ કહીને મહામાયાના મુખ સામે નજર માંડી પરિમલ બોલી: "હેં મા ! ચાલો ને આપણે ત્યાં એક વાર જઇ આવીએ."

મહામાયાએ જણાવ્યું: "એવું તે શી રીતે બને, બેટા ? છતાં અતુલને એક વાર પૂછી જો !"

ઉત્સાહની બાબતમાં પરિમલ સહુને ટપી જતી. અતુલને પૂછી આવવા માટે તે તત્કાળ ઊભી થઇ ગઇ.

અતુલને બોલાવવા નોકરડી મોકલી. તે એકલો ન આવ્યો. સાથે વનમાળી પણ આવ્યો.

રાધારમણને ન દેખતાં મહામાયાએ પૂછ્યું: "તારો મામો ક્યાં ગયો ?"

અતુલ હસી પડ્યો. હસતાંહસતાં જ એણે ઉત્તર વાળ્યો: "આ સરકાર મહાશયે તેને હાંકી મેલ્યો."

"શું કહેવાય ? હાંકી કાઢ્યો ?"

વનમાળી આગળ આવ્યો ને બોલ્યો: "હા, મા, હાંકી મેલ્યો ! એથી મારો કંઇ અપરાધ થયો હોય તો તે બદલ આપને ગમે તે સજા મને કરો !"

અતુલ પોતાનું હસવું કોઇપણ ઉપાયે ખાળી શક્યો નહિ. પરિમલ તેને હાથની ઇશારતે પાસેના ખંડમાં લઇ ગઇ અને પૂછવા લાગી:

"આટલું બધું હસવું! દીકરાને જોઇને કંઇ ખૂબ જ ગેલમાં આવી ગયા લાગો છો! છોકરાની માને મળ્યા?"

અતુલે હજી પણ તેવી જ રીતે હસતાંહસતાં જવાબ દીધો: "ના. મામા જે પ્રકારે ગુસ્સો ચઢાવીને ગાડીમાં ચઢી બેઠા, એ દેખાવ તેં પણ જોયો હોત તો તું પણ આમ હસ્યા સિવાય રહેત નહિ. હા હા હા!"

પરિમલે જણાવ્યું: "પણ હું તો તમારી કને એક પ્રાર્થના કરવા આવી છું."

"શી પ્રાર્થના છે, તે જાણું તો ખરો!"

પરિમલે હોઠમાંથી સરી જતા હાસ્યને પરાણે દાબી રાખી, બેઉ હાથ જોડીને વિનંતિ કરી: "આપની ગાડી અમોને એક વાર આપવી પડશે. અમે તે ગાડીમાં બેસી વિજયને લઇને આપનાં મોટાં વહુજીને મળવા માગીએ છીએ."

અતુલે પણ એવા જ ભાવે કહ્યું: "તથાસ્તુ! પ્રાર્થના તમારી મંજૂર! મા પણ આવશે જ ને? અને તમારી મોટી બેન?"

પરિમલે કહ્યું: "હાજી, બધાં જ જઇશું. આપ પણ જો અમારી સાથે ચાલો, તો તો બહુ જ સુંદર!"

અતુલે માથું હલાવી કહી દીધું: "નાજી, આપની એ પ્રાર્થના હાલ પૂરતી તો નામંજૂર!"

એટલું બોલીને અતુલ ચાલ્યો જતો હતો. એ જ ઘડીએ વિજયને ઊંચકીને શતદલ એ ખંડમાં પ્રવેશી. અતુલના મુખમાંથી ઉદ્દગાર નીકળી પડયા: "વાહ રે! આ તો કંઇ ચમત્કાર બની ગયો દેખું ને!"

શતદલ તેના મુખ સામે જોતી મંદ મંદ હસી રહી.

અતુલની મોટી મોટર રાયજીની હવેલીને ઝાંપે જઇને ઉભી રહી.

ત્યારે સાંજ પડી ગઇ હતી. ઝાંપાને દરવાજે દીવો સરખો નહોતો. ડ્રાઇવરના હાથમાં એક ટોર્ચ હતી. ગામડા ગામમાં સાપનો ભો એટલે કલકત્તેથી આવતી વખતે એક ટોર્ચ ખરીદીને તે સાથે લેતો આવ્યો હતો.

ટોર્ચ સળગાવી પરિમલના હાથમાં આપતાં એણે કહ્યું: "આને સાથે રાખીને અંદર જાઓ, બેન! નહિ તો કાંક ઠોકરાઈ પડાશે."

ટોર્ચ હાથમાં રાખીને પરિમલ આગળઆગળ ચાલવા લાગી. વિજય તેની આંગળી પકડીને રસ્તો દેખાડતો દેખાડતો તેની પડખેપડખે ચાલતો હતો. ઘર જેવું વિશાળ હતું તેવા તેના ચોક પણ વિશાળ હતા. આકાશમાં ચાંદો ઊગ્યો હતો, પરંતુ વાદળની ઓથે ચંદ્રનું બિંબ ઢંકાઇ ગયું હતું.

આવડું મોટું ઘર, છતાં બિલકુલ સૂમસામ. જાણે કે ઘરમાં કોઇ રહેતું જ ન હોય! બહારના ભાગનો ચોક વટાવી જતાં અંદરના ઘરનો દાદરો આવ્યો. દાદરો ચઢી ગયા પછી પણ અંદરના ઓરડામાં જતાં પહેલાં પરસાળ વટાવવી પડતી હતી.

ટોર્ચના ઉજાસમાં જોઇ શકાયું કે પરસાળને એક છેડે જાહ્નવી ઊભી છે. શતદલ, પરિમલ, મહામાયા અને વિજય–કોઇના પણ પગમાં જોડા હતા નહિ, એટલે એ લોકોના આવવાનો અણસારો સરખો જાહ્નવીને કાને આવ્યો નહોતો. ટોર્ચનો ઉગ્ર પ્રકાશ જ્યારે તેના અંગ પર આવીને પડયો ત્યારે તેણે મોઢું ફેરવીને એ દિશામાં જોયું અને પૂછ્યું: "કોણ એ?"

વિજય દોડતોક ને તેની પાસે પહોંચી ગયો અને બોલ્યો: "જુઓ તો ખરાં મોટી બા, આ કોણ આવે છે!"

મહામાયા તરત જ આગળ વધી આવી અને જાહ્નવીનો એક હાથ પકડી લઇને બોલી: "હવે તો મારાથી આવ્યા વગર રહી શકાયું નહિ. બેન! મને ઓળખી કે નહિ? હું અતુલની મા!"

જાહ્નવીએ પણ તેનો હાથ દાબીને પકડી રાખ્યો. થર થર કંપતી તે કંઇક બોલવા ગઇ પણ શું બોલવું તેની એને સમજ પડી નહિ.

આનંદ તેમ જ દુઃખ બંનેનો ડૂમો એની છાતીમાં ભરાઈ આવ્યો. એની બન્ને આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. ડૂમો જેમ તેમ દબાવીને ગદ્‌ગદ્‌ કંઠે તે બોલી: "અંદર પધારો."

ઘરમાં દીવો બળતો હતો. એક મોટી ઉઘાડી બારી પાસે વિમળા ઊભી હતી. વિજય તેની પાસે દોડી ગયો હતો અને કહેતો હતો: "તું ચાલ, જોવાને ચાલ, મળવાને ચાલ !"

પરંતુ શું જોવાનું, કોને મળવાનું તે એ સમજાવી શકતો નહોતો.

મહામાયાએ ઓરડામાં પગ મૂકતાં જ હાંક મારી: "વહુબેટા !"

એ પરિચિત કંઠસ્વર ઘણેઘણે દહાડે તેને કાને પડયો.

વિમળા ધીરે ડગલે આગળ આવી અને નીચી નમીને ભોંયે માથું ટેકવી સાસુજીને પગે લાગી.

મહામાયાએ તેને ફરી ઊઠવા જ ન દીધી. તે પંડે ભોંયે બેસી પડી અને વિમળાને પણ બેસાડી રાખી. જાહ્નવી એ જોઈ બોલી ઊઠી: "અરે ! આમ ભોંયે કાં બેસી પડયાં બેન ? આ શેતરંજી પાથરવા—"

જીર્ણશીર્ણ સીમેન્ટનું ભોંયતળિયું હતું; છતાં મહામાયાએ જણાવ્યું: "કંઇ જરૂર નથી, બેન !"

શતદલ તથા પરિમલ ભણી જોઈને કહ્યું: "તમે પણ બેસો, બેટા ! મારી આ વહુ જોડે ઘણે દહાડે હું બેચાર વાતો કરી લઉં !"

જાહ્નવીએ કહ્યું: "આપને મેં ઓળખ્યાં નહિ, બેન !"

શતદલ અને પરિમલ બન્ને જણીઓ જાહ્નવીને પ્રણામ કરીને હજી ઊભી જ રહી હતી. તેઓ હવે તેમનું પોતાનું ઓળખાણ અપાવાની રાહ જોયા વગર જ વિમળાની પાસે પહોંચી ગઇ; અને એક પછી એક એમ બેઉ જણીએ વિમળાના પગે હાથ અડકાડીને પ્રણામ કર્યા.

વિમળા બેઉનાં મુખ સામું ટગરટગર જોઇ રહી. મહામાયાએ બન્નેનું ઓળખાણ કરાવવા માંડ્યું. શતદલનો હાથ પકડીને વિમળાની

પાસે તેને બેસાડતાંબેસાડતાં કહ્યું: "આ તારી નાની બેન !"

પરિમલને પણ તેવી જ રીતે બેસાડતાં કહ્યું: "આ તારી નાની બેન શતદલની નાની બેન. આપણે ત્યાંનો દુર્ગોત્સવ જોવાને એની મોટી બેન સાથે કલકત્તેથી આવી છે."

સ્નેહનિતરતી આંખે વિમળાના ચહેરા સામે મીટ માંડી તેને બરડે વહાલભર્યો હાથ પંપાળતીપંપાળતી મહામાયા બોલી: "તારું શરીર તો બેટા છેક જ લેવાઇ ગયું છે ને? આ શા તારા હાલ! શું થયું છે બેટા?"

વિમળાએ જવાબ આપ્યો તેની આંખોનાં આંસુઓથી. એક હરફ સરખો તે બોલી શકી નહિ. તેની આંખોમાં ઝળઝળિયાં તો ક્યારનાં ય ભરાઇ આવ્યાં હતાં; પણ હવે તો ટપટપ કરતાં બે મોટાં અશ્રુબિંદુઓ ભોંય પર ટપકી પડયાં.

જાહ્નવી પાસે જ ઊભી હતી. તે પુત્રીની સ્થિતિ પામી ગઈ અને બોલી: "હવે એ ઝાઝું જીવવાની નથી, બેન! અચાનક એક દહાડો તમે સાંભળશો કે વિમળા મરી ગઈ છે. અપરાધ કર્યો અમે અને તેની સજા ભોગવી રહી છે આ મારી દીકરી!"

એટલું કહીને તે પણ ત્યાં જ બેસી ગઇ. મહામાયાનો એક હાથ પકડીને તે આગળ બોલી: "જે થવાનું હતું તે તો થઈ ગયું બેન! બધાં જ જાણે છે અને બધાં જ સૂણે છે કે મનુષ્યનો અહંકાર ચિરકાળ કદી ટકી શકતો નથી. એના બાપ પાસે હવે કશું રહ્યું નથી. બધું જ એ ગુમાવી બેઠા છે. પોતાને દોષે બધી બાજુથી ભેરવાઇ પડયા છે. વાથી રહી જઇને છેક પાંગળા બની ગયા છે. ઓ પડયા પણે પેલા ઓરડામાં! વધુ હું હવે કંઇ જ કહેવા માગતી નથી, બેન! હવે તો તમે અમને ક્ષમા કરો ત્યારે!"

મહામાયાએ તેને સધિયારો આપતાં જણાવ્યું: "હું પોતે ચાલી-ચલાવીને અહીં આવું છું એટલે એ બધું જ ભૂલી ગઇ છું, એમ સમજી

લ્યોને બેન ! હવે એ પાછલા પોપડા ઉખેડવામાં લાભે શો ?"

જાહ્નવી પોતાની આંખોનાં આંસુ લૂછતી બોલી: "પરંતુ અતુલ શું એકે વાર હવે અહીં નહિ આવે ? જો એ ન જ આવવાના હોય તો તો બેન, તમે લઈ જાઓ આ તમારાં વહુને અને પૌત્રને તમારી સાથે જ. અત્યારે જ હું તેમને તમારી સાથે રવાના કરી દઉં છું."

મહામાયાએ ઉદાસીનતાભર્યું મોઢું સહેજ મલકાવ્યું અને કહ્યું: "વેવાઇ જો—"

"રહેવા દો, બેન ! હવે એમની વાત તો મોઢે લાવશો જ ના. હજી પણ તેઓ પોતાનો વાંક જો ન સમજી શકે તો—શું કહું બેન ? અત્યાર લગી જીવતી તમે મને જોઈ જ ન શક્યાં હોત, પણ શું કરું, આ છોકરીની ખાતર એનું મોઢું જોઈને મહાપરાણે જીવી છું."

બારણા પાસે કોઈના પગનો અણસારો સંભળાતાં શતદલે તેના માથાનો ઘૂમટો તાણ્યો. જાહ્નવીએ પૂછયું: "કોણ છે એ ?"

"એ તો હું સુધીર, બા !"

જાહ્નવીએ કહ્યું: "વિજયને ખોળવા ગયો હતો ને ? વિજય આવી ગયો છે. તું તારા બાપાજીની પાસે જઇને બેસ તો જરા વાર !—આવો બેન ! તમારી સાથે તો હજી મારે બહુ બહુ વાતો કરવી છે. ચાલો, પેલા ઓરડામાં આપણે જઈએ. આ લોકો ત્યાં લગી—"

એમ કહીને જાહ્નવી મહામાયાને બીજા ઓરડામાં લઈ ગઇ.

વિજયે ટોર્ચનું અજવાળું કદી જોયલું નહિ. એટલે તે આટલી વાર ટોર્ચને લઇને પોતાને મનગમતી રીતે, એક બાજુએ બેઠો બેઠો રમતો હતો. જાહ્નવી અને મહામાયા ત્યાંથી ઊઠી જતાં જ વિમળાએ આંખો લૂછી કાઢી ને બૂમ મારી: "વિજય !"

વિજય તેની પાસે આવી બેસતાં જ વિમળાએ તેનો એક હાથ પકડી શતદલના હાથમાં મૂક્યો અને કહ્યું: "આ સંભાળી લ્યો બેન,

તમારો છોકરો! સાચું જ કહું છું બેન, કે હવે હું ઝાઝું નહિ જીવી શકું."

પરિમલ બોલી ઊઠી: "કેમ નહિ જીવો બેન, હજી તો બહુ જીવશો."

વિમળા ભારે હૈયે થોડુંક હસી અને બોલી: "હજી થોડાક દહાડા કંઇક વહેલાં આવ્યાં હોત, તો કદાચ બચી શકત. પરંતુ હવે તેવી આશા નથી. મોતથી બીવા—"

એટલું બોલતાં બોલતાંમાં તેનું હૈયું પાછું ભરાઈ આવ્યું અને આંખો પણ ભરાઈ આવી. તેનાથી આગળ બોલી શકાયું નહિ.

પરિમલે તેને ધીરજ આપતાં જણાવ્યું: "ના, મોટીબેન અમે જ્યાં લગી તમને નજરે નિહાળ્યાં નહોતાં ત્યાં લગી તમારી બાબતમાં અમારા વિચાર ગમે તેવા હશે, પણ હવે તો તમને અમે આ ઠેકાણે રહેવા જ દેવાનાં નથી. આવતી કાલે જ હું જમાઇરાજને તમોને તેડી લાવવા મોકલી આપીશ. આપણે બધાં હળીમળીને એક સંગાથે રહીશું."

વિમળા ક્યારની પરિમલની સેંથી ભણી એકી ટસે જોયા કરતી હતી. તે જોઇ પરિમલે હસતાંહસતાં વણપૂછ્યો ખુલાસો કર્યો: "આવી રીતે તમે શું જોઈ રહ્યાં છો તે હું સમજી ગઇ છું, બેન! પરણવામાં કંઇ ઓછો બળાપો છે? મને તો તે સારી પેઠે સમજાઇ ચૂક્યું છે. તેથી જાણીજોઇને મારી પોતાની ઇચ્છાથી હું હજી લગી કુંવારી જ રહી છું."

એમ કહી વાતનું વહેણ બીજી દિશામાં વાળી દેવાની તરકીબ તરીકે તેણે વિજયનું મોઢું ઊંચું કરીને તેને પૂછ્યું: "હું તારી શું થાઉં, કહે જોઇએ?"

કાલીકાલી વાણીમાં વિજયે જવાબ આપ્યો: "માસીબા!"

"જોયું ને બેન?" એમ કહીને તે હસવા લાગી અને એમ કરીને વિમળાનો અત્યાર લગીનો એકઠો થયેલો વેદનાભાર પલક વારમાં થોડોશો હલકો કરી દીધો.

બીજે દિવસે વિજયાદશમી હતી. પ્રતિમાનું વિસર્જન થવાનું હતું.

"પૂજા–પૂજા ! ત્રણ દિવસમાં બસ ખલાશ ! "એમ કહી હસતી હસતી પરિમલ તેની મોટીબેનની પાસે જઈને ઊભી રહી. કાલે વિમળા કનેથી પાછા ફર્યા બાદ શતદલ જાણે બાઘી બની ગઇ છે. એના મુખ પર નથી જણાતું હાસ્ય કે નથી કરી શકતી એ સારી રીતે કોઇ વાતચીત.

પરિમલે પૂછ્યું: "ચોટલો હોળ્યોગૂંથ્યો નથી, મોટીબેન?"

શતદલે જણાવ્યું: "ના, આજ કંઈ તબિયત ઠીક લાગતી નથી."

પરિમલને લાગ્યું કે એ જૂઠું બહાનું છે. એટલે હસતાંહસતાં તેણે સૂચવ્યું: "આવો, આપણે એવી વાતો કરીએ કે જેથી તબિયત એકદમ સારી થઈ જાય."

એમ કહીને પેલી બાજુની ઓસરીમાં પરિમલ શતદલને પરાણે પરાણે ઘસડી ગઇ અને કહ્યું: "બેસો !"

ઓસરીમાં પડેલા એક કમાનવાળા સોફા ઉપર એકમેકની સોડમાં બન્ને જણીઓ બેસી ગઈ. સ્થાન બહુ સુંદર છે. સામે જ બગીચો આવી રહ્યો છે. બગીચાની પેલી પાર ગામનો ધોરી રસ્તો છે. રસ્તાની પેલી પાર થોડાંક ઝૂંપડાં આવેલાં છે. સૂર્યાસ્ત થવાને હવે ઝાઝી વાર નથી. સામે આવેલા એક આંબાના ઝાડ પર પક્ષીઓ કલરવ કરી રહ્યાં છે. ચોગરદમ રંગબેરંગી ફૂદાં ઊડાઊડ કરે છે. નજીકમાં જ કયાંક જૂઈનાં ફૂલ ખીલેલાં છે. તેની ઉગ્ર સુગંધથી વાતાવરણ મહેકી રહ્યું છે.

પરિમલે તેને ઉદ્દેશી પૂછ્યું: "જૂઈનાં ફૂલોની સુગંધ બહુ સારી, નહિ મોટીબેન?"

શતદલ એ વખતે કશાક વિચારમાં મગ્ન હતી. એટલે માત્ર "હૂં !" એટલું જ બોલી.

"તમે અત્યારે શેના વિચાર કરી રહ્યા છો, કહો જોઇએ?"

"કાંઈ નહિ, કશું જ ખાસ વિચારતી નથી."

"હાં ! જાણી ગઈ શું વિચારો છો તે !—વારુ, પછી અતુલ કાલે કંઇ બોલ્યા હતા કે ?"

વાતો તો એની સાથે ઘણીઘણી થઇ હતી; પરંતુ તેમાંની કઇ વાતને ઉદ્દેશીને પરિમલ પૂછે છે તેની સમજણ ન પડી શકવાથી શતદલ બાઘાની માફક તેના મોઢા સામું જોઇ રહી.

પરિમલે મમરો મૂકયો: "તમારી શોક્યની વાત—"

"પૂછ્યું કે કેવીક લાગી ?"

"તમે શું કહ્યું ?"

"કહ્યું કે સારી."

"આજે ત્યાં એક આંટો મારી આવવાનું કહ્યું, ખરું ને ?"

શતદલે જણાવ્યું: "એમ કરવાનું તો તેં ત્યાં કહ્યું હતું. મારે એ બાબતમાં શાને માથું મારવું ?"

પરિમલે પૂછ્યું: "એક વાત સાચેસાચી મને જણાવી દેશો, બેન ?"

"શી ?"

"એ અહીં આવે તો તમને બહુ દુઃખ થાય, નહિ ?"

શતદલે મંદમંદ હાસ્ય સાથે પૂછ્યું: "આવી આવી જ વાતો કરવાને તું મને અહીં ઘસડી લાવી છે ?"

પરિમલે કહ્યું: "હા મોટીબેન, તમારા મનની વાત સમજી શકું છું."

"મૂઇ તું ! એને અહીં આવતાં હું કયાં અટકાવું છું જે ?"

પરિમલે સ્પષ્ટતા કરી: "તમે અટકાવતાં તો નથી, પણ આવે તો તમે રાજી તો નહિ જ ને ?"

શતદલે હવે પોતાના પેટની વાત ખુલ્લી કરી નાખી: "શોક્યનું સાલ તે વળી કોને ગમે ?"

પરિમલે તેને પિગળાવવા પૂછ્યું: "પરંતુ મોટીબેન, કાલે એને

નજરે નિહાળ્યા પછી તમારા મનમાં એને માટે કંઇ જ લાગણી નથી થઇ? મારી આંખોમાં તો બેન, સાચે જ કહું છું કે પાણી ભરાઇ આવ્યાં હતાં."

શતદલ થોડી વાર ચૂપ રહી. પછી બોલી: "લાગણી તો મને પણ થઇ હતી, પરંતુ હજુ પણ મારા મનમાં એમ રહે છે કે એ પોતાના છોકરાને લઈને અહીં આવશે કે તરત જ મને કંઇક થઇ જશે. એના કરતાં જો, એમ કર, તું તારા બનેવીને સમજાવીને એવી ગોઠવણ કરી દે કે હું કલકત્તા ચાલી જાઉં અને એ અહીં રહી પડે!"

પરિમલે તેને સમજાવવા માંડયું: "પણ જુઓ મોટીબેન! એ હવે ઝાઝું જીવવાની નથી; એ તો હું તમને આજથી જ કહી મૂકું છું."

જવાબમાં શતદલ હોઠની ફાડમાંથી સહેજ અમસ્થું હસી.

"હસ્યાં કેમ, બેન?"

શતદલે કહ્યું: "છિ:! મનુષ્યનું મરવાનું શું કહેવાય?"

પરિમલ હજી કંઇ વિશેષ કહેવા જતી હતી; પણ એવામાં પાછળથી મહામાયા આવી ચઢી અને બોલી: "પ્રતિમા વિસર્જન કરવાનો સમય થયો છે. તમારે એક વાર આવવું પડશે, ચાલો બેટા!"

શતદલ અને પરિમલ બેઉ જણી ઊભી થઇ ગઇ. પરિમલના મનમાં વિમળાને અહીં તેડાવી લેવા બાબતમાં શી વ્યવસ્થા થઇ તે પૂછી જોવાનો વિચાર સ્ફૂર્યો; પરંતુ તે પોતે એમ કરે તે પહેલાં મહામાયાએ પોતે જ જણાવી દીધું: "અતુલને મેં આજે એક આંટો ત્યાં મારી આવવાનું સૂચવતાં કહ્યું કે 'આજે વિજયાદશમીનું પર્વ છે, એટલે વડીલોને પ્રણામ કરવા જોઇએ; તેથી આજે એક વાર તે તરફ જઇને સાસુસસરાને પ્રણામ કરી આવ!' પરંતુ અતુલ કેમે કરતાં પીગળ્યો નહિ. હવે તો તું એક વાર કહી જુએ ત્યારે! રીસ અને અભિમાન હવે વધુ વાર રાખવામાં માલ નહિ."

શતદલ મૂગી જ રહી. પરિમલે જવાબ દીધો: "કહી જોઇશ. પરંતુ

આપની વાત એમણે જ્યારે—"

એનું બોલવાનું એ પૂરું કરી રહે તે પહેલાં જ મહામાયા બોલી પડી: "તમોને કંઈ વાંધો નથી એમ સમજશે તો કદાચ જવાને કબૂલશે."

ચાંદીના એક વાડકામાં થોડુંક દૂધ અને થોડાંક આલતાનાં પાન લઇને સુમતિ દાસી આવી પહોંચી અને પૂછ્યું: "ચાદૂધ તો જોઈશે ને, મા ?"

પ્રતિમાવિસર્જનની ક્રિયા માટે પ્રતિમાને ઉડાવતાં પહેલાં દૂધ અને આલતાનાં પાંદડાં વતી લક્ષ્મી, સરસ્વતી અને દુર્ગામાતાના ચરણ ધોવા પડે.

મહામાયાએ જવાબ દીધો: "હા, જોઇશેસ્તો! છજામાંથી જો જોઇએ કે પ્રતિમાને બહાર કાઢી છે કે નહિ ?"

દાસી પ્રતિમાને જોવા ગઇ. એ તકનો લાભ લઇ મહામાયાએ પરિમલને શરીરે હાથ ટેકવી છાનુંમાનું કહી દીધું: "જોજે કહેવાનું ભૂલીશ નહિ, હેં! વેવાણનું રૂદન જોઇને મારું દિલ તો પીગળીને મીણ બની ગયું છે. વાત કરીને તું આવી પહોંચ!"

એટલું કહીને મહામાયા શતદલના મોં સામે જોઇ રહી અને પછી બોલી: "તું તારે જરા યે દુ:ખી થઇશ નહિ. એ બિચારી પર બહુ અન્યાય ગુજર્યો છે. એ હવે ઝાઝું જીવવાની તો નથી જ."

વિમળાના દેદાર જોઈને શતદલના મનમાં પણ એવો ખ્યાલ આવ્યો નહોતો, એમ તો નહિ. એને પણ લાગ્યું જ હતું કે વિમળા બહુ દહાડા કાઢવાની નથી, પરંતુ બધાં જ જ્યારે એ એકની એક વાત એને ફરી ફરીને કહેવા લાગ્યાં–પરિમલે કહ્યું, સાસુજીએ પણ કહ્યું–ત્યારે એનો પોતાનો એ બાબતનો વિશ્વાસ કંઇક ડગમગી ગયો.

જીવે કે ન જીવે એમાં એને શું ? તે પોતે આ ઠેકાણે નહિ રહે, કલકત્તા ચાલી જશે.

સાંજે વિસર્જનના વરઘોડાનાં વાજાંનગારાં પૂરવેગે વાગ્યે જાય છે. ચોધરીની પ્રતિમા જ આખા ગામમાં મોટામાં મોટી હતી. ગામની અંદર નાનીનાની પ્રતિમાઓની પૂજા તો બીજે ઘણે ઠેકાણે થઈ હતી. તેમનાં વિસર્જનનાં સરઘસો બીજે રસ્તેથી પસાર થઇ ગયાં છે. ચોધરીની હવેલી સામે લોકમાણસનો મહાસાગર ઊછળી રહ્યો છે. ચારે કોર મશાલો પ્રકાશી રહી છે. પ્રતિમાને ઊંચકી લઇ જવાવાળાઓએ પ્રતિમાને ઝાંપાં બહાર કાઢી છે. પ્રતિમાને રાયજીની હવેલી સામેથી લઇ જવાની ગોઠવણ છે.

પ્રતિમાની સાથેસાથે ઘરના એક કર્તાકારવતાએ જવાનો ધારો હતો.

વનમાળીએ કહ્યું: " ના જવું હોય તો હું જ—"

એમ કહીને તે લાકડી હાથમાં પકડીને ઊભો થઇ ગયો. પણ અતુલે કહ્યું : "હવે આપને જવાનું ન હોય. હું જાઉં છું."

પ્રતિમાના વરઘોડાની પાછળ પાછળ અતુલ પંડે ચાલવા લાગ્યો.

કલકત્તેથી દારૂખાનું મંગાવવામાં આવ્યું હતું. રસ્તાની બન્ને બાજુએ વિવિધ જાતનું દારૂખાનું અગાઉથી રોપી દેવામાં આવ્યું હતું અને તેને ફોડવા સારુ માણસોને પણ ગોઠવી દેવામાં આવ્યા હતા. વરઘોડો જેમજેમ આગળ વધવા લાગ્યો તેમ તેમ જાતજાતનું દારૂખાનું ફૂટવા માંડયું.

આતશબાજીનો રંગબેરંગી ઉજાસ, અસંખ્ય કંઠોમાંથી નીકળતો આનંદજનિત કોલાહલ, ચારેકોર પ્રકાશનાં કિરણો ફેંકતી મશાલો અને તે બધાંની વચ્ચે દસ પ્રકારનાં શસ્ત્રાસ્ત્રોથી સજ્જ દસ ભૂજાળી મહિષાસુરમર્દિની શ્રી દુર્ગામાતાની માટીની પ્રચંડ પ્રતિમા! મૂર્તિને અડખેપડખે મોટી મોટી બે ગ્યાસની બત્તીઓ પ્રકાશી રહી છે. તેવા ઉજાસે કરીને બહુ છેટેથી પણ સુસજ્જિત પ્રતિમાનાં દર્શન થઇ શકે છે. ગ્રામનારીઓ ઘર બહાર નીકળીનીકળીને પ્રતિમાને પ્રણામ કરવાને રસ્તાની ધારો પર ગોઠવાંઇ ગઇ છે.

આજ કેટલેય દહાડે અતુલ ગામના રસ્તા પર આમ પગે હીંડતો જાય છે. રાયને ઝાંપે રહીને જવાનું હતું. એક વાર તો એના મનમાં એમ થઈ આવ્યું કે મારે આ રસ્તે જવાની જરૂર નથી. બીજે રસ્તે ફરીને જાઉં તો પણ ચાલે. પરંતુ પ્રાચીન રીતરિવાજ પ્રત્યે એક જાતનો મોહ માણસને રહે છે. તેને વશ બનીને અતુલ તેની મરજી નહિ છતાં ધીરે ધીરે વરઘોડાની પાછળ ઘસડાવા લાગ્યો.

પરંતુ ચિંતાની જાળમાંથી માણસ શી રીતે છટકી શકે? પૂર્વ જીવનમાં વિમળાના સહવાસમાં જે મીઠામધુરા દિનો ગુજાર્યા હતા તેની સ્મૃતિ તેના દિલમાં જાગી ઊઠી. વિચારમાં ને વિચારમાં એની ગતિ ક્યારે મંદ પડી ગઇ અને પોતાને પાછળ રાખીને પ્રતિમા સાથે લોકો ક્યારે આગળ નીકળી ગયા તેની એને કંઇ જ સમજણ પડી નહિ.

રસ્તાની બાજુમાં જ રાયજીની સાદી સફેદ રંગની મોટી હવેલી આવી રહી છે. ચાંદનીના પ્રકાશમાં હવેલી સ્પષ્ટ દેખાય છે. આ જ રસ્તે રહીને પ્રતિમાવિસર્જનનો વરઘોડો હજી હમણાં જ પસાર થઈ ગયો છે. રસ્તાની બાજુમાં ફૂટેલી કોડીઓ અને બીજાં દારૂખાનાંનાં ઠીઠાં પડેલાં છે. તેમાંનાં કેટલાંક તો હજી પૂરાં હોલવાયાં પણ નથી. ઝપાટાબંધ ચાલી નાખીને આ જગાએથી અતુલ પસાર ગઇ જવાનું કરતો હતો; તેવામાં જ કોક દોડતું દોડતું તેની સામે આવીને ઊભું રહ્યું.

આ અચાનક બનાવથી અતુલ ખરેખર ચમકી ગયો અને આગંતુક ભણી ધારીને એણે જોયું તો તેનો પોતાનો જ પુત્ર વિજય તેનો રસ્તો આંતરીને ઊભો રહ્યો છે!

શું બોલવું અને શું કરવું એની કશી સૂઝ નહિ પડવાથી અતુલે પોતાનો હાથ લંબાવી વિજયનો હાથ પકડી લીધો. અને ત્યાં જ ઊભો રહી ગયો.

વિજયે કહ્યું: "ચાલો!"

એમ કહીને તે પોતાના બન્ને નાના કુમળા હાથવતી અતુલની એક

આંગળીને જોરથી પકડી રાખી ઉત્સાહભેર તેને આગળ ખેંચવા લાગ્યો.

કુમળા નાના બાળકના અંગમાં તે કેટલું જોર હોય ! છતાં અનાયાસે તે એને આગળ ને આગળ સરકાવી જવા લાગ્યો. કોઇ અજાણ્યું પ્રબળ આકર્ષણ વિજયના એ પ્રયાસમાં મદદ કરતું હતું. એને કારણે તેણે જરા ય આનાકાની કરી નહિ. આમ કરતાં ધીરે ધીરે આગળ વધતો તે સદર દરવાજો વટાવીને રાયના આંગણામાં આવી પહોંચ્યો. સુરંગ જેવા અંધારા રસ્તા વચ્ચે કોક ઊભેલું લાગ્યું. ચાંદનીનું અજવાળું ભીંતની ઓથને લીધે ત્યાં લગી આવી શકતું નહોતું. સાદી સફેદ રંગની સાડી પહેરેલી જોઇને અતુલ તરત જ સમજી ગયો કે ઊભેલ વ્યક્તિ વિમળા સિવાય બીજી કોઈ જ ન હોય.

નિર્વાક નિશ્ચળ પથ્થરની મૂર્તિ સમી વિમળા જેમ ઊભી રહી હતી તેમ જ ઊભી રહી.

અતુલના મુખમાંથી એકે શબ્દ નીકળ્યો નહિ, તેમ વિમળાના મુખમાંથી પણ એકે હરફ નીકળ્યો નહિ. ગાંઢ અંધકારમાં કોઇ કોઇને બરાબર દેખી પણ શકતું નથી. થોડીક સેકંડ આમ ને આમ મૂગે મોઢે ઊભા રહ્યા બાદ અતુલના મુખમાંથી શબ્દ ઝર્યો: “વિમળા!”

આટલી વારે લાગ્યું કે વિમળા રડી રહી છે. હાથપગ પટકી-પટકીને મોટે ઘાંટે તે રડતી નહોતી, કે અતુલના પગ પકડી ‘મને માફ કરો’ એવી ક્ષમાયાચના પણ એણે કરી નહોતી. નિશ્ચળ પૂતળીની માફક વગર બોલ્યેચાલ્યે માથું નીચું રાખીને તે ઊભી હતી. અંધકારમાં જ તેની આંખોમાંથી આંસુનાં બિંદુ ટપકતાં હતાં. છતાં કોણ જાણે કેમ કરીને પણ અતુલ સમજી શક્યો કે વિમળા રૂએ છે.

અતુલે તરત જ પોતાનો હાથ લંબાવ્યો. વિમળાનો સૂકોસટ હાથ પકડી લીધો અને વહાલથી કહ્યું: “છાની રહી જા!”

વિમળાએ આટલી વારે પોતાનું મોં ઊંચું કર્યું. ગદ્દગદ્દ કંઠે મહાપરાણે ધીરે રહીને એણે પૂછ્યું: “તે પછી?”

અતુલે આશ્વાસન આપ્યું: "તેરશને દહાડે ગાડી મોકલીશ. વિજયને લઈને આવી જજે!"

અંધકારમાં માત્ર ગંભીર નિસાસો જ સંભળાયો!

જાહ્નવીએ જોઈ લીધું છે કે વિજયની સાથે વાતો કરતાંકરતાં તેનો સ્વામી રોગનું દુઃખ ભૂલી જાય છે. આખો દહાડો હાસ્યની આછી રેખા સરખી જે મોં પર નથી દેખાતી તે મુખ વિજયની વાતો સાંભળીને મલકમલક થાય છે.

એવો એ એમનો વહાલો દોહિતર હવે ચાલ્યો જશે. બૂમો પાડી બોલાવવા છતાં હવે તે એમની પાસે નહિ જઈ શકે. એના કારણ તરીકે જ્યારે એમને ખબર પડશે કે અતુલ એ લોકોને લઈ ગયો છે ત્યારે સંભવ છે કે મુખમાંથી તો એકે શબ્દ તે નહિ ઉચ્ચારે, પરંતુ એમના કલેજામાં જે દારૂણવેદના થશે તેનો ચિતાર તો જાહ્નવીના મનોચક્ષુને અત્યારથી જ સ્પષ્ટ દેખાવા લાગ્યો.

બીજે દિન સવારથી જ જાહ્નવી અતુલની ગાડી આવી પહોંચવાની રાહ જોવા લાગી. કોઈ પણ ક્ષણે ગાડી આવીને ઊભી રહેશે એવી એની માન્યતા હતી; પરંતુ સવાર વીતી ગઈ, બપોર પણ વીતી ગયા અને સાંજ પણ પડી ગઇ. છતાં ગાડી દેખાઇ જ નહિ. જાહ્નવી બિચારી હતાશ બની ગઈ. વિમળાની પાસે આવીને છાનુંમાનું કહેવા લાગી કે "આજે વિજયાદશમીનો દિવસ છે; એટલે પ્રતિમાવિસર્જનની ગરબડમાં ગાડી નહિ મોકલી શકાઈ હોય. કેમ, તું શું ધારે છે?"

વિમળા બોલી: "એમ પણ હોય."

"કાલે અગિયારશ છે, એટલે કાલે તો આવવી જોઈએ જ. તું તારાં કપડાંલત્તાં સવેળા ભેગાં કરી રાખજે કે જેથી જવા ટાણે નાહકની ધમાલ ન થઇ પડે."

વિમળા આછું સ્મિત કરી ચૂપ રહી ગઈ.

ચોધરીની પ્રતિમા તેમની હવેલીને ઝાંપે રહીને જ આગળ જવાની હતી. એટલે જાહ્નવીની ઇચ્છા એવી હતી કે વિમળાની સાથે તે ઝાંપે જઈને ઊભી રહેશે. પરંતુ બરાબર તે જ ટાંકણે અશ્વિનના ઓરડામાંથી હાકલ પડી. એટલે જાહ્નવીએ કહ્યું: "રહે બેન, અહીંથી જ પ્રણામ કરીને સંતોષ માની લેજે. બની શકે તેમ હોય તો એક વાર શંખ વગાડજે."

એટલું કહીને જાહ્નવી તો ચાલી ગઈ.

શંખ વગાડવાની શક્તિ તો વિમળામાં હતી જ નહિ. કેટલી ય વાર ફૂંક મારવાનો પ્રયત્ન કરવા છતાં શંખ વાગ્યો જ નહિ; એટલે હસતાં હસતાં તેણે શંખને નીચે મૂકી દીધો અને વિજયને પાસે બોલાવીને તેના કાનમાં કહ્યું: "ચાલ બેટા મારી સાથે!"

વિજયે પૂછ્યું: "ક્યાં જઈશું બા?"

"ચૂપ!"

એમ કહીને છોકરાને ડગલો, બૂટ પહેરાવીને દબાતે પગલે દાદરો ઊતરી તે નીચે આવી.

અતુલની સાથે જે મુલાકાત એને થઈ ગઇ તેમાં એણે તેરશને દહાડે તેડાવી લેવાનું કહ્યું હતું; પરંતુ એ વાત વિમળાએ માતાને જણાવી જ નહિ. વિજયને પણ કહી દીધું: "કોઇને પણ આ વાત જો તેં કરી છે, તો મારીમારીને તારો અડદાળો કાઢી નાખીશ."

મારની બીકે વિજયે ઘરમાં કોઇની આગળ કશી જ વાત એ બાબતમાં કરી નહિ.

જાહ્નવી બિચારી ખૂબ જ અકળાવા લાગી. એકાદશીનો આખો દહાડો એણે કેવી મુશ્કેલીએ કાઢયો એ તો માત્ર એનો અંતર્યામી જ

જાણે. અતુલ તો આવ્યો જ નહિ, પણ કોઇની સાથે સમાચાર સરખા મોકલ્યા નહિ !

રાત્રે વિમળાએ પૂછ્યું: "ભાભીને તેડાવી લેવા સંબંધમાં બાપાજીને તેં પછી પૂછી લીધું કે નહિ, બા ?"

જાહ્નવીએ જવાબ આપ્યો: "ના, બેટા ! મને બહુ બીક લાગે છે. પ્રશ્ન પૂછતાં બરાબર તે તેરીમેરી કરવા મંડી પડે અને ચીડાઇને મને મારવા પણ આવે; પણ અત્યારે મને એના વિચાર નથી આવતા, મને તો વિચાર આવે છે અત્યારે અતુલની વાતના. તારી સાસુ પોતે કહી ગયેલી છતાં આમ કેમ બની ગયું હશે, કહે જોઇએ ? એમનો વિચાર બદલાઇ તો નહિ ગયો હોય ?"

વિમળાએ જોઈ લીધું કે મા છેક જ મૂંઝાઇ ગઇ છે. એટલે ધીરે રહીને બોલી: "આવશે, બા, આવશે. ઘેર ઉત્સવની ધમાલ, એ તો આપણે સમજી શકીએ છીએ ને ?"

જાહ્નવીએ તેના મતને મળતાં થઇ કહ્યું: "ખરું કહે છે, બેન ! એટલે જ નહિ આવી શકાયું હોય એમ લાગે છે."

એમ કહીને તેણે પોતાનું મન કંઇક વાળ્યું.

વિમળાએ ફરી પાછી પોતાની વાત આગળ ચલાવી: "ભાભીને તેડાવવાની વાત તારાથી જો બાપા આગળ ન કાઢી શકાતી હોય તો હું તેમ કરી જોઉં."

"તું તેમ કરીશ ?" થોડોક વિચાર કર્યાં પછી તેણે પાછું ઉમેર્યું: "તો તો એના જેવું રૂડું એકે નહિ. તું એ વાતને છેડીશ તો તારા બાપાજી નહિ ખીજાય. ભલે ત્યારે તું જ એમ કરી જોજે !"

અશ્વિનનો મિજાજ કંઇક ઠેકાણે લાગતો હતો. વિમળાએ પ્રથમ તો વિજયને દાદાની કને મોકલી આપ્યો. તે પછી એ પોતે પણ ધીરે ધીરે બાપાના ઓરડામાં દાખલ થઇ.

દાખલ થતાં જ બોલી: "બાપુ !"

અશ્વિને પૂછ્યું: "કેમ બેટા ?"

વિમળા તેને ઓશિકે જઇને બેઠી અને પૂછ્યું: "કેમ છે તમને ?"

અશ્વિને જણાવ્યું: "શિયાળા પહેલાં ઊઠીને ઊભા થવાશે એટલું જ નહિ પણ હરતુંફરતું પણ થઈ જવાશે એમ લાગે છે."

વિમળાએ મમરો મૂકયો: "પણ બાને બિચારીને કેટલું બધું કષ્ટ પડે છે, બાપુ! એક બાજુ તમારો અને બીજી બાજુ મારો ખાટલો એને સંભાળવાનો અને તે ઉપરાંત ઘરનું કામકાજ પણ કરવાનું!"

અશ્વિને કહ્યું: "હં! એ તો છે જ. પરંતુ શું કરીએ બેટા ? જેવું આપણું પ્રારબ્ધ !"

વિમળાએ તક સાધી સૂચવી દીધું: "આવે વખતે ભાભી જો આવી જાય તો કેવું સારું ? મોટાભાઈને એક વાર મોકલી તો જુઓ, બાપુ!"

"આપણે માટે એ ઠીક ગણાશે, બેટા ?"

વિમળાએ દલીલ કરી: "કેમ નહિ ગણાય બાપુ! આપણે એને પાછી પિયેર નહિ જવા દઇએ."

અશ્વિન સ્મિત કરતો બોલ્યો: "વારુ ત્યારે. તારી એ જ ઇચ્છા છે ને ?"

વિમળાએ જવાબ દીધો: "હા, બાપુ! ભાભીની હાજરી વગર આપણું ઘર કેવું ખાવા ધાય છે ?"

અશ્વિને જણાવ્યું: "વારુ ત્યારે, સુધીરને તેડવા જવાનું કહી દે. તેરશને દહાડે જાય અને તેડી લાવે."

બાપનો જવાબ સાંભળી વિમળા તરત જ ઊઠીને ઊભી થઇ ગઈ.

તેરશને દહાડે સવારના પહોરમાં સુધીર તેની વહુને તેડવાને સાસરે

ઊપડી ગયો. તેમ કરવાને તે તૈયાર જ હોય એમ દેખાઇ આવ્યું.

સુધીરના ઊપડી ગયા પછી તરત જ અતુલની ગાડી પણ રાયને આંગણે આવીને ઊભી રહી. ગાડીમાં ડ્રાઇવરની સાથે સુમતિદાસી પણ આવી હતી. તેણે ઘરમાં જઇને કહ્યું: "ચાલો, વહુજી, માએ ગાડી મોકલાવી છે."

વિમળાએ માને પૂછયું: "શું કરું બા? જતી વેળા બાપુને એકવાર મળી લઉં ને?"

જાહ્નવીએ કહ્યું: "જેવી તારી મરજી."

"ના બા, બાપુને કહ્યા વગર જાઉં તો મારા મનને નહિ ગોઠે."

એમ કહી વિજયને સાથે લઇને તે અશ્વિનના ઓરડામાં દાખલ થઈ.

જાહ્નવીના દિલમાં કંઇ કંઇ થઇ જતું હતું. તે પણ તેમની પાછળ જઈને છાનીમાની ઓરડા બહાર ઊભી રહી.

પરંતુ કેવું આશ્ચર્ય! અશ્વિન કહેતો સંભળાયો: "ભલે, તેડવા આવ્યા જ છે તો—"

તેનાથી આગળ બોલી શકાયું નહિ. એક લાંબો નિસાસો નાખીને તેણે પોતાનો હાથ લંબાવ્યો અને વિજયને પોતાની સોડમાં ખેંચી લઈ પૂછયું: "ત્યાં જઇને મને ભૂલી જઇશ કે બેટા?"

વિજયે લાગલો જવાબ દીધો: "હું તો ત્યાંથી દોડીને ચાલી આવીશ."

"એમ? આવીશ? રોજ એક વાર આવીશ તો તો આપણે મળી શકીશું."

વિજયે કહ્યું: "હો, આવીશ! જોજો તો ખરા!"

અશ્વિને સૂચવ્યું: "તો પછી હવે વાર શાને કરે છે બેટા?"

વિમળાએ બાપને પગે હાથ અડકાડીને પ્રણામ કર્યા. બાદ વિજયને લઈને તે ઓરડાની બહાર નીકળી આવી. અશ્વિન એકી ટસે તેમની ભણી જોઈ રહ્યો. ઘણે ઘણે દિવસે કોણ જાણે કેમ પણ તેની બંને

આંખો આજે ભરાઇ આવી.

જાહ્નવી સજળ નયને ઝાંપા સુધી આવીને ઊભી રહી ગઈ. વિમળા તથા વિજયને લઇને ગાડી સડસડાટ ઊપડી ગઈ.

બીજા માળની પરસાળમાં મહામાયા ઊભી હતી. વિમળાએ આવી તેના ચરણોમાં પ્રણામ કર્યાં અને પછી ઊભી રહી. તેનું જોઈને વિજય પણ પ્રણામ કરવા જતો હતો; પણ તેનો હાથ ઝાલી લઇને તેને તો મહામાયાએ પોતાની સોડમાં તાણી લીધો.

મહામાયાએ તેમને ઘરમાં લઈ જઇને બેસાડયાં અને કહ્યું: “તમને તેડવાને સારું તો અતુલ જાતે જ આવવાનો હતો, વહુબેટા! પરંતુ દશેરાની રાત્રિથી શતદલની તબિયત એકાએક બગડી આવી અને બધાંએ કહ્યું કે એને એકદમ કલકત્તે લઈ જાએ! અહીં ગામમાં ડાકટર નથી એટલે મને પણ બીક લાગી; એટલે કાલે જ મેં એમને કલકત્તે વિદાય કરી દીધા.”

વિમળાએ પૂછ્યું: “એ ત્રણે જણ–”

મહામાયાએ કહ્યું: “હા, બેટા! એ બેઉ બેના અને અતુલ.”

વિમળા કંઇ પણ બોલ્યાચાલ્યા વગર સાસુના મુખ ભણી એક ટસે જોઈ રહી.

‘શતદલ ત્યારે શું તબિયતનું બહાનું કાઢીને કલકત્તા ચાલી જ ગઇ?’ એવા જ વિચાર રહી રહીને વિમળાના મનમાં ઘોળાવા લાગ્યા.

“પરંતુ કોને માટે? શા સારુ? અને જો એમ જ કરવું હતું તો પછી શા માટે તેમણે જાતે થઈને અહીં આવવાનું દબાણ કર્યું? કલ-કત્તાથી અહીં આવવામાં એ લોકોનો હેતુ શો હતો?

શતદલ એને મળવા ગઈ તે દહાડે નોમ હતી. એટલામાં એક તંદુરસ્ત અને સશકત માણસની તબિયત એટલી બધી બગડી આવે ખરી કે? ગામના બધા જ ડાકટરવૈદ્યો એને તાબડતોબ કલકત્તા લઇ જવાની

સલાહ આપે ?"

વિમળાને થોડી વારે વળી એમ પણ થઇ આવતું કે 'હોય ભાઇ, માણસનો દેહ છે, એનો શો ભરોસો ! સાચું પણ હોય !'

'પરંતુ સાચું ન હોય તો ?' વિમળા મનમાંને મનમાં ભગવાન આગળ પ્રાર્થના કરવા લાગી: "હે ભગવાન ! શતદલની માંદગી સાચી જ ઠરજે !"

આ ઘરમાં પગ મૂકતાં બરાબર દાસદાસીઓથી માંડીને તે સાસુ સુદ્ધાં તેની સાથે સારો વર્તાવ રાખતાં જણાયાં. વિજયના લાડકોડનો તો કંઈ પાર ન રહ્યો.

વનમાળીએ ચિંતા દર્શાવી: "વહુજીના શરીરના હાલ હું જોઉં છું તેથી તો મને કંઇ કંઈ થઈ જાય છે."

મહામાયાએ જણાવ્યું: "ગાડી લઈને તમે કાલે જ શહેરમાં ઊપડી જાઓ અને વિપિન ડાકટરને તેડી લાવો !"

વનમાળીએ કહ્યું: "તેના કરતાં મને તો અત્યારે કોઈ સારા વૈદ્યરાજની દવા જ શરૂ કરવાનું વધારે ઠીક લાગે છે. વિપિન ડાકટરને લઇ આવવાને બદલે હું જાતે જઇને રામરાજ વૈદ્યને તેડી લાવું તો ?"

મહામાયાએ જણાવ્યું: "તો પણ સારું."

બીજે દિવસે જ વૈદ્યરાજ આવી પહોંચ્યા. રોગીને તપાસીને દવાનો બંદોબસ્ત પણ કરી ગયા.

'પરંતુ એ બધું કોને માટે ? જેમને માટે તે અહિંયાં આવી તે પતિ જો શોકયની સાથે કલકત્તા જ રહેવાના હોય, તો પછી એ અહીં ન જ આવી હોત તો રૂડું હતું.' વિજયા વિચારવા લાગી.

એની સેવા સારવાર માટે જેમજેમ વધારે તકેદારી રખાતી ગઇ તેમતેમ તેના મનમાં એવો ભાવ જોર પકડવા લાગ્યો કે આ બધા લોકો મને દયાની નજરે જુએ છે ! બધાંને જ ખબર છે કે સ્વામીની એ

અળખામણી છે. સ્વામીનો પ્યાર એ ખોઇ બેઠી છે. માત્ર કર્તવ્યની ખાતર જ તે એને અહીં રાખતો ગયો છે અને પોતે બીજી માનીતીને લઈને કલકત્તા ચાલ્યો ગયો છે. હતભાગિણીનું ભાગ્ય છેક જ ખરાબ છે અને તેથી જ ઘરનાં બધાં હતભાગી વિમળાને કંઇક સાંત્વન આપવા ખાતર આટલી બધી દોડવેડ કરે છે!

આના કરતાં વધારે અપમાન બીજું શું હોય?

વિજય તે દહાડે સાંજે એક ચાકરને સાથે રાખીને દાદાને ઘેર ચાલ્યો ગયો હતો. વિમળાને એની કંઇ જ ખબર નહોતી. તે પાછો ફર્યો ત્યારે વિમળાએ પિયેરની ખબરઅંતર પૂછવા માંડી: "તારા દાદાજી કેમ છે?"

વિજયે કહ્યું: "સારા છે."

"મા કંઇ બોલ્યાં?"

વિજય એ પ્રશ્નનો ચોક્કસ જવાબ આપી શક્યો નહિ. ગલ્લાંતલ્લાં કરવા લાગ્યો.

વિમળા ખાટલા ઉપર સૂતી હતી. વિજયને પોતાના પડખામાં તાણી લઇને એને કલાવી કલાવીને છાનીમાની પૂછવા લાગી: "તારા બાપાજીની વાત કંઈ કાઢી હતી?"

"હૂં!" એવો હૂંકારો ભણીને તેણે માથું હલાવ્યું.

"તેં શું કહ્યું?"

વિજયે હસતાંહસતાં જવાબ આપ્યો: "મેં કહ્યું કે બાપુ મને ચાહે છે."

વિમળાએ એને ઊલટાવ્યો: "ક્યાં—તારા બાપુ તો અહીં છે નહિ!"

વિજય ઊલટું બાઝ્યો: "બાપુ ક્યારે આવશે, હેં બા?"

આ પ્રશ્નનો ઉત્તર આપતાં વિમળાની બન્ને આંખો ભરાઈ આવી. બાળક બહુ જ બુદ્ધિમાન હતો. રખેને એ પૂછી બેસે કે 'તું રડે છે

કેમ બા ?' એ બીકે વિમળાએ તરત જ લૂગડાનો પાલવ આંખોએ દાબી દઈને બૂમ પાડી: "ઓહ ! આંખમાં કંઈક પડયું !" એમ કહીને તેણે ચાલાકીથી બન્ને આંખો બરાબર લૂછી કાઢી અને પછી વિજયના પ્રશ્નનો ઉત્તર આપ્યો કે 'આવશે, જલદી આવશે.'

પરંતુ તેમના આ ઘરમાં આવતાં પહેલાં જ તે શતદલ–પરિમલને લઈને કલકત્તા ઊપડી ગયા છે, એ વાત મા જાણી જાય એવી વિમળાની ઈચ્છા નહોતી. વિજય બાળક હતો. એને જૂઠું બોલતાં શિખવાડવું એ અન્યાય ગણાય; તેથી હવે પછી એને ત્યાં ન જવા દેવો એ જ સારું, એમ ગણીને વિમળાએ વિજયને કહ્યું: "કાલે હવે તારે ત્યાં જવાનું નથી, સમજ્યો ? ખૂબ મજા આવશે. આપણે હવે સાથે જઈશું. કેમ, ફક્કડ ને ?"

વિજય માથું હલાવીને કંઈ કહેવા જતો હતો એવામાં મહામાયા ત્યાં આવી પહોંચી.

મહામાયાએ આવતાં બરાબર પૂછયું: "બાની સાથે શેની મસલત કરી રહ્યો છે, ભાઈ?"

માથા પરનો છેડો સરખો કરતી વિમળા સફાળી ઊઠીને બેસવા જતી હતી. પણ મહામાયાએ તેને તેમ કરતી અટકાવીને માયાથી કહ્યું: "રહેવા દે, બેટા ! ઊઠવાની કંઈ જ જરૂર નથી. તારું રોગી શરીર—"

એમ બોલતી બોલતી તે પંડે જ આવીને તેના ખાટલા પર બેસી ગઈ અને વિજયની સામું જોઈ કહેવા લાગી: "મને ખબર પડી છે કે તું છકુ ચાકરની જોડે તારા દાદાને ત્યાં ગયો હતો, કેમ ખરું ને ? ગયો તો ભલે ગયો, પણ હીંડતોહીંડતો શીદને ગયો, બેટા ? તારા બાપાજી તો તારે માટે ગાડી રાખતા ગયા છે. ગાડીમાં બેસીને જવું હતું ને ? હવે ફરીથી જાય ત્યારે ગાડીમાં જ જજે, સમજ્યો ને ?"

આના જવાબમાં વિમળા બોલી: "મારા બાપુજી અને બા એને ખૂબ ચાહે છે. એક પણ દિવસ એને ન જુએ તો તેમને ચેન પડે નહિ. તેથી અહીં આવતી વખતે બાપુજીએ એની પાસેથી રોજ ત્યાં જવાનું

વચન લઈ લીધું છે.”

મહામાયાએ વિજયને વહાલથી પોતાની સોડમાં ખેંચી લઈને કહ્યું: “એને જોતાં જ ગમે તેને પણ પ્રેમ ઊપજી જાય એવો છે! કાલથી તું રોજ એક વાર ત્યાં જઈ આવતો રહેજે! ગાડી લઇને જ, હોં કે બેટા!”

છકુ ચાકર ઓરડામાં બત્તી મૂકવા આવ્યો. મહામાયાએ તેને કહ્યું: “બાબાને તેડતો જા, છકુ! બેઠો બેઠો સારી સારી વાતો સંભળાવજે એને!”

એમ કહીને છકુની સાથે એને ત્યાંથી વિદાય કરી દીધો. વિદાય કરી દેવાનું કારણ હતું. વિમળાની પાસે એકબે વાતોનો ખુલાસો કરવાને તે આવી હતી. વિજયની હાજરીમાં એવી વાતો થાય નહિ.

એકાએક તેના મનમાં એવો વિચાર સ્ફુરી આવ્યો કે શતદલ તથા પરિમલને લઈને અતુલ કલકત્તે ચાલ્યો ગયો છે એ બીનાનો વિમળા કોણ જાણે શો યે અર્થ ઘટાવતી હશે. તેના મનમાં એમ આવ્યું હોવાનો સંભવ છે કે શતદલની તબિયતને કશું જ નથી થયું, પણ તબિયતનું બહાનું કાઢીને તે અહીં શોક્યની સાથે એક ઘરમાં રહેવાનો પ્રસંગ ટાળવા ખાતર સ્વામીને લઇને કલકત્તે ચાલી ગઇ છે! વિમળા આમ માનતી હોય તો તેમાં અસ્વાભાવિક જેવું કશું જ નથી, અને આ વિચારથી જ તે અત્યારે વિમળાના વિચાર જાણી લેવાને અહીં આવી પહોંચી હતી.

વિજયને તેડીને છકુ જતો રહ્યો કે તરત જ મહામાયાએ વાત છેડી: “અતુલ બેચાર દહાડામાં જ પાછા ફરવાનું કહેતો ગયો છે. નાની વહુની તબિયત સુધરી જશે તો તો તેને સાથે લઇને જ આવશે. નાની વહુનો વિચાર થોડા દહાડા કલકત્તે રહેવાનો હશે તો તે ભલે કલકત્તે રહેતી.”

આમ બોલી ગયા પછી મહામાયાને લાગ્યું કે એનાથી જોઈએ તેવું બરાબર કહી શકાયું નથી. તેથી ફરીથી તેણે બોલવા માંડયું:

"મનુષ્યનું શરીર છે. કયારે કોને શું થઇ જાય તેનું શું કહેવાય, બેટા! નોમને દહાડે અમે તને મળવાને ત્યાં આવ્યાં, તેને બીજે જ દિવસે મને ખબર પડી કે રાતથી જ એનું શરીર બગડી આવ્યું છે. દશેરાની રાત્રે પ્રતિમાનું વિસર્જન કર્યા પછી અતુલ પાછો ફર્યો ત્યારે શતદલ બિછાનામાં તરફડતી જણાઇ. શરીર એનું જોયું હોય તો સગડી જેવું ધીકે, આંખો જોઇ હોય તો લાલ લાલ અંગારા જેવી! તે જ ઘડીએ ડાકટરને બોલાવવામાં આવ્યો. ડાકટરે અતુલની સાથે અંગ્રેજીમાં કંઇક ગોટપીટ ગોટપીટ કર્યું. બરફ આવ્યો, દવા આવી, ઈન્જેક્શન અપાયું, પણ કશાની કારી લાગી નહિ! આખી રાત અમે ઉઘાડે ડોળે એની પથારી પાસે બેસી રહ્યાં. તેને બીજે દહાડે ત્રણ ડાકટર આવ્યા. બધાનો એવો મત પડયો કે 'કલકત્તે લઇ જાઓ.' અહીંથી મોટરમાં લઈ જવાની વાત વિચારાઈ. પરંતુ રસ્તો સારો નહિ, હેલારાથી દરદીને ત્રાસ થાય, તેથી ટ્રેનમાં જ ગયા.

આટલું બોલીને મહામાયા વિમળાના મોઢા સામું એકી ટસે જોઇ રહીને કંઇક નિરીક્ષણ કરવા લાગી. પછી પાછી બોલી: "અતુલ કહેતો ગયો છે કે તબિયત કેમ છે તેનો કાગળ કલકત્તે જઈને તરત લખીશ, પરંતુ કાગળ તો આજેય આવ્યો નહિ."

વિમળાના મનની એટલી તો ખાતરી હતી જ કે આટલી બધી વાત બનાવી કાઢીને તો મહામાયા ન જ કરે. એ જાતની વ્યક્તિ મહામાયા નહોતી જ. ત્યારે શતદલની માંદગીની વાત શું સાચી જ?

હોય પણ ખરી! હે ભગવાન, એમ જ થાઓ!

એ જ વખતે ઓરડા બહાર વનમાળી આવીને ઊભો અને પૂછ્યું: "હું અંદર આવું કે, મા?"

મહામાયાએ રજા આપી: "આવો!"

વનમાળીના હાથમાં એક કાગળ હતો.

મહામાયાએ તે જોઇ પૂછ્યું: "કાગળ કોનો છે?"

કાગળ તેના હાથમાં મૂકી દઇ વનમાળીએ કહ્યું: "વાંચી જુઓ, તે તરફની ખબર બહુ ખરાબ છે."

કાગળ પરબીડિયામાં હતો. પરબીડિયું ખોલતાંખોલતાં મહામાયાના હાથ થરથર કંપવા લાગ્યા.

કાગળમાં અતુલે કલકત્તેથી લખ્યું હતું કે: "શતદલની સ્થિતિ ચિન્તાજનક છે. બચવાની આશા નથી."

"હાય રે!" આવા સમાચાર સાંભળવા મળશે એની તો એને કલ્પના સરખી નહોતી. કાગળ વિમળાના હાથમાં આપી દઇ થોડી વાર ગુપચુપ કંઇક વિચાર કર્યા પછી મહામાયા ફરી પાછી બોલી: "શું થશે? તમે એક વાર કલકત્તે જઇ આવશો, વનમાળી?"

વનમાળીએ જવાબ આપ્યો: "હોવે, મા! આજે જ જવાનો વિચાર રાખું છું."

મહામાયાએ કહ્યું : "ખુશીથી જાઓ, જઈને તરત જ તાર કરી દેજો!"

વનમાળી ચાલ્યો ગયો.

વિમળાનો રહ્યોસહ્યો શક પણ ઊડી ગયો. કાગળને હાથમાં ઝાલી રાખી તે પણ ગુપચુપ બેસી રહી.

કોઇના પણ મુખમાંથી કશી વાત બહાર આવી નહિ.

તેને બીજે જ દિવસે પુરન્દરપુરમાં અકસ્માત એક તાર આવી પહોંચ્યો. મહામાયાએ ધાર્યું કે તાર વનમાળીનો હશે, કારણ કે તે કલકત્તેથી આવ્યો હતો.

તાર હતો મહામાયાના નામનો. છકુ તાર ખોલીને ઉપર લઇ આવ્યો. અંગ્રેજીમાં વાંચતાં તેને આવડતું નહોતું. તાર વાંચે કોણ?

વિમળા પાસે જ ઊભી હતી. હાથ લંબાવીને તેણે કહ્યું: "લાવો, મારી કને. મને થોડુંક અંગ્રેજી આવડે છે. તાર તો કદાચ ઉકેલી શકાશે."

પરંતુ તારનું કાગળિયું આંખો સામે લઇ જતાં જ તે લાગલી સ્તબ્ધ બની ગઇ. કલકત્તે પહોંચીને વનમાળીએ તાર કર્યો હતો એ સાચું હતું. પરંતુ એમાં એના સુખરૂપ પહોંચ્યાના સમાચાર નહોતા. જે સમાચાર હતા તે જેટલા મર્મવેધક હતા તેટલા જ કઠોર હતા.

માત્ર બે જ વાત–ચાર જ શબ્દો: Shatdal died last night. ગઇ રાતે–શતદલનું અવસાન.

ખબર સાંભળવા માટે મહામાયા વિમળાના મુખ ભણી આતુર નયને જોઈ રહી હતી. જોયું તો તેની બન્ને આંખો આંસુથી છલછલ થતી દેખાઇ અને એના હોઠ થર થર કંપતા જણાયા.

મહામાયાએ અધીરાઈથી પૂછ્યું: "ત્યારે શું—"

ડોકું હલાવી વિમળાએ કહ્યું: "હા, મા, શતદલ ગુજરી ગઇ છે–કાલે રાત્રે."

મહામાયા ધ્રૂજતીધ્રૂજતી ભોંયે બેસી પડી.

માણસને ક્યારે શું થઈ જાય એનું કંઈ જ કહેવાય નહિ. માનવી ધારે એક અને થાય કંઇ બીજું જ. પૃથ્વીની સારી ઘટનાઓ કેટલીક વાર તો મનુષ્યની કલ્પના પણ વટાવી જાય છે. આ બનાવમાં પણ એવું જ કંઇક અણધાર્યું બની ગયું.

બધાંયની ધારણા એવી હતી કે વિમળા મરી જશે અને તે પછી અતુલની સાથે મનગમતો સંસાર શતદલ ભોગવશે.

પરંતુ કોને કલ્પના હતી કે તંદુરસ્ત અને સશક્ત શતદલ જ આમ એકાએક ઊપડી જશે?

બધું જ ભગવાનને હાથ છે. બધું જ નશીબાધીન છે.

'માનવી મનસૂબા ઘડે, હર કરે સો હોય' એ કંઇ ખોટું નથી.

આ માઠા સમાચારને આખા ગામમાં ફેલાઇ જતાં વાર લાગી નહિ. પુરન્દરપુરના આબાલવૃદ્ધવનિતા બધાંએ જ સાંભળ્યું કે વિમળાને ઘેર

થઇ આવતાં જ અતુલની નવી વહુ મરી ગઇ છે.

એ ખબર વિસ્મયજનક હતા એ તો જાણે નિઃસંદેહ; પરંતુ એક મોઢેથી બીજે મોઢે પસાર થતાંથતાં આખરે એણે જે રૂપ પકડયું તે તો ખરેખર વિસ્મયકર હતું.

ગામમાં જ્યાં ત્યાં ઘૂસપૂસ વાતો ચાલવા લાગી. કોઇ કહેતું: "આને અહીં લઇ આવવામાં અતુલે ડહાપણ વાપર્યું નહિ."

કોઇ વળી કહેતું: "શોકય તો ભાઈ, વિચિત્ર વસ્તુ છે!"

ત્યારે વળી બીજું કોઈ બોલી ઊઠયું: "શતદલને વિમળાએ મૂઠ મારેલી."

પરંતુ ગામની વયોવૃદ્ધ સ્ત્રીઓ, જેમને સંસારના વિવિધ અનુભવો થઈ ચૂકેલા, તેઓ એ વાત માનવા ધસીને ના પાડતી. તેઓ તો ચોખ્ખેચોખ્ખું વાટે ને ઘાટે જણાવી દેતી: "ના રે ના! અમે સારી પેઠે જાણીએ છીએ કે વિમળા તો હજી બાળક છે. એ બિચારીને એવું કરવાની ગતાગમ નહિ. એ કર્યું જ હોય તો એની માએ!"

વળી એમાંની બેએક જણી તો એમ પણ કહેવા લાગી કે રાયજીની દેવડી પર એક જટાધારી સંન્યાસીની સાથે વાતો કરતી જાહ્નવીને તેમણે નજરોનજર જોઇ છે.

વિમળાએ મૂઠ મારી કે એની માએ મારી એ તો કોણ જાણે; પરંતુ ભગવાને ચોટ મારી એમાં તો લવલેશ સંદેહ નહિ.

બિચારી શતદલ!

ગરીબને ઘેર જન્મ થયો છતાં એ હીણભાગીને આવો રૂડો સ્વામી મળી ગયો, આવી અઢળક સમૃદ્ધિ પણ મળી ગઇ. પણ તે કેટલા દહાડા માટે? કયાં રહ્યું એનું એ અવર્ણનીય રૂપ અને કયાં ગયા નવવિકસિત

જોબનના એ વિવિધ અભિલાષ! જે શોકયનો ડર એને લાગતો હતો તે જ શોકયના હાથમાં સ્વામીને સમર્પણ કરી દઇને એને આમ અચાનક રીતે ચિરવિદાય લેવી પડશે એની ખબર એ હતભાગિનીને આખરની ઘડી લગી પડી શકી નહિ.

શતદલનો બાપ રડવા લાગ્યો, મા વિલાપ કરવા લાગી. પરિમલની તો વાત જ ન પૂછવી! એ બે બેનોની જોડી હતી બે ભાઇના જેવી. બાલપણથી જ બન્ને જણીઓ એક સાથે હસતીખેલતી, ખાતીપીતી, સૂતીબેસતી, નિશાળે જતી, ફરવા જતી. એક દિવસ શું પણ એકે ઘડી એકમેકથી છૂટી રહી શકતી નહિ. આ જ એની શતદલ કયાં જતી રહી? પરિમલના મનમાં તરંગ ઊઠયો કે પોતે જ એના મોતનું કારણ છે! અતુલની સાથે એણે જ એને પરણાવી દીધી. ખેંચીખેંચીને એને પુરન્દરપુર લઇ ગઇ અને અધૂરામાં પૂરું કરવા શોકયની પાસે પણ ઘસડી ગઇ!

અતુલના મોં સામે આજકાલ પરિમલથી મીટ સરખી માંડી શકાતી નહિ. ઘેલાની માફક તે આમતેમ રાતદહાડો દોડાદોડી કર્યાં કરતો. કયાં જાયઆવે છે ને શું કરે છે તે તો રામ જાણે! કામકાજમાં ડૂબ્યો રહીને અંતરનો બળાપો ભૂલી જવાની કોશિષ એ રીતે કરતો હોય એ બનવાજોગ છે.

શતદલની ઉત્તરક્રિયા પતાવીને એક દહાડો અતુલ પરિમલ પાસે આવ્યો અને બોલ્યો: "આજ હું એક વાર પુરન્દરપુર જઇ આવું છું."

પુરન્દરપુર! પરિમલના મનમાં થઈ આવ્યું કે ત્યાં તો વિમળા છે, વિમળાનો છોકરો છે. તે લોકો એની આ માનસિક અશાન્તિના વખતમાં આશ્વાસનદાતા થઈ પડશે. શતદલના મૃત્યુની વેદના કાયમને માટે કદાચ એના દિલમાંથી ભૂંસી નાખી શકશે.

એ વિચારની સાથે પરિમલને ઘડીક ભર તો એમ થઈ આવ્યું કે 'એને કોઇ પણ મિષે ન જવા દઉં' પરંતુ વળી થોડાક વિચાર બાદ તે

બોલી: "ભલે, જાઓ !"

શતદલના મૃત્યુ પછી આટલો બધો વહેલો તે ગામ પાછો ફરશે એવી ધારણા તો વિમળાએ રાખી જ નહોતી. વનમાળીને વખતસર પત્ર મળી જવાથી તેણે સ્ટેશન પર મોટર મોકલી આપી હતી. સંધ્યાટાણે મોટર અતુલને લઇ ચોધરીના સદર ફાટકે આવીને ઊભી રહી. મોટરમાંથી અતુલ એકલો જ ઊતર્યો. વનમાળીનું ધારવું હતું કે મનની આવી અવસ્થામાં કોઇની સાથે તે ખાસ બોલશેચાલશે નહિ. તેથી તે દરવાજા પાસે એક ખૂણામાં ગુપચુપ લપાઇને જેમ ઊભો હતો તેમ જ ઊભો રહ્યો. અતુલને એક પણ પ્રશ્ન પૂછવાની તેની હિંમત ચાલી નહિ. પરંતુ મોટરમાંથી ઊતરતાં બરાબર અતુલે તેની એ ધારણા ખોટી પાડી દીધી. સહજભાવે એણે ખબર પૂછી: "કેમ છો, સરકાર મહાશય ? ઘરમાં સૌ કુશળ તો ખરાં ને ?"

વનમાળીએ ધોધરે અવાજે જવાબ દીધો: "હા ભાઇ, એ રીતે તો બધાં ઠીક છે; પણ ભાઈ, તમારા મનની અવસ્થા—"

અતુલે તેને આગળ બોલવા દીધો નહિ. તે પોતે જ વચ્ચે બોલી પડયો: "બસ કરો ! એ વાત જાણીને શો લાભ છે ? જે ગઇ તે ગઇ, પાછી કંઈ ઓછી ફરવાની છે ? માણસનું મોત એમ જ માથા પર ઝઝૂમી રહ્યું છે."

એટલું બોલીને વાતને પલટો આપવા ખાતર તેણે પ્રશ્ન કર્યો: "હાં, પછી ત્યાંથી વિજય આવી ગયો ? વિમળા ?"

"હા, આવી ગયાં છે. એ તો મેં આ પહેલાં જણાવી જ દીધું છે."

એમ કહેતો વનમાળી ગુપચુપ એની પાછળ દાદરો ચઢવા લાગ્યો.

વિજયને તેડીને મહામાયા પરસાળમાં આવી ઊભી હતી. અતુલને

જોતાં બરાબર તેની આંખોમાં ઝળઝળિયાં ભરાઈ આવ્યાં. મોઢેથી એક પણ શબ્દ ઉચ્ચારી શકાયો નહિ. માત્ર આંખોને ખૂણેથી દડદડ આંસુની ધારો વહેવા માંડી.

અતુલે ધીરજ આપવા માંડી: "રડયે હવે શું વળે એમ છે, બા? બે વહુઓ સાથે સંસાર ચલાવવાનું બહુ અઘરું થઈ પડત, એટલે જ ભગવાને દયા કરીને તેમાંની એકને પોતાને ત્યાં બોલાવી લીધી. બીજું શું?"

એમ બોલીને હોઠને ખૂણેથી આછું સ્મિત વેરતાં વેરતાં તેણે વિજય તરફ હાથ લંબાવ્યા અને પૂછયું: "કેમ છે રે? અહીં આગળ તને ગોઠે છે તો ખરું ને? બાની સાથે તો ખૂબખૂબ હળી ગયો લાગે છે!"

આમ સહજ ભાવે અતુલ વાતચીતો કરી શકશે એમ મહામાયાએ ધાર્યું નહોતું. પાલવથી આંખમાંનાં આંસુ લૂછી નાંખી તેણે પણ હવે શતદલ સંબંધી વાત છેડવાનું માંડી વાળ્યું અને વિજયને ઉદ્દેશી પૂછાયલા પ્રશ્નનો જવાબ આપતાં કહ્યું: "હા રે ભાઈ, મારી સાથે તો ખૂબ જ હળી ગયો છે. ચોવીસે કલાક મારી ને મારી પાસે જ રહે છે. એની બાની કને જવાની એ વાત જ નથી કરતો."

વિજય મોટી બાની કેડેથી ઊતરી જવા માગતો હતો; તેથી મહામાયાએ તેને હેઠે મૂકી દીધો. એટલે લાગલો તે ધીરે ડગલે બાપની પાસે પહોંચી ગયો અને તેના ડાબા હાથની આંગળીએ વળગી પડયો. અતુલે તરત જ તેને ઉઠાવી લીધો અને છાતી સરસો ચાંપી બોલ્યો: "ચાલ, જોઇએ, તારી બા શું કરે છે?"

મહામાયાએ પૂછયું: "ચા લઈશ ને?"

અતુલે જવાબ આપ્યો: "હા બા, ચા પીશ."

એમ કહી તે પોતાના ઓરડામાં ચાલ્યો ગયો. વનમાળી હજી પરસાળમાં જ એક બાજુએ ગુપચુપ ઊભો હતો. તેની આગળ મહામાયા બોલી: "દુ:ખ તો એને ખૂબ થતું હશે. આપણને તેનો ખ્યાલ શી

રીતે આવે?"

વનમાળીએ તેને ટેકો આપ્યો: "હા મા! તેથીસ્તો જેનીતેની સાથે છૂટથી બોલતો રહી પોતાની જાતને ભૂલી જવાનો પ્રયત્ન કરે છે. ત્યાં રહી નહિ શકાયું હોય તેથી અહીં ચાલ્યા આવ્યા છે."

મહામાયાએ કહ્યું: "મને પણ એમ જ લાગે છે."

સુમતિ દાસી પાસે જ ઊભી હતી. તેને મહામાયાએ કહ્યું: "ખાવાનું શું છે ઘરમાં, જો તો? ચાનું પાણી સગડી પર ચઢાવી દેજે!"

એમ કહીને ચાની તૈયારી કરવા માટે પોતે પણ ચાલી ગઈ.

પતિ સાથે શું બોલવું તેની કંઇ સૂઝ વિમળાને પડી નહિ. તેની પણ બન્ને આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી.

અતુલે મજાક કરી: "વાહ રે ભાઇ વાહ! ઘરનાં બધાં જ રડે અને મારી આંખમાં તો આંસુનું ટીપું સરખું ન મળે!"

વિમળાએ હવે નીચા નમી ભોંયે માથું અડકાડીને અતુલને પ્રણામ કર્યાં.

વિજયના મુખ ભણી જોઈને અતુલ બોલ્યો: "તારી માની ભક્તિ તો ખૂબ લાગે છે, નહિ?"

એમ કહી વિમળાને નખશિખ બરાબર નિહાળી લઈ અતુલ પાછો બોલ્યો: "વિજયાદશમીને દહાડે હું તને બરાબર જોઈ શકેલો નહિ. અંધારામાં ઊભાં રહ્યાં'તાં ને તેથી. મારા નસીબમાં સ્ત્રીસુખ ઝાઝું લખાયું હોય એમ નથી લાગતું. તું પણ લાંબું જીવે એમ નથી દીસતું."

એમ કહેતોકહેતો અતુલ એક સોફા ઉપર નિરાંતે ગોઠવાઈ ગયો અને આગળ બોલ્યો: "બબ્બે વહુઓ સાથે સંસાર ભોગવવાનું ભારે કઠણ. તેથી જ જાણે એક જણી ખસી ગઇ. બા સાથે હમણાં એ જ વાત કરીને હું ચાલ્યો આવું છું."

વિમળાએ કહ્યું: "જવા જેવી તો હું હતી."

અતુલે કહ્યું: "તું પણ જવાની જ; પણ એની ફિકર અત્યારથી શાને ? તારા શરીરના હાલહવાલ જોતાં તો તું પણ ઝાઝું જીવી શકે એમ નથી લાગતું."

વિમળા સજળ નયને કયારની ય અતુલના મોઢા સામું એકી ટસે જેમ જોઇ રહી હતી તેમની તેમ જ જોતી ઊભી હતી.

અતુલે કહ્યું: "આવ, અહીં બેસ ! ઊભી છે કેમ ?"

સોફા ઉપર એક જણ બેસી શકે એટલી જગા હતી. ત્યાં વિમળા આસ્તે રહીને ગોઠવાઇ ગઇ.

અતુલે પૂછ્યું: "આમ એકી ટસે તું શું જોયા કરે છે ?"

વિમળાએ એ પ્રશ્નનો કશો જ ઉત્તર ન દેતાં જણાવ્યું: "પણ હું હવે સાચે જ મરવાની નથી, તમે જોજો તો ખરા !"

અતુલ બોલ્યો: "તો તો તારું ભાગ્ય ઘણું સારું ગણાય."

"હા, ઘણું જ સારું" એમ કહેતાંકહેતાંમાં તેના બન્ને હોઠ થરથર કંપવા લાગ્યા; અને તેની આંખોમાંથી અશ્રુબિંદુ ખરવા લાગ્યાં.

મા શાથી રડે છે તેની કશી સમજણ વિજયને પડી શકી નહિ. તે બિચારો એક વાર બાપના ભણી તો બીજી વાર માના ભણી મૂગોમૂગો નજર ફેરવવા લાગ્યો.

એવો એક દિવસ જરૂર હતો કે જ્યારે વિમળા સાચેસાચ મૃત્યુને ચાહતી હતી. ભગવાનની આગળ ખોળા પાથરીપાથરીને તેણે અનેક વાર પ્રાર્થના ગુજારેલી કે "હે ભગવાન, મને મોત આપ ! આ જિંદગી ટકાવી રાખવામાં મને કશો જ લાભ નથી."

પરંતુ હવે એને મરવાની ઇચ્છા નહોતી રહી.

શા માટે હવે એ એવી ઇચ્છા રાખે ?

નારીજીવનનું સર્વસ્વ–સર્વ આનંદ, સર્વ આશા, સર્વ આકાંક્ષા જે મનુષ્યને અભાવે એકદમ સમૂળગાં નષ્ટ બની ગયાં હતાં; તે મનુષ્ય આજે સ્વેચ્છાએ તેની આગળ આવીને હાજર થઇ ગયો છે. એના સુખમાં ભાગ પડાવનારી એની હરીફ એક શોકય હતી, તે પણ આજ હવે રહી નથી; એટલે હવે વિમળાને લાગવા માંડ્યું કે આ સંસારમાં જે કંઈ જોઇએ તે એને મળી ગયું છે. છોકરો છે, સ્વામી છે, ધનઐશ્વર્ય છે તો પછી તે જીવે શેં નહિ ? આ ભર્યાભાદર્યા નિષ્કંટક આનંદમય સંસારની એ પોતે જ એકલી માલિક છે !

એટલે જ આજે હવે તે ભગવાનની આગળ કરુણ ભાવે પ્રાર્થના ગુજારવા લાગી: "આટલા દહાડા ભૂલથી મેં તમારી પાસે જે વરદાન મેળવવા પ્રાર્થના કર્યા કરી છે તે મૃત્યુના વરદાનને, હે ભગવાન, હવે મારે માટે મોકૂફ રાખજો ! મોતને હવે મારાથી દૂર સુદૂર લઈ જજો ! અભાગણી ઉપર આટલી દયા કરી જ છે તો પછી હે દેવ! મારી પહેલાંની એ તંદુરસ્તી પણ મને પાછી આપવાની દયા કરો; મારું એ રૂપ પાછું આપો, યૌવન આપો, લાંબું આયુષ્ય આપો !"

ઘરનાં કામકાજ પણ હવે તો વિમળા કરવા લાગી. બીજા દિવસથી જ સૌ કોઈ જોઇ શકયું કે વિમળા તેના જીર્ણશીર્ણ દુબળા દેહને આકર્ષક રીતે શણગારવાને તનતોડ પ્રયાસ કરે છે. સ્વામીના ચરણોમાં તે સર્વસ્વ સમર્પણ કરી દઇને તેને રિઝવવા અને તેના દિલનો ઘા રૂઝવવા માગે છે!

અતુલ કહેતો : "રાત ઘણી થઇ ગઇ છે વિમળા, તારું શરીર નાદુરસ્ત ને નબળું છે, હવે તો તું સૂઇ જા."

વિમળા મંદ મંદ હસતી સુણાવી દેતી: "મારું શરીર સારું છે, આપ એની ફિકર કરશો નહિ."

અતુલ જેમ જેમ મનાઇ કરતો જાય, તેમ તેમ વધારે ખંતથી, વધારે ઉત્સાહથી વિમળા તેની સેવા કરવાને તળેઉપર થઈ જાય.

અતુલ કહેતો: "મારી સેવાચાકરી કરવાને માણસોનો કંઇ તોટો

છે? તું જાતે આવી તકલીફ શા સારુ ઉઠાવે છે?"

વિમળા ફટ દેતો જવાબ આપતી: "ચાકર માણસનો ઘરમાં તોટો નથી એ હું સારી પેઠે જાણું છું. પરંતુ સ્વામીની સેવાચાકરી પોતાને હાથે કરવાની ન મળે તો તેથી સ્ત્રીને કેટલું દુ:ખ થાય, તેની તમો ભાયડા માણસને શી ખબર હોય, સમજ્યા? માટે એવી વાત ફરીથી મારા આગળ કરશો નહિ."

અતુલ દલીલ કરતો: "પરંતુ પોતીકા શરીર ભણી તો જોવું જોઈએ ને? તારી જ સેવાચાકરી અને સારવાર કરવાને હજી તો માણુસોની જરૂર છે."

વિમળા થોડુંક હસી લઇને અતુલને સહેજ હડસેલો મારીને નખરો કરતી: "ઓહો! મારા શરીર બદલ આપની આવડી ચિંતા! એનો પરિચય આટલા દહાડા તો કંઇ જ મળ્યો દેખાયો નહિ!"

આમ કહીને તે જરા થંભી જતી અને પછી અતુલના મુખ સામું તાકી રહીને ખૂબ ખૂબ મોટેથી હસી પડતી અને જણાવતી: "પરિચય જો મળ્યો હોત, તો આ સ્થિતિએ જરૂર ન પહોંચત."

એનો સ્વામી જરા જેટલો પણ બદલાયો નહોતો. જેવો આગળ હતો તેવો જ અત્યારે પણ પ્રેમાળ છે. તેણે પોતાનો બચાવ રજુ કર્યો: "હું શું કરું, કહે? તારું કષ્ટ હું જાણતો હતો; પરંતુ એ બદલ સાચી જવાબદારી કોની–મારી કે તારા બાપની?"

વિમળાની મરજી હવે એ વાતને એટલેથી જ દાબી દેવાની થઇ, એટલે એ બોલી: "રહેવા દો હવે એ વાત! જૂના પોપડા ઉખેડવામાં ફાયદો નહિ. ખરો દોષ તો મારો જ. હું જ તમારી સાથે તે દહાડે કેમ ચાલી ન નીકળી?"

અતુલ વગર બોલ્યે તેના ચહેરા સામું એકી નજરે જોઈ રહ્યો અને મંદ મંદ હસવા લાગ્યો.

આમ ને આમ દહાડા પર દહાડા પસાર થતા હતા.

કલકત્તાનાં કામકાજ નિર્વિઘ્ને ચાલ્યા કરે એવા ભરોસાના માણુસોને અતુલ ત્યાં રાખતો આવ્યો હતો; એટલે તે તરફની ખાસ ચિંતા નહોતી.

પરંતુ પરિમલ બિચારી ફિકર કરતી હશે ને?

પરિમલનો વિચાર આવતાં જ અતુલ તે જ દહાડે તેને કાગળ લખવા બેઠો. લખ્યું : "મારું શરીર તો અહીં આવ્યા પછી ઠીક ઠીક સુધરવા આવ્યું છે. બરાબર સુધરી આવે તે ખાતર હાલ તુરત તો કલકત્તા પાછો ફરવાનો વિચાર નથી રાખતો."

આટલું જ લખાયું છે, ત્યાં તો વિમળા આવી પહોંચી. લખવા માંડેલો કાગળ વિમળા જોઇ જાય એવી ઇચ્છા અતુલની નહોતી; પરંતુ વિમળાએ તે પરાણે ઝડપી લીધો અને વાંચી ને બોલી: "એને માટે આવી કેફિયત તમારે ત્યાં આપવી પડે, એમ?"

અતુલ સહેજ ભોંઠો પડી ગયો. બોલ્યો: "ના, ના, કેફિયત શાની? આને તું કેફિયત ગણે છે?"

"નહિ ત્યારે?" એમ કહી વિમળા હસવા લાગી. હસતી હસતી કહેવા લાગી: "ત્યારે લખો જોઉં કે—વિમળાને મારી હાજરીથી ઠીક લાગે છે, એટલા માટે અહીંથી હાલ તુરત નીકળી શકાય તેમ નથી!"

અતુલે જણાવ્યું: "છટ્! એવું તે કંઇ લખાય?"

વિમળા હજી પણ એ જ રીતે હસતીહસતી કહેવા લાગી: "જવા દો ત્યારે! હવે તમને મુશ્કેલીમાં મૂકવા એ ઠીક નહિ. એના કરતાં વિજય અત્યારે ઊંઘે છે એટલે ચાલો આપણે ઉપર અગાશીમાં જઇએ. કેવી ફક્કડ ચાંદની ખીલી રહી છે!"

અતુલે કહ્યું: "ઘેલી થઇ છે કે શું? આટઆટલી ઠંડી પડે છે ને તેવે ટાણે અગાશીમાં જવું છે? શું થાય તેની કંઈ ખબર છે?"

"ના, બસ ચાલો જ!" એમ કહી અતુલને તે પરાણેપરાણે અગાશીમાં ઘસડી ગઇ. ચારે કોરથી ઠંડીનાં મોજાં આવીને અથડાય છે. ચાંદનીના પ્રકાશમાં ગામ પથરાયલું પડયું છે. થોડે છેટે રાયની હવેલી નજરે પડે છે.

વિમળાએ કહ્યું: "જુઓ ને, કેવું સુંદર દૃશ્ય છે? બેસો અહીં. બેઠાં બેઠાં કંઈ વાતો કરીએ."

આગ્રહને વશ થઇ અતુલ બેઠો તો ખરો, પરંતુ આવી ઠંડીમાં, ખુલ્લી અગાશીમાં વિમળાને લઇને બહુ વાર સુધી બેસવાની તેની મરજી નહોતી; તેથી તેણે કહ્યું: "ચોમેરથી ઠંડી વાય છે. ચાલ, ચાલ, નીચે જતાં રહીએ."

એક લાંબો નિસાસો નાખીને વિમળા બોલી: "તમને તકલીફ પહોંચે છે, નહિ? નીચેથી એક ગરમ ઓઢવાનું લઇ આવો ને? નહિ તો લો, આ મારો સાડીનો છેડો તમારે શરીરે લપેટી દઉં છું."

મોં મલકાવી અતુલે કહ્યું: "ના, રહેવા દે. હું મારે પોતાને માટે નથી કહેતો, પણ તારે માટે કહું છું."

વિમળાએ પરાણે પરાણે સાડીનો છેડો અતુલને શરીરે લપેટી દીધો અને તેની સોડમાં લપાઇ જઇને પૂછયું: "અહીં આમ બેસવાની ઇચ્છા મને કેમ થઇ આવી તે તમે કહી શકશો કે?"

અતુલે જવાબ દીધો: "નારીહૃદયની વાત આમ સહેલાઇથી સમજી જવા જેટલી ગતાગમ હજી મારામાં નથી આવી, વિમળા!"

વિમળાએ ખુલાસો કર્યો: "અહીં આમ બેસવાથી મને અગાઉના દિવસનો એક જૂનો પ્રસંગ સાંભરી આવે છે. એસ્તો–તમે અને હું એક દહાડો મારા પિયેરની અગાશીમાં–કેમ સાંભરે છે ને?"

અતુલે દલીલ કરી: "પણ ત્યારે તો ઉનાળો હતો અને અત્યારે તો કડકડતો શિયાળો!"

વિમળાએ જણાવ્યું: "પણ ઉનાળો આવવાને તો હજી ઘણી વાર છે. એટલા દહાડા હું જીવી શકીશ કે કેમ તેની કોને ખબર ?"

એટલું બોલીને વિમળા અતિશય કરુણાભરી નજરે અતુલનું મુખ તાકી રહી. અતુલે મોઢું ફેરવીને જોયું તો વિમળાની આંખોમાં ઝળઝળિયાં ભરાઈ આવ્યાં હતાં.

આટલે દહાડે સ્વામીને પાછો મેળવી વિમળા પોતાના શરીરની દરકાર કર્યા વગર ઘરનાં કામકાજ ઉત્સાહથી કરવા લાગી એ જોઈને મહામાયા પણ એક દહાડો ફફડી ઊઠી: "સાંજની વેળાએ અત્યાર લગી ઘરમાં તું શેનો કડાકૂટો કર્યા કરે છે રે, વહુ ?"

વાતને ટાળી દેવા ખાતર વિમળાએ નરમાશપૂર્વક જણાવ્યું: "ના બા, આ હાથેપગે જરાક—"

"પણ આ તારાં કપડાં તો હજી લગી ભીનાં દેખાય છે ને ? ઘરમાં દાસી છે, બીજા ચાકર માણસો છે—ના બેટા ! તારા શરીર તરફ તું ન જુએ અને ઘરનો—"

સહજ મોં મલકાવીને વિમળાએ જવાબ દીધો: "કાલથી હું કપડાં નહિ ભીંજાવા દઉં મા ! સાચું જ કહું છું."

એટલું કહીને હસતીહસતી તે ત્યાંથી ચાલી ગઈ.

આજકાલ જ્યારે જુઓ ત્યારે વિમળાનું મોઢું હસતું ને હસતું જ દેખાય છે, હાસ્ય જાણે તેના મોઢા સાથે જડાયલું ન હોય ! તેનો હસમુખો ચહેરો કેવો સુંદર લાગે છે ! મહામાયા તો એના એ હસતા મુખડા સામું એકી ટસે જોઈ જ રહેતી. એના એ હાસ્યનો શો મર્મ હશે તેની તો એને કશી ખબર નહોતી. "હશે, બિચારી ! હસવાનું ઘણે દહાડે મળ્યું છે, તો ભલે હસતી રહે !" એમ કહી તે સંતોષ માની લેતી.

નવું પરણેલું જોડું જેવી રીતે પરસ્પરનો સહવાસ સાધીને પોતાનાં જીવન વીતાડે તેવી જ રીતે—આબેહૂબ તેવી જ રીતે વિમળા પણ અતુલના સહવાસમાં જ પોતાનો સારો ય દિવસ ગુજારવાની ઇચ્છા રાખતી હતી. અતુલ એક કલાક પણ ઘર બહાર જાય તો તે બારણાને મોખરે જ ગુપચુપ ઊભી રહેતી અને ક્યાંક જવા નીકળે ત્યારે તાકીદ આપતી કે "ઝટ પાછા ફરજો !"

આજ કેટલા ય દહાડાથી તેણે દવા લેવાનું બંધ કરી દીધું છે. આખો દહાડો ને રાત અતુલના સહવાસમાં જ તે ગાળે છે, કે પછી એના જ વિચારમાં મગ્ન રહે છે; એટલે પછી દવા લેવાનો વખત એને ક્યાંથી મળે?

આમ ને આમ દિવસો ચાલ્યા જાય છે. થોડા દહાડા પછી વિમળાને ચકરી આવી અને માથું સખત ચઢી આવ્યું; પરંતુ એ વાત વિમળાએ કોઇને જ કરી નહિ. માથું ચઢયું છે તે ઊતરી જશે. એમાં કોઇને શું કહેવાનું?

પરંતુ એનું માથું ઊતર્યું જ નહિ. ત્રણ દિવસ લાગલાગટ માથાનો દુઃખાવો ચાલુ રહ્યો અને સાથે સાથે જીર્ણ જ્વર પણ આવવા લાગ્યો.

વિમળાને લાગ્યું કે દવા નથી લેવાતી તેથી એમ થયું છે; એટલે ગુપચુપ તે પોતાના ઓરડામાં ગઇ અને વૈદ્યરાજની દવા કાઢીને થોડાક મધ સાથે ખલમાં વાટીને ચાટી ગઈ.

જીવવાની તેને ઘણી હોંશ હતી; પરંતુ એ દવાથી એને કશો ફાયદો હવે જણાયો નહિ. એક દહાડો રાત્રે તો સાચે જ સખત તાવ ચઢી આવ્યો.

અતુલે ટાણો માર્યો: "શું થાય બીજું ? જે અત્યાચાર શરીર પર

કરવા માંડયો હતો—"

વિમળાએ સ્મિતપૂર્વક જણાવ્યું: "કાલે ઊતરી જશે."

મોઢે એ એવું બોલી તો ખરી, તેમ જ મનને પણ એણે એવું જ આશ્વાસન આપ્યું ખરું, પરંતુ બીજે દહાડે જ્યારે તાવ ખસ્યો જ નહિ ત્યારે તેને પોતાને પણ ફિકર થવા માંડી. પથારીમાં પડી પડી વારંવાર તે ભગવાનને આતુરતાભરી પ્રાર્થના કરવા લાગી: "હે ભગવાન ! આ પાછું તેં શું કર્યું ? મેં તારો કશો જ અપરાધ કર્યો નથી ! મને જલદીથી આરામ કરી દે !"

પરંતુ ભગવાને આ વેળા તેની વિનંતી માન્ય રાખ્યાનું જણાયું નહિ. બીજે જ દહાડે તાવે ઊલટું ખૂબ જોર પકડ્યું. ડાકટર આવ્યો. દરદીને તપાસીને દવા આપી ડાકટર ચાલ્યો ગયો.

મહામાયાના મુખમાંથી ઉદ્દગાર સરી પડ્યા: "ભગવાનની મરજી મને નિરાંત જીવે બેસવા દેવાની નથી લાગતી."

એટલું બોલી તે વિજયને એની બાની સોડમાંથી ખેંચી લઈને ત્યાંથી ખસી ગઇ.

પણ અતુલને તો વિમળાએ પોતાની કનેથી ખસવા જ ન દીધો. ઊલટાનું કહ્યું: "તમે જો મારી પાસેના પાસે નહિ રહો તો તો હું ખચીત મરી જઇશ. તમે તો અહીં જ બેસી રહો !"

એમ કહી તે અનિમેષ નયને સ્વામીનું મુખ પેટ ભરી ભરીને જોવા લાગી.

અતુલે તેને બરડે હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું: "આમ ફાટેલે ડોળે શું જોયા કરે છે ? ચાલ ઊંઘી જા !"

વિમળા બોલી: "ના, મને લાગે છે કે એવું સુખ મારા કર્મમાં નથી."

એટલું બોલતાંબોલતાંમાં તો તેની બન્ને આંખોને ખૂણેથી અશ્રુધારા વહેતી દેખાઇ.

અતુલને પણ એ વાત સમજાતી નહોતી એમ તો નહિ; પરંતુ શું કહીને વિમળાના મનનું સાંત્વન કરવું એની સૂઝ એને પડી નહિ.

વિમળા ઊંઘી ગઈ છે તેથી કે પછી ગાઢ તંદ્રામાં પડીને ચુપચાપ પડી રહી છે તે તો કોણ જાણે, પણ તેના શરીર પર અતુલે હાથ મૂકી જોયો તો પણ હૂંકારો સરખો એણે ભણ્યો નહિ; એટલે તે આસ્તે રહીને ત્યાંથી ઊઠી ગયો અને મહામાયાના ઓરડામાં જઈ બોલ્યોઃ "બા !"

વિજયને ઉંઘાડી દઈને મહામાયા તેના ઓશિકા આગળ બેઠી બેઠી કંઇક વિચારમાં ડૂબી ગઈ હતી. અતુલને આવતો જોતાં જ તે પલંગ પરથી નીચે ઊતરી અને લાગલો સવાલ કર્યોઃ "કેમ છે એને ?"

અતુલે જણાવ્યુંઃ "ઊંઘતી હોય એમ લાગે છે. પરંતુ તાવનું જોર ખૂબ જ વધી ગયું છે. કલકત્તેથી ડાક્ટરને તેડાવીશું ?"

મહામાયાએ કહ્યુંઃ "તેમ કરી જો, ભાઇ ! પરંતુ તું પોતે તેડવા જાય એ ન ચાલે. સરકાર મહાશયને મોકલી આપ."

કલકત્તે જવાની ગાડી રાત્રે દસ વાગે ઊપડતી હતી. એ ટ્રેનમાં વનમાળી સરકારને મોકલવાની ગોઠવણ એણે કરી દીધી. શતદલની માંદગી વખતે કલકત્તાના કેટલાયે મોટા મોટા ડાક્ટરો જોડે એને ઓળખાણ થયેલું. તેમાંના એક પર અતુલે ચિઠ્ઠી લખી આપી. તેની સાથે એક ચિઠ્ઠી પરિમલ ઉપર પણ લખી. તેમાં જણાવ્યુંઃ "વિમળા આપણે ઘેર આવી ગઇ છે. એના આવવાની વ્યવસ્થા તો તમે પોતે જ કરી ગયાં હતાં. અત્યારે એની સ્થિતિ ભયજનક છે. બચશે કે નહિ તેની શંકા છે. કોઇ સારા ડાક્ટરને બોલાવવા સારુ સરકાર મહાશયને કલકત્તે મોકલ્યા છે. ઇત્યાદિ, ઇત્યાદિ."

બેઉ ચિઠ્ઠીઓ વનમાળીના હાથમાં મૂકીને તથા જરૂરજોગી રકમ પણ આપીને તેને કલકત્તા જવાને રવાના કરી દીધો. પછી અતુલ પાછો મહામાયાની પાસે ગયો અને બોલ્યોઃ "રાયને ઘેર ખબર આપવાની જરૂર નહિ, બા ?"

મહામાયાએ જણાવ્યું: "ખબર આપવી તો જોઇએ. હું પણ એનો જ વિચાર કરતી હતી. પરંતુ તને એક વાર પૂછી જોયા વગર ત્યાં ખબર મોકલાવવાનું મને ઠીક ન લાગ્યું. બાકી આવો સખત તાવ તો એને ભાગ્યે જ આવે."

અતુલે સંમતિ આપી દીધી: "ત્યારે કાલે સવારે જ એક દાસી દ્વારા કે ચાકર દ્વારા ખબર મોકલાવી આપજો, બા!"

મા–દીકરો ઊભાંઊભાં આમ વાતચીત કરી રહ્યાં હતાં એ જ વખતે અચાનક એમને લાગ્યું કે ક્યાંકથી એક વિકરાળ ચીસ આવી.

મહામાયા અને અતુલ બેઉ જણાં ઝપાટાબંધ ઓરડા બહાર નીકળી આવ્યાં અને જોયું તો ચીસ સાંભળીને દાસદાસીઓ પણ પરસાળમાં આવી ઊભાં રહ્યાં છે.

પરસાળ વટાવીને વિમળાના ઓરડામાં જઈ પહોંચતાં જ જણાયું કે વિમળા એ જ ઠેકાણે પડીપડી ગેંગાર્યા કરે છે. એક દાસીના હાથમાં ફાનસ હતું. એ ફાનસને અજવાળે અતુલે દીઠું કે વિમળાનાં વસ્ત્રોનું ઠેકાણું નથી. માથાનો ચોટલો પણ છૂટી ગયો છે! મહામાયા તરત દોડીને તેના પર ઝૂકી પડી અને ઢંઢોળીઢંઢોળીને "વહુ બેટા! વહુ બેટા!" કરી કેટલી ય વાર બોલાવી જોઇ; પણ વહુ બેભાન હતી.

બધાંએ મળી તેને ઊંચકીને ફરી ઓરડામાં આણી અને ખાટલામાં સુવાડી દીધી. આંખો અને મોં પર પાણી છાંટયું અને ધીરેધીરે પંખો કર્યો એટલે થોડી વારે વિમળાએ આંખો ખોલી. આંખો ઊઘડતાં જ તે ગણગણી: "ક્યાં ગયા તમે?"

અતુલ તે વખતે ઓરડામાંથી બહાર જતો રહ્યો હતો; એટલે ભાનમાં આવેલી વિમળાને તે ન દેખાતાં એ બોલી ઊઠી: "ચાલ્યા જ ગયા ને આખરે કલકત્તા?"

મહામાયાએ તેને આશ્વાસન આપવા માંડ્યું: "ના બા, એ નથી

ગયો, અહીં જ છે. જો બોલાવું છું. અતુલ! ઓ અતુલ!"

છજાનો કઠેરો ઝાલીને અતુલ ચાંદનીના તેજે ચળકતા ગામ પર દૃષ્ટિ ફેરવતો ગુપચુપ ઊભોઊભો કશુંક વિચારી રહ્યો હતો. માની બૂમ સાંભળી તે તરત ઓરડામાં પહોંચી ગયો ને પૂછ્યું: "તેં બોલાવ્યો, બા?"

મહામાયાએ કહ્યું: "હા ભાઇ, વહુ તને સંભારે છે."

વિમળા એ વખતે તેની કરમાઈ ગયેલી આંખો ફાડીને એકાગ્ર દૃષ્ટિએ અતુલનું મોઢું જોયા કરતી હતી.

અતુલે પૂછ્યું: "આ રહ્યો હું, બોલ, શું કહે છે?"

જવાબમાં અસ્પષ્ટ અવાજે વિમળા ગણગણી: "કંઈ નહિ."

એટલું બોલતાંબોલતાંમાં તો તેની બન્ને આંખો આંસુથી ભરાઈ આવી.

અતુલે પૂછ્યું: "અહીંથી ઊઠીને ક્યાં ગઈ હતી?

વિમળાએ જણાવ્યું: "તમને ખોળવા!"

અતુલે કહ્યું: "છિઃ! માંદે શરીરે તે આમ ઉઠાતું હશે ખરું?

વિમળાએ કંઇ જ જવાબ આપ્યો નહિ. માત્ર પહેલાની માફક એનું મુખડું એકી ટસે જોઇ રહી.

અતુલે ફરી પૂછ્યું: "ચીસ પાડીને શું કરવા ઊઠી? પડી જવાયું ને?"

વિમળાએ માથું હલાવી 'ના' પાડી અને કહ્યું: "મને શતદલ દેખાઇ—પણે—પણે ઊભી હતી!"

મહામાયાએ તેને ધીરજ દેવા માંડી: "દીઠી? બીક લાગી? પણ એમ બી જવું એ સારું નહિ."

વિમળાએ જવાબ દીધો: "પહેલાં તો હું ન બીની, બા! મારા મનમાં એમ જ હતું કે એ તો મરી ગઇ છે, એટલે ક્યાંથી અહીં આવે? પણ પછી તો હસતી હસતી તે કહેવા લાગી: 'મોટીબેન! ચાલો

આપણે અહીંથી ચાલ્યાં જઈએ.' મેં પૂછ્યું: 'ક્યાં ?' તેનો કંઇ જ જવાબ ન દેતાં તે મારા પર ધસી આવી, મને જોરથી પકડી લીધી અને બોલી: "તને હું અહીં કેમે કરતાં નહિ રહેવા દઉં, મોટીબેન! મારી સાથે તમારે આવવું જ પડશે. એ વેળા પણ મારા મનમાં એકાએક થઇ આવ્યું કે 'શતદલ તો જીવતી નથી, એ તો મરી ગઇ છે.' એટલે પછી ભૂતના ડરથી મને ખરેખરી બીક લાગી અને મારા મોઢામાંથી ચીસ નીકળી પડી. તે પછી શું થયું તેની મને મુદ્દલ ખબર નથી."

હાંફતાં હાંફતાં મહા પરાણે આટલી વાત કરી વિમળાએ પાછી આંખો મીંચી દીધી અને બોલવાનું બંધ કરી દીધું. આંખોમાંથી પાણી વહેતાં હતાં તે મહામાયાએ પોતાના પાલવ વતી હળવે હાથે લૂછી નાખ્યાં. લૂછયા પછી અતુલના ભણી નજર ફેરવીને જોયું તો જણાયું કે તે તેના ભણી કંઇક વિલક્ષણ ભાવે જોઇ રહ્યો છે.

માંદગીને વખતે આવી જાતનો ભય પામવો એ સારું ન કહેવાય. બધાં જ એમ કહેવા લાગ્યાં. મહામાયા અતુલને બાજુએ લઇ ગઇ અને બોલી: "આમ ન થાય, બેટા! શોકયને આવી રીતે જ અનેક બાયડીઓ જુએ છે. આ ચિહ્ન મને તો ભાઈ, કંઇ સારાં દિસતાં નથી."

અતુલે જણાવ્યું: "તે દહાડાનો તાવ પણ કેડો મૂકતો નથી ડોકટર કહે છે કે 'મેલેરિયા' છે."

મહામાયાએ કહ્યું: "એ ગમે તે હોય, બેટા! કલકત્તેથી ડાકટર ભલે આવે. મેં તો મારે એની માને ખબર કહાવી મોકલી છે કે તમારી દીકરીનું મોઢું એક વાર જોઇ જાઓ."

. . . . . . .

છોકરો વારંવાર પોતાની બા કને જવાની મરજી દેખાડવા માંડ્યો એટલે મહામાયાએ એને ટાઢો પાડતાં કહ્યું: "જો, લઇ જાઉં છું.

પણ અત્યારે તારી બાને બહુ બોલાવતો નહિ, હોં ભાઇ! તારી બા બહુ માંદી પડી ગઇ છે ને તેથી ડોકટરે એને બહુ બોલવાની મના કરી છે: શું સમજ્યો ?"

વિજયને આવેલો જોઈ વિમળા આંખો ફાડી ફાડીને એના મુખ ભણી એકીટસે જોઇ રહી. કઇંક બોલવા ગઇ પણ બોલી શકાયું નહિ. એટલે ફરી પાછી આંખો મીંચી દઇને ચુપચાપ પડી રહી.

ખબર મળતાં જ બીજે દહાડે સવારના પહોરમાં રાયને ઘેરથી વિમળાની મા જાહ્નવી, એનો ભાઈ સુધીર અને સુધીરની વહુ આવી પહોંચ્યાં. આટલે લાંબે સુધી લાકડીને ટેકે હિંડતાં હિંમત ન ચાલવાથી એક માત્ર તેનો બાપ અશ્વિનરાય ન આવી શકયો.

મહામાયાને એ વાતની ખબર પડતાં એણે લાગલું સૂચવ્યું કે "આવવાની એમની મરજી જ હોય તો તો ગાડી મોકલી આપું."

વિમળાની સ્થિતિ જોઈને જાહ્નવીની આંખોમાંથી દડદડ આંસુ વહેવાં લાગ્યાં. મહામાયાના મુખ સામું જોઈને એણે પોતાના પેટનો બળાપો કાઢયો: "આવીને હવે શું કરશે? અહીં તો બધો મામલો ખલાસ થવા આવ્યો છે. એ જોઇને હવે શું કરશે?"

જાહ્નવીએ કેટલી યે વાર "વિમળા! વિમળા!" કરી બૂમ મારી જોઈ.

પણ વિમળા તો માત્ર ફાટેલે ડોળે જેમ જોતી હતી તેમ જ માના મુખ સામે જોઈ રહી. એકે અક્ષર તેનાથી બોલી શકાયો નહિ.

જાહ્નવીના હોઠ થરથર કંપવા લાગ્યા. તેણે સવાલ કર્યો: "હું કોણ તે ઓળખી શકે છે, વિમળા?"

બહુ જ દબાયલે અવાજે વિમળા બોલી: "બા."

જવાબ મળ્યો જોઇ જાહ્નવીના મનમાં કંઇક આશા બંધાઇ; એટલે તે બોલી ઊઠી: "ઓળખી તો શકે છે."

મહામાયાએ ખુલાસો કર્યો: "કદીકદી ઓળખે છે અને કદીકદી...

નથી પણ ઓળખતી."

જાહ્નવીએ પૂછ્યું: "વિજયને જોવા નથી તલસતી?"

છોકરાનું નામ કાને પડતાં જ વિમળા ઉત્સુક ભાવે આમતેમ ડોળા ફેરવવા મંડી. વિજય મહામાયાના ખોળામાં બેઠો હતો. વિજયના પર નજર ઠરતાં જ વિમળા ક્યાંય સુધી તેને એકીટસે જોઇ રહી. તે પછી તેની આંખોને ખૂણેથી થોડીક અશ્રુધારા વહેતી દેખાઈ.

જાહ્નવીએ પોતાના પાલવ વતી તેની આંખો લૂછી નાખી. પછી મહામાયા તરફ જોઇ તે બોલી: "ભાન તો હજી બેન, બધું જ લાગે છે."

આખો ય દહાડો જાહ્નવી ત્યાં જ બેસી રહી. રાત્રે પણ એની જવાની મરજી નહોતી. તેથી સંધ્યાટાણે સુધીર અને તેની વહુને એકાંતમાં બોલાવી એણે કહ્યું: "તમે ઘેર જાઓ અને કદાચ એ પૂછે તો જણાવજો કે વિમળા હવે બચે એમ નથી. એક વાર એનું મોં જોઇ લેવાની એમની ઇચ્છા હોય તો—"

આગળ એનાથી બોલી શકાયું નહિ. શોકભારથી એનો કંઠ રૂંધાઇ ગયો.

સુધીરે માને સધિયારો આપ્યો: "કાલે સવારે હું બાપાને તેડતો આવીશ."

જાહ્નવીએ સૂચવ્યું: "ત્યારે અતુલપ્રસાદને કહેતો જજે કે કાલે સવારે ગાડી મોકલી આપે."

વિમળાને સાચવતાંસાચવતાં એ લોકોએ રાત કેમ ગુજારી એ તો એક અંતર્યામી જ જાણે! વિજય એકલો જ ઊંઘતો હતો. બાકીનાં બધાં કોઈને જ ઊંઘ આવી નહિ.

મળસ્કે કલકત્તેથી આવતી ટ્રેનમાં ડોકટરને લઇને વનમાળી

આવી પહોંચ્યો. તેમની સાથે પરિમલ પણ આવી પહોંચી.

પરિમલને જોઇ અતુલે પૂછ્યું: "તું વળી શું કરવા આવી?"

પરિમલ ફક્ત એટલું જ બોલી: "એવી મરજી થઇ ગઇ."

વિશેષ કશું ન બોલતાં તે વિમળાની પથારી પાસે પહોંચી ગઈ.

દરદીના બિછાના પાસેથી સર્વેને ખસેડી દઇ અતુલ ડોકટરને લઇ ગયો.

ડોકટરે બહુ બારીકાઇથી દરદીને તપાસી લીધી.

અતુલ આતુર નયને ડોકટરનું મોં જોઇ રહ્યો. ડોકટરે કહ્યું: "એક ઇન્જેકશન આપી જોઇએ."

"આપી જુઓ !"

ઇન્જેકશન આપ્યા પછી વિમળા કંઇક ભાનમાં આવી લાગી. પરંતુ હવે ભાન કેટલી વાર સુધી ટકવાનું ?

સસરાને લઈ આવવાને અતુલે ગાડી મોકલી આપી હતી. એ ગાડીમાં બેસીને અશ્વિન આવી પણ પહોંચ્યો. લાકડીને ટેકે ટેકે મહાપરાણે તે દાદરો ચઢી ઉપર આવ્યો. અશ્વિનરાયે કદાચ આ પહેલી જ વાર ચોધરીના ઘરમાં પગ મૂકયો !

વિમળા પણ જાણે બાપને જોવા ખાતર એટલી વાર જીવતી રહી.

વિમળાની પથારી પાસે જઈ ગળગળે સાદે અશ્વિનરાયે એને બોલાવી: "વિમળા ! બેટા !"

વિમળાએ ફરી એક વાર આંખો ખોલી જોઈ લીધું. જોઈ લીધો બાપને, જોઇ લીધાં માને અને ભાઇને, જોઈ લીધો અતુલને અને જોઇ લીધો તેના પ્રિયતમ પુત્ર વિજયને !

એની આંખમાંથી દડ દડ આંસુની ધાર વહેવા માંડી. એ આંસુ લૂછવાનો વખત હવે કોઈ ને જ નહોતો રહ્યો. બધાંયની આંખોમાંથી

શ્રાવણભાદરવો વરસી રહ્યો હતો.

થઇ રહ્યું. બધો જ ખેલ ખલાસ! મરવાની ઇચ્છા તો વિમળાને નહોતી રહી છતાં પણ તેને મરવું જ પડયું.

[ ૨૭ ]

વિમળાની ચિતાના અંગારાએ રાય અને ચોધરી વંશો વચ્ચે ચાલતાં આવેલાં વેરઝેર અને ઝગડા પર કાયમ માટે પડદો નાખી પ્રેમનો **સેતુબંધ બાંધ્યો.**

અગ્નિસંસ્કારનું કામ પતાવી દઇને અતુલ ઘેર પાછો ફર્યો ત્યારે સૂર્યાસ્તની વેળા થવા આવી હતી.

મહામાયાથી હવે અતુલની સામે ઊભું રહી શકાયું નહિ. એટલે રડતી રડતી, આંખોએ લૂગડાનો છેડો દાબી દઇને તે ત્યાંથી આઘી ખસી ગઈ.

જે ઓરડામાં વિમળાનો પ્રાણપંખી ઊડી ગયો તે ઓરડામાં એક વાર આંટો મારી આવી અતુલ પાછો ફર્યો. પછી ઢાળેલે મસ્તકે ગુપચુપ તે પોતાના ઓરડામાં ગયો તો ત્યાં પરિમલ વિજયને ખોળામાં બેસાડી વાતો કરતી દેખાઇ.

અતુલે પૂછ્યું: "પેલા લોકો બધાં ચાલ્યાં ગયાં?"

પરિમલે કહ્યું: "હા."

"ડોકટર?"

"એ પણ ગયા."

ટેબલ ઉપર કાચના એક ગ્લાસમાં શરબત ઢાંકી રાખ્યું હતું. એ ગ્લાસ ઊંચકીને પરિમલે અતુલના હાથમાં મૂકયો અને કહ્યું: "બેસો, તમે બહુ જ થાકી ગયા લાગો છો."

અતુલ બેઠો. એટલે લાગલો જ વિજય તેની પાસે જઇ ઊભો રહ્યો

અને કાલીઘેલી બોલીમાં કહેવા લાગ્યો: "બાપુ, માસીબા કહે કે તાલી બા મલી ગઇ, હવે તો હું જ તાલી બા થઇછ."

પરિમલ તેને વારે તે પહેલાં તો એણે બધું જ કહી નાખ્યું.

અતુલે પરિમલના ચહેરા પર નજર માંડી. એ નજર તે ત્યાંથી પાછી ફેરવી જ શક્યો નહિ ઝળઝળિયાં ભરેલાં તેના વિશાળ નયનોમાં કોણ જાણે શા યે અનિર્વચનીય ભાવો તેને દેખાયા!

કલકત્તે જતાં બરાબર આ છોકરીનો એને પ્રથમ સાક્ષાત્કાર થયેલો. છોકરીએ જ એની જીવનધારાને પલટાવી દીધી છે. પરંતુ આટઆટલે દહાડે હજી શું તે એ જ વાત કહેવા માગે છે?

અતુલે જણાવ્યું: "પરંતુ મારા ભાગ્યમાં સ્ત્રીસુખ બહુ અલ્પ લખાયું છે, પરિમલ! એ તો ચાલી ગઇ!"

અજીઠો ગ્લાસ પાછો ટેબલ પર મૂકી દેતી પરિમલ ટહૂકી: "તો ત્રીજી યે ભલે જાય. કંકુ ઉછાળતાં ચાલ્યા જવાનું ભાગ્ય છે ક્યાં?

  

---